णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ।

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

[ વિ. સં. ૨૦૦૭-૮ માં આ વિષયને અનુલક્ષીને અમદાવાદમાં અપાયેલાં ૨૩ પ્રવચનોમાંના ૬ થી ૧૧ સુધીના કુલ ૭ પ્રવચનોનું ઘણે અંશે પૂર્ણ જેવા સારભૂત અવતરણનો સંગ્રહ ]

## બીજો ભાગ



પ્રવચનકાર

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, આ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી-પટ્ટપ્રભાકર, પૂ. સિદ્ધાન્તમહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના પટ્ટાલંકાર-પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાન-વાચસ્પતિ આચાર્યદેવ

શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

પ્રકાશક
શ્રી જૈન પ્રવચન પ્રચારક સાર્વજનિક ધાર્મિક ટ્રસ્ટની વતી
મેનેજર-ચીમનલાલ નાથાલાલ શાહ
[સં. શ્રી જૈન પ્રવચન]

પ્રકાશન-સ્થળ
શ્રી જૈન પ્રવચન કાર્યાલય
ઠે. શા. શ્રી મનસુખભાઈની પોળ સામે, કારખાનાને મેડે,
કાળુપુર રોડ – અમદાવાદ

શ્રી વીર સં. ૨૪૮૦ વિક્રમ સં. ૨૦૧૦ સને ૧૯૫૪

પુસ્તકાકારે પ્રથમ સંસ્કરણ નકલ ૧૨૫૧

મૂલ્ય-ચાર રૂપીઆ

મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ ઘીકાંટા રોડ, અમદાવાદ.

## આભાર–દર્શન

અમદાવાદ—હાજા પટેલની પોળમાં પાડાની પોળમાં નિવાસ કરતા ધર્મપ્રેમી શેઠ શ્રી ડાહ્યાભાઈ પ્રેમચંદ ઝવેરી અને ઝવેરીએ "નમાવણમાં સમ્યક્ત્વનો આદર" વિષયક વ્યાખ્યાનોના વાચનનો મહેનાઈથી લાભ લઈ શકે એ માટે, સમ્યગ્જ્ઞાનના પ્રચારના અને ગુરુભક્તિના ભાવથી, આ વ્યાખ્યાનમાળાના પહેલા ભાગના પ્રકાશનમાં જેમ (રૂ. ૧૨૫૦) ની સહાય કરી હતી, તેમ આ બીજા ભાગના પ્રકાશનમાં પણ (રૂ. ૧૨૫૦)ની સહાય કરી છે આ વ્યાખ્યાનમાળાના ત્રીજા ભાગના પ્રકાશનમાં પણ રૂ. ૧૨૫ ) ની તથા આ વ્યાખ્યાનમાળાના ચોથા ભાગના પ્રકાશનમાં પણ રૂ. ૧૨૫૦) ની સહાય કરવાનું તેઓશ્રીએ ઉદાર વચન આપેલું છે શેઠ શ્રી ડાહ્યાભાઈનો આ સહાયને લીધે જ આ વ્યાખ્યાનમાળાના દરેક ભાગનું મૂલ્ય માત્ર સવા રૂપીઓ જ રાખવાનું જાહેર કરવામાં આવેલું છે તેઓશ્રીના આ સહાય માટે અત્રે તેમનો સાદર આભાર માનીએ છીએ —પ્ર૦



સદ્ભાગ્યે, આ ચારેય ભાગોના પ્રકાશન અંગે શેઠ શ્રી ગ્રહ્લાભાઈ તરફથી સહાયક બનવાનું ઉદાર વચન પ્રાપ્ત થયુ, એટલે આ દરેક ભાગની દરેક નકલ માત્ર સવા રૂપીઆની કિંમતમા વેચાઈ શકે તેવી અનુકૂળતા પ્રાપ્ત થઈ શકી છે, જે 'આભાર–દર્શન ' વાચવાથી આપના ધ્યાનમાં આવેલ હશે

આ પ્રવચનશ્રેણિના પ્રથમ ભાગને માટે સુરતનિવાસી શ્રીયુત મ ત્રિ , ખાસ આગ્રહનો સ્વીકાર કરીને પ્રસ્તાવના લખી મોકલેલી, જે ના ભાગમા પ્રગટ થઈ ચૂકી છે આ બીજા ભાગ માટે તેવુ કાઇ ામા આવ્યુ નથી, એટલે વાચકોને તે જ પ્રસ્તાવના વાચી લેવાની ામણ કરવામા આવે છે

પહેલા પાચ પ્રવચનોમા, માનવજીવનનો પરમાદર્શ એક મોક્ષ છે–એ વાતને રજૂ કરીને, એ પરમાદર્શ પહોચવાને માટે યોગ ધનાની જરૂર દર્શાવાઇ અને ત્યારબાદ એ યોગની પહેલી, બીજી ને ત્રીજી ભૂમિકા કેવા સ્વરૂપવાળી હોય, તેનો સ્થૂલ છતા સ્પષ્ટ ાલ આપવામાં આવ્યો

છટ્ઠા પ્રવચનથી અગીઆરમા પ્રવચન સુધીના ૭ પ્રવચનોમાં, યોગને પામવાને માટેની લાયકાત કોનામા છે એમ ગણાય, તેનું ન કરવામા આવેલુ છે અને એ માટે ચાર ગુણોનુ વર્ણન કરવામાં વેલુ છે જેથી યોગને પામવાની ભાવનાવાળા બનેલા પુણ્યશાલિઓ, ચાર ગુણોના ઉપાર્જનને માટે પ્રયત્નશીલ બનવા દ્વારા યોગને વાની લાયકાતવાળા બની શકે અને યોગને પણ પામી શકે

સાથે સાથે, દરેક પ્રવચનોમા કેટલીક પ્રાસગિક વાતોને લઈને, ગુણોની આવશ્યકતા અને પણ સૂચન કરવામા આવેલુ છે આ બધી ય બાબતો માનવજીવોને ઉન્નતિની સાધના કરવાને ખૂબ જ ઉપયોગની છે અને ઉન્નતિના જે માર્ગનુ સૂચન કરાયુ ા માર્ગ એવો છે કે–એ માર્ગને અપનાવનારો માનવજીવ પોતાનું

કલ્યાણ સાધવાની સાથે, અનેકોના કલ્યાણમા નિમિત્ત બને અને અનેકોના અકલ્યાણમા નિમિત્ત બનતા અટકી જાય

આ પ્રવચનોને આ રીતિએ તૈયાર કરતા અગર પ્રગટ કરતા, અમારા અનુપયોગાદિથી આમા જો કાંઇ પણ પૂ પ્રવચનકાર મહા ત્માશ્રીના આશયથી વિરૂદ્ધ કોઇ વચન આવી જવા પામ્યું હોય અને એથી કદાચ ભગવાન શ્રી જિનેશ્વરદેવોના વચનથી વિરૂદ્ધ કોઇ વચન આવી જવા પામ્યુ હોય, તો તે બદલ મિચ્છા મિ દુક્કડં દઇએ છીએ અને છપાવવામા દૃષ્ટિદોષ વિગેરે કારણે કાઇ અશુદ્ધિ રહી જવા પામી હોય તો તે સુધારી લેવાની વિનતિ કરીએ છીએ તેમ જ જેઓને જે કાઇ પણ સુધારવા જેવુ લાગે, તેઓ તે અમને જણાવવાની કૃપા કરે—એવી વિનતિ કરવા સાથે વિરમીએ છીએ

—પ્રકાશક

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

## ભાગ બીજાની અનુક્રમણિકા

| પ્રવચનાનુક્રમ | | શરૂ પૃ |
|---|---|---|
| ૧ | છઠ્ઠું પ્રવચન | ૩ |
| ૨ | સાતમું પ્રવચન | ૭૨ |
| ૩ | આઠમું પ્રવચન | ૧૨૯ |
| ૪ | નવમું પ્રવચન | ૧૯૬ |
| ૫ | દશમું પ્રવચન | ૨૫૬ |
| ૬ | અગીયારમું પ્રવચન | ૩૨૫ |

| શીર્ષકાનુક્રમ | પૃષ્ઠ |
|---|---|
| મેઘ ગાજે ને મોર નાચી ઉઠે, તેમ મહાપુરૂષોની વાતોથી કોનું હૈયું નાચી ઉઠે! | ૬ |
| ઘસાતી જતી સંસ્કૃતિની ઉજ્વળ છાયા | ૮ |
| આર્ય દેશમાં જન્મેલાનો ગણાતો ગુરૂવર્ગ | ૯ |
| બીજમાં જે ન હોય તે ફલમાં આવે જ નહિ | ૧૦ |
| આંધળાની માફક દોરાય નહિ | ૧૨ |
| માતા-પિતાને નમસ્કાર કરવામાં શરમ શાની! | ૧૨ |
| બાપને બાપ તરીકે ઓળખાવતા શરમાતો શિક્ષક | ૧૪ |
| સર્વ ગુણોનું મૂળ | ૧૬ |
| કોઈના ય ઉપકારને કદી પણ વિસરાય નહિ | ૧૭ |
| પરમ પદ હથેળીમાં | ૧૮ |
| આવાઓ જગતનો ઉદ્ધાર કરશે? | ૧૯ |
| ચાર મા-બાપ | |

ॐ ह्रीं श्रीं अर्ह नम ।
णमोत्थु ण समणस्स भगवओ महावीरस्स ।
अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधरवराय नमो नमः ।

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ
## બીજો ભાગ

વિ સ ૨૦૦૭ અને ૨૦૦૮ મા
"રામાયણમા સસ્કૃતિનો આદર્શ" એ વિષયને અવલબીને
અમદાવાદ–પ્રેમાભાઈ હૉલમા અપાએલા ૨૩ પ્રવચનો
પૈકીના ૬ થી ૧૧ પ્રવચનો

**રામાયણુમા સંસ્કૃતિનો આદર્શ**

ભાગ બીજાની અનુક્રમણિકા સમાપ્ત

ॐ ह्रीँ श्रीँ अर्हं नमः ।
णमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ।
अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधरवराय नमो नमः ।

# રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ
## બીજો ભાગ

વિ. સં. ૨૦૦૭ અને ૨૦૦૮ માં
"રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ" એ વિષયને અવલંબીને
અમદાવાદ–પ્રેમાભાઈ હૉલમાં અપાએલાં ૨૩ પ્રવચનો
પૈકીનાં ૯ થી ૧૧ પ્રવચનો

## પ્રવચનકાર

પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી-પટ્ટપ્રભાકર, પૂ. સિદ્ધાન્ત મહોદધિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર-પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, મહારાષ્ટ્રદેશોદ્ધારક, આચાર્યદેવ શ્રીમદ્

## વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ

# છટ્ઠું પ્રવચન

વિ સં ૨૦૦૭ અષાડ વદી ૪ રવિવાર
તા. ૨૨ ૭ ૫૧ સવારે ૮॥ થી ૧૦॥
સ્થલ–પ્રેમાભાઈ હૉલ ભદ્ર અમદાવાદ

[ તા ૨૨ ૭ '૫૧ રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી, અમદાવાદમા પ્રેમાભાઈ હૉલમા પૂ પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચનશ્રેણિને અંગેનુ આ છઠ્ઠુ જાહેર પ્રવચન થયુ હતુ 'સંદેશ' અને 'ગુજરાત સમાચાર' બન્ને સ્થાનિક દૈનિકોના વૃત્તાન્તનિવેદક ભાઇઓ પોતપોતાના કાર્યાલય તરફથી નોંધ લેવાને માટે આવ્યા હતા તેઓએ તૈયાર કરેલ ભાવાર્થ, તા ૨૩ ૭ '૫૧ સોમવારના 'ગુજરાત સમાચાર'મા અને તા ૨૪ ૭ '૫૧ મંગળવારના 'સંદેશ'મા પ્રગટ થયેલ

'સંદેશ'ના અહેવાલમા, તેમના પ્રતિનિધિએ જણાવ્યુ હતુ કે–"સાંભળવા જૈન અને જૈનેતર ભાઇ બહેનોની પ્રચંડ મેદની જામી હતી હૉલ નાનો પડવા માંડ્યો હોઇ, સ્થાન બદલવાની સૂચના પણ કેટલાક ભાઈઓ તરફથી થઈ હતી "

આ છઠ્ઠા જાહેર પ્રવચનનો 'સંદેશ'ના વૃત્તાન્તનિવેદક ભાઇએ 'સંદેશ'માં જે ભાવાર્થ પ્રગટ કર્યો હતો, તેના આધારે, રાજકોટથી પ્રગટ થતા સુપ્રસિદ્ધ દૈનિક "જય હિન્દ"ના તા ૨૬ ૭ '૫૧ ના અંકમાં એક તંત્રીલેખ લખાયલો, જે નીચે મુજબનો હતો—

## અનિષ્ટોનુ ઔષધ

સુપ્રસિદ્ધ જૈનાચાર્ય શ્રી વિજયરામચન્દ્રસુરિશ્વરજીએ અમદાવાદ ખાતે એક જાહેર વ્યાખ્યાનમા—આજે દેશમા ફેલાઇ રહેલ અનીતિ, કાળાબજાર, રૂશ્વતખોરી અને એવા અનિષ્ટો દુર કરવાના ઉપાય રૂપે એક સુન્દર વિચાર રજુ કર્યો હતો. તેઓશ્રીએ કહ્યુ હતુ—

જગતમાથી લોકનિંદાનો ભય જતા અનીતિ અને લાચરૂશ્વત વધ્યા. વેપારવના કાળા થયા. આ બધુ શાથી બન્યુ? એના મૂળ શોધવા જ રહ્યા છે? માનવીને લોકાપવાદનો ડર ગયો છે એ એનુ કારણ છે. બીજુ કારણ છે અસતોષ. આર્ય દેશનો આ ધાર્મિકવાદ અસતોષના મૂળમા ડામ દે છે. આજે સતોષના મુળ ઉખડી ગયા છે અને અસતોષ પેદા થયો છે. આ દેશના મહાપુરૂષોએ ભૌતિક વસ્તુ પરના મમત્વનો નિષેધ કર્યો હતો. અને મુસાફર તરીકે રહેવા જણાવ્યુ હતુ. અને કોઈ ચીજ પર પોતાના હક્ક છે એમ માનવુ એજ અસતોષનુ બીજ છે. આર્ય દેશમા મોટો વર્ગ સતોષી જીવન જીવતો હતો. પરતુ હમણા હક્કની મારામારીએ સતોષના મૂળ ઉખેડ્યા અને અસતોષના વાવ્યા. પરિણામે આજ વિશ્વ પર અશાતિ સર્જાઇ છે.'

વર્તમાન પરિસ્થિતિનુ આ વાસ્તવિક ચિત્ર છે.

સદાચાર અને સતોષ રૂપી સપત્તિનો આપણે જેમ જેમ ત્યાગ કરતા જઇએ છીએ તેમ તેમ આપણા ખજાનામા દુરાચાર અને અસતોષના અનિષ્ટો ઉભરાતા જાય છે.

ભારતીય જનતાના લોહીમા સદાચાર અને સતોષના તત્વો એટલા ઓતપ્રોત બની ગયેલા હતા કે એ તત્વોને ન વિધર્મી શાસન ઉખેડી શક્યુ કે ન વિદેશી શાસન નષ્ટ કરી શક્યુ. પરતુ સ્વરાજ પ્રાપ્ત થયા પછી આપણા આ બન્ને તત્વો ધીરે ધીરે વિદાય લેવા માંડયા છે!

આચાર્યશ્રીએ ઘણી જ અર્થગભીર વાત કરી છે કે આજના અનિષ્ટોનુ મુળ ભૌતિક લાલસામા જ રહેલુ છે.

યોગ્ય શિક્ષણના અભાવે અને શુદ્ધ વિચારધારાઓના અભાવે આજે આપણા બાળકોમા પણ સુ સ્કારના તત્વોનો વિકાસ થઈ શકતો નથી.

સદાચાર જ્યારે ઉભો થાય છે ત્યારે માનવીનુ દિલ સાંકડુ બની જાય

છે કુટુંબમાં મેળ રહી શકતો નથી વિનય અને વિવેક ઘટતાના પરિણામે જીવનપ્રવાહ ગંદ પાણીનો અને ક્લેશમય બની જાય છે.

સદાચારના અભાવથી બાળમાનસ વિકૃત બને છે. એનો શારીરિક વિકાસ અટકે છે અને એના વિચારો પણ સ્વાર્થી છીછરા બનતા જાય છે અને તે જ્યારે યુવાન બને છે ત્યારે એના પ્રાણમાં અસંતોષના અગ્નિકણો ઉભરાતા હોય છે અને કરાળ ભૌતિક સુખને મેળવવા ખાતર એ ગમે તેવા નિકૃષ્ટ માર્ગનો પણ મુસાફર બની જાય છે.

આજની વ્યાપક અનીતિના મૂળમાં મુખ્ય કારણ સદાચારનો અભાવ હકની મારામારી અને અસંતોષના અગ્નિકણો જ છે.

હકની મારામારી તો આજે એટલી હદ સુધી પહોંચી છે કે એનો વિચાર કરતાં પણ એમ જ થાય છે કે આ હકને કોઈ મર્યાદા હશે કે નહિ?

હક માટે બાળકો સ્ત્રીઓ શિક્ષકો વેપારીઓ જમીનદારો, મજુરો ખેડુતો, આગેવાનો વગેરે દરેક-દરેક વર્ગો જુદા જુદા અવાજ રજુ કર્યા કરે છે.

અને આ હકની વાત પણ એવી છે કે એક અધિકાર પતે એટલે બીજો ઉભો થાય.

આમ હકની પરંપરા પાછળ લાગી આજ આપણે ભટકવા ચુકવા છીએ અને અસંતોષના અગ્નિકો વડે આપણી બધી સદ્વૃત્તિને બાળી-બાળી ખાખ કરી દીધા છીએ!

ભારતીય જનતાનો એક જ મંત્ર હતો કોઈ પણ સ્થિતિ સામે સંતોષ-પૂર્વક જીવી જાણવું અને મરી જાણવું!

આજે જીવવાનો રસ ગયો છે અને મોતની મજા ઉડી છે.

ભૌતિક લાલસામાંથી જ મેલા આ બધા ઉપદ્રવો શાંત કરવાનો ઇલાજ કેવળ એક જ છે સંતોષ અને સદાચારની સંપત્તિ જીવનમાં વસાવીને હસીને મરવી!

કોઈ વાદ ખાતર કોઈ હક ખાતર કે કોઈ અસંતોષ ખાતર માનવીને મરવું આવશ્યક હોય તો સદાચાર અને સંતોષની સંપત્તિ પ્રાપ્ત કરવા ખાતર પુરૂષાર્થ કરતા શા માટે ન આવડે?

પણ દુ:ખ એ છે કે પશ્ચિમની સંસ્કૃતિની ગુલામી આપણને સાચા રસ્તે જવા દેતી નથી.

જે 'જય હિન્દ' નામના દૈનિકમા ઉપરનુ લખાણ પ્રગટ થયુ હતુ, તે દૈનિક, પોતાના રોજના અક ઉપર એવી જાહેરાત કરે છે કે-" સૌરાષ્ટ્રમાં પ્રસિદ્ધ થતા કે વેચાતા કોઈ પણ દૈનિક કરતા ત્રણથી ચાર ગુણુ વિશાળ પ્રમાણિત વેચાણ ધરાવનાર" આ 'જય હિન્દ' દૈનિક છે

છટ્ઠા પ્રવચનનુ આ નીચે આપવામા આવતુ સારભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલુ છે -સ **શ્રી જૈન પ્રવચન** ]

## મેઘ ગાજે ને મોર નાચી ઉઠે, તેમ મહાપુરૂષોની વાતોથી કોનુ હૈયુ નાચી ઉઠે?

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ ફરમાવ્યુ છે કે-અનન્તાનન્ત કાળથી આ સસારમા પરિભ્રમણ કરતા જીવો પૈકી જે જીવોને, આ સસારથી નિસ્તારને પામવાને માટે ઉંચામાં ઉંચી કોટિના સાધન રૂપ બની શકે તેવો મનુષ્યજન્મ મળ્યો છે અને જેઓમા આ સસારથી નિસ્તારને પામવા જોગી સ્વાભાવિક યોગ્યતા છે, તેઓને આ સસાર એ કેટલો બધો ખરાબ છે, એનાથી પાર પામવું એ કેટલુ બધુ જરૂરી છે, એ માટે મોક્ષને મેળવવો એ પણ કેટલુ જરૂરી છે અને મોક્ષને મેળવવાને માટે આત્માએ શુ શુ કરવુ જરૂરી છે-એ વિગેરે સઘળી ય વાતો, અનન્તજ્ઞાની પુણ્યપુરૂષોએ આ જગતના જીવોના ભલાને માટે કહી છે જગતના જીવોના ભલાને માટે, સાચા મહાપુરૂષો, આ જ વાતો જગતના જીવોને કહેતા આવ્યા છે, કહે છે અને કહ્યા કરવાના છે અત્યાર સુધીમા આપણે જેટલી વાતો વિચારી આવ્યા,

જેવી કે-માનવજીવનનો પરમાદર્શ પરમ પદને પ્રાપ્ત કરવું એ છે, આત્માને પરમ પદની સાથે જે જોડી આપે તેનું નામ યોગ છે, તે યોગની પહેલી ભૂમિકા શ્રમણજીવન છે, બીજી ભૂમિકા મર્યાદિત ત્યાગવાળુ સદ્‌ગૃહસ્થનુ જીવન છે અને ત્રીજી ભૂમિકા તે હૈયાના વિવેકવાળુ જીવન છે, એ બધી વાતો શા માટે કરવામા આવી ? એ માટે કે-પરમ પદની પ્રાપ્તિ, એ તમારૂ પરમ લક્ષ્ય બને, અને એ માટે યોગને જોડવાનો પુરૂષાર્થ કરવાની તમારા હૈયામા તમન્ના જાગે એ બધી ભૂમિકાઓ સૌને માટે સહેલી નથી, એટલે એ ભૂમિકાઓને પામી શકાય એવા જીવનના ઘડતરનો ઉપાય પણ બતાવવો જોઈએ કેવુ જીવન હોય તો યોગની ભૂમિકાઓને જીવ સહેલાઈથી પામી શકે, એવી યોગ્યતાવાળા જીવનની હવે વાત કરવી છે, કે જે જીવનને મહાપુરૂષોએ યોગની પૂર્વસેવા એટલે કે-યોગ રૂપ જે પ્રાસાદ, તેની પ્રાથમિક ભૂમિકા તરીકે જણાવેલ છે અને એથી આપણે જે ઉતરતા ક્રમે ભૂમિકાઓના જીવનની વિચારણા કરી રહ્યા છીએ, તે ક્રમે જે જીવનને ચોથી ભૂમિકાનુ જીવન ગણી શકાય તેમ છે આ ભૂમિકાનુ જીવન એવુ છે કે-જે જીવને આ ભૂમિકાનુ જીવન કુદરતી રીતિએ મળ્યું હોય અથવા તો સસ્કાર-સહવાસ આદિના યોગે મળ્યું હોય, તે જીવને જ્યારે 'પરમ પદની પ્રાપ્તિ એ જ પરમાદર્શ છે, એ પરમ પદની પ્રાપ્તિને માટે શ્રમણજીવન જ જીવવા યોગ્ય છે, શ્રમણજીવનને જીવી શકાય નહિ, તો જીવનને ખૂબ મર્યાદાઓવાળુ બનાવી દેવું જોઈએ, અને એમ ન બને તો ય હૈયાને તો એવું સાફ રાખવું જોઈએ કે-સારા ખરાબનો વિવેક કરવામા બાધ આવે જ નહિ !'-આવી વાતો જ્યારે પણ સયોગવશાત્-

જાણવાને કે સાભળવાને મળે, ત્યારે પ્રાય બહુ જચી જાય એટલે, હમણા તો આપણે એ વાત કરવી છે કે–કોઇ પણ સાચા મહાપુરૂષના સહવાસમા નહિ આવવા છતા પણ, અનન્ત પુણ્યના યોગે મનુષ્યજન્મને પામેલાનું સામાન્ય રીતિએ પણ સ્વભાવસિદ્ધ જીવન કેવુ હોવું જોઈએ અથવા જેને તેવા જીવનની પ્રાપ્તિ ન થઈ હોય, તેણે પણ કેવું જીવન કેળવવું જોઈએ એવા જીવનને પામેલાઓને જ્યારે પરમાદર્શની અને પરમાદર્શની પ્રાપ્તિના સાચા ઉપાયો આદિની વાત સાભળવાને મળે છે, ત્યારે તો જેમ મેઘ ગાજે ને મોર નાચી ઉઠે, તેમ તેમના હૈયા નાચી ઉઠે છે પરમાદર્શની અને તેની પ્રાપ્તિના ઉપાયો આદિની વાતો જેને સાભળવાને મળે, તે સૌના ય હૈયા નાચી જ ઉઠે–એવુ બનતું નથી પરમાદર્શ આદિની વાતોને સાભળતા, મેઘના ગર્જારવથી મોર નાચે તેમ તો તેઓના જ હૈયા પ્રાય નાચી ઉઠે છે, કે જેમનુ સ્વભાવસિદ્ધ જીવન ઉચી કોટિનુ હોય અથવા તો જેમને એ જીવનનુ વર્ણન ચાલે ત્યારે એને સાભળતા આનદ આવે અને એવુ જીવન કેળવવાનું દિલ થાય એવાઓને પરમાદર્શ આદિની અને એને સિદ્ધ કરવાને માટે જરૂરી ભૂમિકાઓ આદિની વાતો બહુ મીઠી લાગે છે પછી જો એનાથી શક્ય હોય, તો એ પરમાદર્શની પ્રાપ્તિના ઉપાયોને સેવવામા, પોતાના જીવનને સમર્પી દીધા વિના પણ રહે નહિ

ઘસાતી જતી સસ્કૃતિની ઉજ્જ્વલ છાયા

આ આર્ય દેશમા એવી સ્વાભાવિક યોગ્યતાવાળુ જીવન બહુ સુલભ હતું હમણા હમણામા એ જીવન ઘણે અશે

નાશ પામી ગયું છે એ જીવન પણ અરે નાશ પામી ગયું છે, તેમ છતા પણ આ આર્ય દેશ છે તેની સુન્દર સંસ્કૃતિ ઘસાતી ઘસાતી પણ ચાલી આવે છે તેની ઉજ્જ્વલ છાયા પણ પ્રાચીન પુસ્તકોમા ક્વચિત્ ક્વચિત્ જોવા મળે છે એ જીવનની હમણા વાત કરવી છે અને તે પછી પાછા આપણે જે ક્રમે નીચે ઉતર્યા છીએ, તે ક્રમે ઉંચે ચડવું છે આ વાત કરીને, ક્રમસર ચઢીયાતા જીવનની વાતો કરીશું અને તે પછી શાસ્ત્રના પાનાને લઈને વાત કરીશું, એવો વિચાર રાખ્યો છે શરૂમા પીઠિકા રૂપે આપણે પરમાત્માને અને પરમ પદનો અને યોગની ભૂમિકાઓને લગતી પણ કેટલીક ઉપરછલ્લી વાતો કરી આવ્યા છીએ, એટલે તમને આપણું લક્ષ્ય શું છે—તેની કલ્પના તો આવી જ ગઈ હશે. હવે આપણે મૂળમાથી વાત શરૂ કરીએ છીએ. યોગને પામવાને માટે જે પ્રાથમિક યોગ્યતા જરૂરી છે, તેની આ વાત છે આવો યોગ્ય જીવ ક્રમસર કેવી રીતિએ ચઢે, એ પણ તમને બતાવવુ તો પડશે ને ? કેમ કે—તમને ઉંચે ચઢાવવા છે અને તમારે ઉંચે ચઢવું છે

## આર્ય દેશમા જન્મેલાનો ગણાતો ગુરૂવર્ગ

આર્ય દેશના માનવના જીવનના, સ્વાભાવિક સંસ્કારોથી સિદ્ધ થયેલી વસ્તુ હોય, કે જે વસ્તુના યોગે, જે જીવને યોગ માર્ગને પામવાની ઇચ્છા થાય તે જીવ યોગમાર્ગને સહેલાઈથી પામી શકે, એની આજે વાત કરવી છે તેમા પહેલો ગુણ એ કહ્યો છે કે—'गुरुदेवादिपूजनम् ।' સંસારમા જન્મેલાને માટે પહેલા ગુરૂ કોણ ? ગુરૂ એટલે જેમનું ગૌરવ કરવા

યોગ્ય હોય તે આ દષ્ટિએ, સસારમા જેવો માણસ જન્મે, તેવા તેના પહેલા ગુરૂ કોણ હોય છે ?

સ૦ માતા-પિતા

સૌથી પહેલા ગુરૂ તરીકે તો પ્રાપ્તિ માતા-પિતાની જ થાય ને ? માતા-પિતા ગુરૂસ્થાને છે, એનો ખ્યાલ તમને તો હશે ને? આ આર્ય દેશની વાત છે આર્ય દેશમા માનવજન્મ અનન્ત પુણ્યે મળે છે આર્ય દેશમા અનન્ત પુણ્યે માનવ-જીવનને પામેલા અને તેમા પણ ઉત્તમ કુળને પામેલા જે જીવો, તે જીવોનુ જીવન પ્રાય યોગને પમાડે એવુ હોય છે આપણે યોગની વ્યાખ્યા કરી આવ્યા છીએ કે-જીવને જે પરમાકર્ષે રૂપ પરમ પદની સાથે યોજે, તેને યોગ કહેવાય છે આર્ય દેશમા ઉત્તમ કુળમા જન્મેલા માનવીનુ જીવન એ યોગને પમાડે તેવુ હોય, એવુ મહાપુરૂષોનુ માનવુ છે તમારૂ શુ માનવુ છે ? એટલે મહાપુરૂષો કહે છે કે-એનામા પહેલો ગુણ ગુરૂવર્ગનુ પૂજન કરવાનો તથા દેવાદિનુ પૂજન કરવાનો હોય ગુરૂવર્ગમા પહેલા માતા-પિતા છે, કેમ કે-માણસ જેવો જન્મ્યો, એટલે તરત પહેલો યોગ માતા-પિતાનો થાય છે પછી કલાચાર્યનો નબર આવે છે ને પછીથી માતા-પિતા અને કલાચાર્યના ભાઈ-ભગિની આદિનો નબર આવે છે અને ત્યાર બાદ ધર્મનો અને નીતિનો બોધ આપનારા જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ વડિલ જનોનો નબર આવે છે આ ક્રમે જીવને ગુરૂવર્ગનો યોગ થાય છે

<u>બીજમા જે ન હોય તે ફળમા આવે જ નહિ</u>

જે જીવ આ દેશમા માનવ તરીકે જન્મે, તેના પહેલા

ગુરૂ માતા-પિતા છે, આ સસ્કાર આજે જીવતો છે કે મરી ગયો છે? આ સસ્કાર આ આર્ય દેશમા એક કાળે ઘણો વ્યાપક હતો અને હજુ ય આ સસ્કાર અમુક અશે પણ હશે, પણ આપણે તો આપણી જાત તરફ નજર રાખીને વિચાર કરવાનો છે તમે એમ વિચારો કે-' આપણને આપણા માતા-પિતા સૌથી પહેલા ગુરૂસ્થાને લાગે છે?' અહીં ભેગા થએલા સૌનો, પોતપોતાના માતા-પિતા પ્રત્યેનો વર્તાવ, ટીકાપાત્ર ગણાય તેવો તો નહિ હોય ને? તમારા કુળમા હમણા આ રીત ચાલે છે ખરી? આર્ય દેશની આ સ્વભાવસિદ્ધ વસ્તુ નાશ પામી હોય, તેવું મોટે ભાગે થઈ જવા પામ્યુ છે મૂળમા યોગ્યતા ન હોય, તો એને પરમાદર્શ તરીકે પરમ પદના નિર્ણય સુધી લઈ જવો, તે પરમ પદને આખ સામે રાખીને કેવું ત્યાગવાળુ કે મર્યાદિત જીવન જીવવું જોઇએ-એ જચાવવુ, એ માગને પામવાને માટે કેવા દેવ-ગુરૂની ઉપાસના કરવી જોઇએ-એમ કહીને એને સાચા દેવ-ગુરૂનો શોધક બનાવવો, સદ્ગુરૂઓની પાસે યોગના માર્ગને સાભળવાની ઇચ્છાવાળો બનાવવો અને પછી તે યોગના માર્ગનો પોતાના જીવનમા યથાશક્તિ પણ અમલ કરવાને માટે પ્રયત્ન કરનારો બનાવવો, એ શું શકય છે? જ્યા સુધી એ યોગ્યતા ય ન હોય અને એ યોગ્યતા પ્રગટવા જોગી સ્થિતિ પણ ન હોય, ત્યા સુધી એ બધી વાતોનુ ફલ આવે કયાથી? એ બધાના મૂળમા, આ નહિ જોઇએ? ફલમા તો તે જ આવે ને, કે જે બીજમા હોય? જે બીજમા ન હોય, તે ફલમા પણ આવે જ નહિ બાવળ વાવો તો આબો ઉગે? નહિ જ, કેમ કે-બીજમા નથી બીજમા જે ન હોય તે ફલમા આવી

પેલા પરીક્ષકે એ શિક્ષકને એ જ વખતે પૂછયુ કે–' તમે તમારા પિતાને તમારા પિતા તરીકે ઓળખાવતા પણ શરમાઓ છો ? તો પછી તમે તમારી પાસે ભણતા છોકરાઓને શુ ભણાવી શકશો ?' પછી ખાનગીમા કહ્યુ કે– તમે આવુ વર્તન રાખશો, તો તમારી નોકરી જશે ' એટલે એ શિક્ષકે નોકરી ખાતર બાપને બાપ કહેવાનુ કબૂલ કર્યું

સર્વ ગુણોનુ મૂળ

તેમ તમે પણ તમારા માતા–પિતાને માતા–પિતા તરીકે ઓળખો છો કે નહિ ?

સ૦ હમણા તો કોઈ ભાઈ કહે છે કોઈ કાકા વિગેરે કહે છે, પણ બાપા એ જ કહે છે અને માને બેન વિગેરે કહે છે

એ વાત જૂદી છે એ તો રિવાજ ઉપર આધાર રાખે છે બાપાને ભાઈ કહે કાકા કહે કે બીજુ કાઇ જે કહેવાતુ હોય તે કહે, પણ એ કહેનારાના હૈયામા એવો ભાવ નથી કે– આ મારા પિતા નથી ! ઘરમા વડિલ આદિ હોય, એટલે મર્યાદાને અગે પણ એમ બોલાય છે, પણ હૈયામા તો ' આ મારા બાપા '–એવી ભાવના હોય છે જો કોઈ પૂછે કે–' તારા ભાઈ અગર તારા કાકા એટલે ?' તો એ ઝટ કહે કે–' મારા બાપા !' અહીં તો એ વાત છે કે–તમારા માતા–પિતા તમને તમારા માતા–પિતા તરીકે, તમારા ઉપકારી તરીકે યાદ છે કે નહિ ? માતા–પિતાદિને ઉપકારી માનવા, એ તો આ આર્ય દેશના સસ્કારી કુલોનો સ્વભાવસિદ્ધ ગુણ છે જે જન્મદાતા છે, પાલક છે, પોષક છે, તેમનો ઉપકાર માનવા જોગી અને તે મારા માતા–પિતા છે એવુ સૌ જાણી શકે એવી રીતિએ

વર્તવા જેગી લઘુતા જેનામા ન હોય, તે શુ આર્ય દેશનો માનવી ગણાવાને લાયક છે? બીજા જે ગુણોની વાત કરવી છે, તે સર્વ ગુણોનુ મૂળ અહીં છે

## કોઈના ય ઉપકારને કદી પણ વિસરાય નહિ

કોઇએ આપણા ઉપર સહજ પણ ઉપકાર કર્યો હોય, તો ય તેને નહિ ભૂલવો જોઇએ-એવી મહાપુરૂષોની આજ્ઞા છે આર્ય દેશમા આવી માન્યતા પણ ખુબ પ્રચલિત હતી ઉપકાર કરનારે ઉપકાર ગમે તે હેતુથી કર્યો હોય, સ્વાર્થને વશ જ કર્યો હોય, પણ જો તેનો આપણા ઉપર ઉપકાર થયો હોય, તો તેને કદી પણ વિસરવો જોઇએ નહિ અપકાર ગમે તેવો કર્યો હોય, તો ય તેને ભૂલી જવો જોઈએ કોઇએ આપણો ગમે તેવો ભયકર કોટિનો પણ અપકાર કર્યો હોય, પણ તેને આપણે ભૂલી જ જવો જોઇએ અને કોઈએ આપણા ઉપર નાનો પણ જો ઉપકાર કર્યો હોય, તો તેને કદી પણ નહિ ભૂલવો જોઈએ મા-બાપનો ઉપકાર નાનોસૂનો છે? જેણે આપણા ઉપર ઉપકાર કર્યો, તે સ્વાર્થી છે કે નહિ, તે જોવાનુ કામ તો હલકા માણસોનું છે એનો હેતુ સ્વાર્થયુક્ત છે કે નહિ, તે નહિ જોવાનુ અને ઉપકારને યાદ નાખવાનો મા-બાપનો હેતુ ગમે તે હોય, પણ તેમનો આપણા ઉપર ઉપકાર છે, તમા તો શક જ નથી બાપ ગમે તેવો ગાડો હોય અને મા ગમે તેવી ઘેલી હોય, પણ કોઈ પૂછે કે-' તમારા મા-બાપ કોણ ?' તો એમનું નામ દીધા વિના કાઈ ચાલશે? તો પછી જેમને મા-બાપ તરીકે ઓળખાવવા પડે તેવી સ્વભાવસિદ્ધ સ્થિતિ છે, તેમને બહુમાન પૂર્વક મા-બાપ કહેતા, એમની આગળ જે જાતિની નમ્રતા

જોઈએ તેવી નમ્રતાને આચરતા, શરમાવાનું કારણ શું છે? પાચ પૈસા કમાવી આપે એવાને, જો એ નાલાયક હોય તો પણ, શેઠ કહેવા જ પડે છે અને જેનામા કોઈ પ્રકારની યોગ્યતા નથી એમ લાગે, એવાને ય સાહેબ કહીને સલામ ભરવી પડે છે, તો પછી આપણા જે પાલક છે, પોષક છે, જન્મ આપનાર છે, ઉછેરનાર છે, તેને મા-બાપ કહેવાનું મન થાય નહિ? તેમને જોતાની સાથે જ હાથ જોડાઈ જાય નહિ?

પરમ પદ હથેલીમા

જેને મા-બાપને મા-બાપ કહેતા પણ શરમ આવે અને મા-બાપને હાથ જોડતા સકોચ થાય, એવાની આગળ પરમ પદ એ પરમાદર્શ છે અને એ પરમ પદને સાધવાને માટેની અમુક અમુક ભૂમિકાઓ છે-એ વિગેરે વાતો કરીએ, તો તે સફળ થાય ખરી? મને તો લાગે છે કે-એને ને પરમ પદને લાગે-વળગે છે જ શુ? જે આત્મા માતા-પિતાનો ભક્ત હોય છે, તેનામા સ્વાભાવિક રીતિએ એના ઘરમા જે ધર્મ મનાતો હોય છે, તેની ચિન્તા બહુ હોય છે આમ એને ધર્મ ગમતો હોવાથી, કોઈ જો એની પાસે ધર્મના સ્વરૂપની વાત કરે, તો તે તેને બહુ ગમે બાકી અનીતિ આદિ પાપ છે, તે તો તેને સ્હેજે સમજાએલુ હોય છે માતા-પિતા આદિની એ કેવી કેવી રીતિએ ભક્તિ કરનારો હોય, તેનુ મહાપુરૂષોએ વિગતવાર બ્યાન આપ્યુ છે તેમા આ પહેલી વાત છે શરૂઆત અહીંથી કે-મા-બાપને ત્રણે કાળ નમસ્કાર કરે જે ત્રણે કાળ માતા-પિતાના ચરણે માથુ મૂકે, તેને જો પરમ પદની ને યોગ આદિની વાત સાભળવાને

મળે, તો તે વાત તેના હૈયામા જચવી સહેલી છે એ એવો હોય કે-એ વાત એના હૈયાને જચે, એટલે એને સેવવાને એ તત્પર બને અને જે એનાથી ન બની શકે, તેને માટે એ એના હૈયામા દુ ખ અનુભવે આવાને જો સદ્ગુરૂનો યોગ આદિ સુન્દર સામગ્રી મળી જાય, તો આવાને માટે કહેવાય કે-પરમ પદ એની હથેલીમા છે, થોડા કાળમા જ એ પરમ પદે પહોચી જવાનો

આવાઓ જગતનો ઉદ્ધાર કરશે ?

ત્રણેય કાળ જેમણે પોતાના માતા-પિતાને ચરણે માથુ મૂકયુ હોય અને ત્રણે કાળ જેઓ પોતાના માતા-પિતાને ચરણે માથુ મૂકતા હોય, તેવા ભાગ્યશાલિઓના તમારે દર્શન કરવા હોય, તો તે તમને આજે મળે તેમ છે? આ જમા નામા આવી વાત કદાચ તમને વાહીયાત પણ લાગે, પણ તમને કોઇ સારી વાત વાહીયાત લાગે, એથી કાઈ હુ એ સારી વાતને છોડી દઉં નહિ પાચ રવિવાર તો આપણે ઉપલક વાતો કરી છે હવે ધીરે ધીરે ઉંડા ઉતરીને પણ વાત કરવી પડશે દેવના સ્વરૂપની, ગુરૂના સ્વરૂપની ને ધર્મના સ્વરૂપની વાત તો કરવી પડશે ને? દેવ-ગુરૂ-ધર્મના સ્વરૂપ સબધી જેમ તેમ વિચારો કરો છો, તેથી ઉગારો નહિ થાય એનો ઉંડો વિચાર કરવો પડશે એ વિચાર યોગ્ય આત્માઓ જ કરી શકે છે આજે તો મૂળમા જ ખામી પડી ગઈ છે માતા-પિતાને નમસ્કાર કરનારની સખ્યા ઘણી ઘટી જવા પામી છે એ સ્વભાવસિદ્ધ ગુણ નાશ પામ્યો છે અને એથી એવી ઉદ્ધતાઇ ને ઉચ્છૃખલતા આવી જવા પામી છે કે-મા-આપ તો જાણે

કોઈ ચીજ નથી મા-બાપને છોકરાની પાસેથી રોટલો મેળ વવો હોય, તો તે ગુલામી વેઠવા જેવી ચીજ થઈ પડી છે. આવા બધા જગતનો ઉદ્ધાર કરશે ?

ચાર મા-બાપ

સ૦ પુત્ર ને પુત્રી ઉપર મા-બાપનો સરખો ઉપકાર છતા, પુત્રને માટે ફરજો અને પુત્રીને માટે કેમ નહિ ?

પુત્રીને માટે પુત્રી જોગી ફરજો છે જ વ્યવહાર આદિને અંગે અમુક ભેદ હોય, તે વાત જુદી છે અમારે ત્યા તો બે નહિ પણ ચાર મા-બાપ માનવામા આવ્યા છે અમારે ત્યા અમુક ઉત્તમ ક્રિયામા ચાર મા-બાપવાળાની જરૂર ગણવામા આવી છે જેના ચારેય મા-બાપ જીવતા હોય, તેને અમુક મગળ ક્રિયાને માટે લાયક ગણ્યા છે દીકરી પારકે ઘરે જાય તો ય એ પારકા ઘરને પોતાનુ ઘર માને અને પારકા ઘરની છોકરીને લાવનારા મા-બાપ પણ પોતાના છોકરા કરતા ય એ છોકરીને અધિક સાચવે અત્યારનો તમારો સાસુ-વહુનો વ્યવહાર કેવો છે, તેની મને ખબર છે, પણ પૂર્વ કાળમા આ આર્ય દેશમા હતુ શુ અને હોવુ શું જોઈએ-એની વાત છે આવી વાતો રામાયણના પાત્રોના વર્ણનમાથી ઘણી નીકળશે. રામાયણના પાત્રોને અમારે ત્યા એવી યોગ્ય રીતિએ વર્ણવ વામા આવ્યા છે, કે જેનુ વર્ણન જગતભરમા બીજેથી નહિ મળે એ પાત્રોના સ્વરૂપનું યથાર્થ ચિત્રણ પણ ઘણી સુદર રીતિએ કરવામા આવ્યુ છે અને તે જોવાની આપણી ઈચ્છા છે જ.

પાછો યુગ પલટાના માડે

અહીં તો હાલ એ વાત ચાલે છે કે-માતા-પિતા આદિ

જે ગુરૂવર્ગ, તેમની પહેલી પૂજા તરીકે, તેમને ત્રણેય કાલ નમસ્કાર કરવો જોઇએ. પૂર્વ કાલમા આ દેશમા આ મર્યાદા હતી, પણ તે ગુણ આજે ઘણામાથી નીકળી ગયો છે કોઈ કોઈ ઠેકાણે આ મર્યાદા હશે, પણ ઘણે અંશે આ મર્યાદા મરી જવા પામી છે ભલે એ નીકળી ગઈ, પણ એ લાવવા જેવી છે-એમ લાગે છે? આજે આ સાભળીને જેઓને એમ થઈ જાય કે-'આ ગુણ કેળવવા જેવો છે' તેઓ ઘરે જઇને જો તેમના માતા-પિતા જીવતા હોય, તો તેમને ચરણે માથુ મૂકે અને ત્રણે કાળ માથુ મૂકવાનુ શરૂ કરી દે, તો પાછો યુગ પલટાવા માટે ડોસા-ડોસીઓને એમ થઈ જાય કે-'આવું આ ક્યાથી શીખી લાવ્યો?' એમને જ્યારે ખબર પડે કે-એક સાધુની પાસેથી આ વાત આ લઈ આવ્યો, ત્યારે એ પણ કહેવા માડે કે-'જજો, જજો, એવા સાધુ પાસે! એમને બરાબર સાભળજો!' એમને ય વગર જોયે ને વગર સાભળ્યે સાધુ ઉપર પ્રેમ થાય ને? પણ તમારામા નમ્રતા પ્રગટ થાય તેમ છે? ત્યારે એ નમ્રતા પ્રગટ્યા વિના તમારી પાસે હુ પરમ પદને પામવાનો માર્ગ મૂકુ, તો એ તમને જચે શી રીતિએ!

૨૮૦ મા-બાપને તો જુદા કાઢે.

અત્યાર અગાઉ જેમણે જુદા કાઢ્યા હશે તે ત્યા જશે, ત્યા જઇને પગે પડશે અને પગે પડીને કહેશે કે-'અમારી ભૂલ થઈ' ઘરની સ્ત્રીને પણ હવે તો કહેશે કે-'મારા ને તારા મા-બાપ, એ આપણા બેયના મા-બાપ છે. પહેલા એ ને પછી આપણે' જો તમે આટલુ કરો, તો એનુ પરિણામ કેવુ આવે, એ જાણો છો? ક્રમે કરીને આ અમદાવાદનો યુગ પલટાઈ ગયા વિના રહે ખરો?

### નમ્રતાવાળાનું હૈયું કૂણું હોય

યોગની વાતમાં આ વાતની જરૂર શી હતી? યોગને પામવાને માટે આત્મામાં સ્વાભાવિક નમ્રતા જોઈએ અને જેનામાં સ્વાભાવિક નમ્રતા હોય, તે કોઈ પણ ઉપકારિને નમ્યા વિના ન રહે, તો મા-બાપને એ ન નમે, એવું બને જ કેમ? નમ્રતાનો આ પાયો છે જેનામાં આ પાયો નહિ, તેની પાસે યોગની વાત શી કરવી? ઉદ્ધત તે વળી પરમ પદને ઇચ્છે? એ પરમ પદને પોતાનો પરમાદર્શ બનાવી શકે? 'પરમ પદની પ્રાપ્તિ, એ જ મારો પરમાદર્શ છે'-એવો નિર્ણય કરીને, એ પરમ પદને પામવાનો માર્ગ બતાવનાર કોણ હોઈ શકે, એનો એ વિચાર કરે? અને એ માર્ગને બતાવનારને એ શોધવા નીકળે? સદ્‌ગુરૂ જ એ માર્ગને બતાવનારા હોઈ શકે, એમ સમજીને એ સદ્‌ગુરૂને શોધે? સદ્‌ગુરૂને શોધીને સદ્‌ગુરૂનો વિનય કરી, એમની પાસેથી એ પરમ પદને પામવાના માર્ગને સમજે? અને એ માર્ગને સમજીને એ માર્ગનો પોતાના જીવનમાં અમલ કરવાની એને ઈચ્છા થાય? ઉદ્ધત માટે આ બધું શકય છે? કે નમ્રતા હોય તો જ આ બધું બને એવું છે? ત્રણેય કાળ માતા-પિતાદિ ગુરૂવર્ગને નમસ્કાર કરવાના સ્વભાવવાળાઓ તો, હૈયાના કુણા માખણ જેવા હોય.

### ખોટી મોટાઈ એ મોટો દોષ છે

સારી વસ્તુને સમજવામાં અન્તરાય કરનાર જો કોઈ મોટામાં મોટો દોષ હોય, તો તે ખોટી મોટાઈ છે એ દોષ એવો છે કે-એ ગુણને જન્મવા દે નહિ ઘરેથી જ જે માતા-પિતાને લાત મારતા શીખેલો હોય, તેનામાં નમ્રતા જન્મે

જ શી રીતિએ ? એ તો ગુણને પમાડનારૂં બીજ બળી ગયું, એમ કહેવાય તમારૂ બીજ બળી ગયુ છે કે એ અણવિકસ્યુ પણ ચોખ્ખુ છે ? તમે જવાબ નથી દેતા અને હસો છો, તે તમે મારી આ વાતને હસો છો કે તમે અત્યારે જે રીતિએ વર્તી રહ્યા છો, તે તમારી રીતને હસો છો ?

સ૦ અમારા વર્તન ઉપર હસવુ આવે છે

તો સારૂ, બાકી તો કેટલાકો એવા પણ હોય છે, કે જેમને અમે ગાડા જેવા લાગીએ તમને ન ગમતી હોય એવી પણ વાતો જ્યારે અમે તમારી આગળ લાવી લાવીને ખડકીએ, ત્યારે અમે તમને ગાડા જેવા લાગીએ ને ? પણ તમને ગાડા જેવા લાગીએ–તેની જો અમે દરકાર કરીએ, તો ત્યા સુધી અમે તમને સાચી વાત કહી શકીએ નહિ ને ? અમારે હૈયે એક વાતની ખાત્રી હોય છે કે–આ લોકોને આપણે ન ગમતી વાતો કહીશું, તો પહેલી તકે કદાચ આપણે એમની દૃષ્ટિએ ગાડા જેવા લાગીશું, પણ જ્યારે એ વાતોને આ લોકો સાભળશે, વિચારશે અને સમજશે, ત્યારે આ લોકોને આ વાતો બહુ ગમશે અને એથી આ લોકોના હૈયા અને માથા હાલી ગયા વિના રહેશે નહિ આવો મારો વિશ્વાસ છે, એટલે તમને પહેલી તકે ન ગમે એવી વાતો પણ, તમને ગમાવવા જેવી લાગી છે, માટે હુ કહુ છુ પરમ પદની સાધના માટે નમ્રતા તો પહેલી જોઈએ નમ્રતા ન હોય ને તમે અમને આગર ગમે તેને હાથ જોડો, તેની કાઈ કિંમત નથી પરમ પદની પ્રાપ્તિ એ જ માનવજીવનનો પરમાદર્શ છે અને એ આદર્શે પહોચવાને માટે, હૈયાને શુદ્ધ બનાવીને યોગનુ સેવન કરવાની જરૂર છે,–એ વિગેરે અમારી વાતોને તેઓ જ સારી રીતિએ સાભળી

ને વિચારી શકે છે, કે જેઓમા સાચો નમ્રતા ગુણ હોય જે ખોટી મોટાઈમા તણાતો હોય, તેને યોગની વાત જચે શી રીતિએ ? એ તો પોતાને જ વધારે સમજવાળો માને, એટલે એ સાભળે તો ય એણે સાભળી ન કહેવાય તમારામા ખોટી મોટાઈ તો નથી ને ? જે મા બાપને નમતા શરમાય, તેની મોટાઈ કોઈ દિ' સારી હોય ખરી ? માણસમા ખોટી મોટાઈ હોય, તો તે એને મારે ખરી કે નહિ ?

ખોટું માન મરે એ ગુણ

તમે ભલે આજ દિ' સુધીમા મા-બાપ આદિને નમસ્કાર કરવા આદિ રૂપ ભક્તિ ન કરી હોય, પણ હવે તો એ કરવા જેવી હતી અને કરવા જેવી છે-એમ લાગે છે ને ? હાલ તરત સકોચ આવતો હોય, તો ચાર દિ' પછી વાત, પણ 'આ કરવું છે'-એમ તો નક્કી કરો મનમા નક્કી કરી લો કે- 'અત્યાર સુધીમા મા-બાપને જે દુભવ્યા હોય, તે માટે માફી માગ્યા વિના મરવું નથી અને હવે કદી પણ મા-બાપને દુભવવા નથી હવે તો થાય તેટલી એમની ભક્તિ જ કરવી છે' તો મા-બાપને પણ થાય કે-'અમે સારા છોકરાના મા-બાપ છીએ અમારૂ નશિબ સારૂ કે-છોકરા આવા સારા પાક્યા !' આપણે તો સ્વભાવસિદ્ધ ગુણની વાત હતી પણ હવે ય જો તમે એમ કરવા માડો, તો એ તો તમારામા સમજપૂર્વકનો ગુણ આવ્યો, એમ કહેવાય ને ? વિચાર કરો કે-ખોટું માન મર્યા વિના આ ગુણ આવે ? જાતે પગભર થયા પછી નમવા માડો, તો તમારૂ ઘણુ ખોટું માન મર્યું એમ કહેવાય ને ? આ તમારે માટે મોટો ગુણ અને

## મર્યાદાશીલ માણસો

બાકી જેનામાં ગુણ હોય, તેને તો લાગે કે-પોતાના મા-બાપને પોતે પગે લાગે, એમાં નવાઈ જેવું શું છે? મા-બાપને નમવું, એ કોઈ નવાઈની વાત છે?

સ૦ આ તો વીસમી સદી છે વીસમી સદીમાં આવી વાત નવાઈની વાત ગણાય

વીસમી સદી તો ગઈ અને એકવીસમી સદી શરૂ થઈ ગઈ છે, પણ વીસમી સદીના પોતાના ઉપકારી મા-બાપને નમસ્કાર કરવો, તે શું પાપક્રિયા ગણાતી હશે? અમે જ્યારે મા-બાપને ત્રણ કાલ નમસ્કાર કરવાની વાત કરીએ, ત્યારે તમારા બધાના મોઢા ઉપર એવો ભાવ દેખાવો જોઈએ કે-આ તમે શી વાત કરો છો? અમારા માતા-પિતાને અમે નહિ નમતા હોઈએ? એવી સભા હોય, તો અમે જે વાત કરીએ તે વાત કદાચ તમને અણગમતી પણ હોય, પોતાની જે માન્યતા બંધાઈ ગયેલી હોય તેને આઘાત પહોંચાડનારી પણ હોય, તો ય અમને એ વાત કહેતા 'આ લોકોને આવું કેમ કહેવાય?'-એવો ભય ન રહે અગર 'આ લોકો આવી સારી પણ વાતને નહિ પચાવી શકે તો શું કરશે?'-એવી શંકા પણ ન રહે અમને ખાત્રી હોય કે-એવા વખતેય આવા માણસો શેઈમ શેઈમ નહિ પોકારે અગર તો ધાંધલ નહિ મચાવે, કેમ કે-મર્યાદાશીલ માણસો છે ને? અણસમજ આદિના યોગે સારી પણ વાત ન ગમે-એમ બને, પોતે અમુક પ્રકારની માન્યતાના ખૂબ ચુસ્ત બની ગયેલો હોય તો એથી વિપરીત પ્રકારની વાત ઘા જેવી લાગે-એમ પણ બને, ન સમજાય ને ખોટી લાગે-એમ પણ બને, પણ તે વખતે એને એમ થાય છે-આપણે પછી

ખાનગીમા મળીશુ અને ખુલાસો પૂછીશુ. એ એકદમ નારાજ પણ ન થઈ જાય એને થાય કે-ઘણી વાતો ગમી, તો પછી આટલી વાતમા નારાજ થઈ જવુ એ વ્યાજબી નથી પણ એ ય નમ્રતા હોય તો બને ને ?

પાસે ન હોય તો યાદ કરે ને નમે

માતા-પિતાને ત્રણેય કાળ નમસ્કાર કરવાનુ તો કહ્યુ, પણ ત્રણેય કાળ છોકરા અને મા-બાપ સાથે હોય-એવું સદાને માટે તો બને નહિ ને ? ત્યારે મા-બાપ જે વખતે સાથે અગર પાસે ન હોય, તે વખતે શુ કરવુ ? તેવા વખતે પોતે જ્યા બેઠો હોય, ત્યા મા-બાપ સામે બેઠા છે એવી કલ્પના કરીને પણ મા-બાપને નમસ્કાર કરે સવારે, બપોરે ને સાજે-ત્રણેય કાળ માતા-પિતાને, તે પાસે ન હોય તો પણ, યાદ કરે જ અને એમને યાદ કરીને નમસ્કાર પણ કરે જ.

સારા વિચારોથી ય ઘણા પાપો ખપે

આ, આર્ય દેશના ઉચ્ચ કુલોની આચરણા હતી આજે પણ કોઈક જગ્યાએ આ આચરણા હશે, પણ આ આચરણા આજે બહુ જગ્યાએ નથી એને લઈને આજે તમારામા અભિમાન પણ સાચુ નથી, બનાવટી છે આમ તો નિર-ભિમાનપણું હોય તે જ સારૂ, પણ કદાચ અભિમાન હોય. તો પણ તે જો સાચુ હોય તો તે બહુ ટીકાને પાત્ર ન ગણાય અભિમાન સાચુ હોય, તો નિરભિમાનપણુ આવતા બહુ વાર લાગે નહિ જે ખોટા અભિમાનવાળા હોય, તેનામા નિર-ભિમાનપણું આવે શી રીતિએ ? હવે તમે જો તમારા માતા-પિતા જીવતા હશે, તો ખોટા અભિમાનને તજી દઈને, તેમને

આજથી ત્રણે કાળ નમસ્કાર કરવાનું શરૂ કરવાના ? જેમના માતા-પિતા જીવિત નહિ હોય, તેઓ પણ તેમને કલ્પીને તેમને નમસ્કાર કરવા માંડશે ? તમે આવું કરવા માંડો, એટલે માતા-પિતાનો આપણા ઉપર ઉપકાર છે-એ વાત યાદ આવે ને ? એ વાત યાદ આવશે, એટલે તમે જો તમારા માતા-પિતાના ઉપકારનો બદલો નહિ વાળ્યો હોય, તો તે વાત પણ યાદ આવશે ને ? એથી એમના ઉપકારનો બદલો વાળવાનું મન થશે ને ? ઉપકારનો બદલો વાળી શકાયો નથી અને હવે વાળી શકાય તેમ નથી, તો એથી દુઃખ પણ થશે ને ? જો હા, તો એવા સારા વિચારોથી પણ તમારાં ઘણાં પાપો ખપી જવા નહિ પામે ?

## આજના શિક્ષણનું આ પણ એક અપલક્ષણ

ઉપકારિના ઉપકારનો બદલો વાળવો જોઇએ, એ વાતને તો તમે નમજો છો ને ? માતા-પિતાની ભક્તિના પ્રકારોમાં પહેલો પ્રકાર આ છે રોજ ત્રણે કાળ માતા-પિતા રૂબરૂ હોય તો તેમની રૂબરૂમાં જઇને અને તેઓ રૂબરૂ ન હોય તો તે હોય તેવી કલ્પના કરીને પણ તેમને નમસ્કાર કરવો જોઇએ આ ચીજ દરેકે કરવા જેવી છે તમે આ કરવા માંડશો, એટલે આ કરતાં કરતાં માન ગળવા માંડશે આજે મિથ્યા અભિમાનનો જે ખોટો જ્વર ચઢી ગયો છે, તે ઉતરવા માંડશે અહીંથી આ શરૂ કરવાનો વિચાર થતો હોય, તો અહીંથી આ શરૂ કરો.

સ૦ અમે તો કોલેજમાં ભણેલા અને મા-બાપ અભણ હોય, એટલે શરમ આવે ને ?

એટલે ભૂલ કરી તમારાં મા-બાપે તમને ભણાવવામાં,

એમ કહું ? આજે આવી પણ એક વસ્તુ ઉભી થઈ ગઈ છે અને તે આજના ભણતરનું અપલક્ષણ સૂચવે છે નહિતર તો કહેત કે—અમારા મા–બાપે પોતે કષ્ટ વેઠીને પણ અમને ભણાવ્યા ! અમને ભણાવ્યા, એ પણ અમારા ઉપર મોટો ઉપકાર કર્યો !

ખરો અભણ કોણ ?

ભણતર જો સાચું ભણતર હોત, તો ભણ્યા પછી તો મા–બાપ પ્રત્યેનું બહુમાન ઊલટું વધી જવા પામત માણસ જેમ જેમ ભણે ને સમજુ બને, તેમ તેમ તેને મા બાપના ઉપકારનો વધારે ખ્યાલ આવે અને એથી એને એમ થાય કે‘ આ મા–બાપના પગે હુ મારૂ માથુ ઘસી નાખું, તો ય એમના ઉપકારનો બદલો હુ વાળી શકુ નહિ ’ એને બદલે આ કહે છે કે ‘ અમે ભણેલા ને એ અભણ, એટલે નમાય શી રીતિએ ? ’ પણ ખરા ભણેલા એ કે તમે ? વગર ભણે લાએ પણ છોકરાને ભણાવ્યા તેને સારા માનવા કે આવા ભણેલાને સારા માનવા, કે જે ઉદ્ધત બનીને ઉપકારી મા–બાપને અભણ કહીને તરછોડતા હોય ? તમને ઊલટુ એમ થવુ જોઈએ કે‘ આવા કાળના જો અમારા મા–બાપે અમને પણ એમની જેવા અભણ રાખ્યા હોત, તો અમારૂ શુ થાત ? એ નહિ ભણેલા હોવા છતા પણ, તેમણે પોતે દુ ખ વેઠીને પણ, અમને ભણાવ્યા અને ઘણુ મોઘુ પણ શિક્ષણ અપાવીને અમને દુ ખમાથી સુખમા મૂકવાની યોજના કરી, માટે ખરા ભણેલા તો એ ! ’ ખરા અભણ તો તમે છો કે—તમને તમારા મા–બાપોએ પોતાની કેટકેટલી ય

ચિન્તાઓને અને મુશ્કેલીઓને ગણકાર્યા વિના ભણાવ્યા, છતાં પણ તમે તેમના ઉપકારને તો વિસરી ગયા, પણ તેમના પ્રત્યે અસદ્ભાવવાળા બન્યા !

## વર્તમાનના શિક્ષણનો સૌથી મોટો દોષ

જે શિક્ષણ આવા કુશિક્ષિતોને પકવે, તે શિક્ષણનો પાયો જ ખોટો ને ? કોઈ દિ' સાચુ શિક્ષણ મા-બાપને ભૂલવે ? ઉપકારિઓને ભૂલવે ? દેવ-ગુરૂ-ધર્મને ભૂલવે ? પરલોકને ભૂલવે ? જો તમે એમ કહેતા હો કે-' શિક્ષણમા તો આવુ કાંઈ છે નહિ ' તો પછી તમે આવુ બધુ શીખ્યા કયાથી ? બોલવાનુ જુદુ અને વર્ત્તવાનુ જુદુ -એ આવ્યુ કયાથી ? વર્ત્તમાનના શિક્ષણમા સૌથી મોટો દોષ તો એ છે કે-પોતાની જાતને બહુ મહત્ત્વની માનવાનુ કેળવાય છે એણે આ બધી સ્થિતિ ઉત્પન્ન કરી દીધી છે

સ૦ વ્યક્તિત્વ કેળવાય છે ને ?

માતા, પિતા આદિ વડિલોની આગળ પોતાના વ્યક્તિત્વને ધરવુ, એ ડહાપણ નથી પણ બેવકૂફી છે મા-બાપ વિગેરેને એમ પૂછવું કે-' હુ કોણ છુ, તે જાણો છો ? હુ કેટલો ભણેલો છુ, તેનો તમને ખ્યાલ છે ? મારૂ શું પોઝીશન છે, એ સમજો છો ? ' તેના જેવી બીજી કોઈ હેવાનીયત નથી

## ભણેલો કેવો હોય ?

વ્યક્તિત્વ બતાવવુ જ હોય, તો વ્યક્તિત્વને બતાવવાની જગ્યાઓ ઘણી છે કોઇ ઠગવાને આવ્યો હોય, તો ત્યા તમે કહી શકો છો કે-' તું કોને ઠગવાને આવ્યો ? હુ અભણ નથી,

ભણેલો છું ' એ જ રીતિએ તમને જો કોઈ કહે કે-' તમે મને ઠગો છો ' તો તમે એ વખતે કહી શકો કે-' આ તું શું બોલે છે ? હું તને તો શું, કોઈને ય હું ઠગું નહિ, કેમ કે-હું ભણેલો છું હું ભણેલો છું, એટલે હું એમ સમજું છું અને માનું છું કે-બીજાને ઠગવા, એ તો ખરી રીતિએ પોતાની જાતને ઠગવા જેવું છે, માટે હું કોઈને ય ઠગતો નથી હું તને ઠગું છું અગર મે તને ઠગ્યો, એમ માનવામા તારી ભૂલ થાય છે ' આવું, પ્રમાણિકપણે વર્તીને અને કહીને, ત્યા વ્યક્તિત્વ બતાવજો ને ! એવું વ્યક્તિત્વ તો છે નહિ અને મા-બાપ આદિ પાસે વ્યક્તિત્વ બતાવવાને નીકળી પડયા છો ! મા-બાપ આદિ પાસે વ્યક્તિત્વ બતાવવાનુ ન હોય, પણ હલકાથી ય હલકા જેવા બની જવાનુ હોય આજે તો, તમને કોઈ ઠગ કહે તો તમે મે કહ્યુ તેવું વ્યક્તિત્વ બતાવો કે હસો ? હસો, તે સહનશીલ છો માટે કે હરામખોરી છે માટે ? ભણેલો તો તે કહેવાય કે જે જેમ પોતે બીજાથી ઠગાય નહિ, તેમ કોઈને પણ ઠગે નહિ જેટલા ભણેલા, તે જો બીજાને ઠગવામા જ પોતાના ભણતરનો ઉપયોગ કરતા હોય, તો તે મહા અભણ છે-એમ કહું ને ? આ દૃષ્ટિએ, આજે ભણેલાઓનુ ટોળું મોટું છે કે અભણોનુ ટોળુ મોટું છે ?

## મા-બાપ આવતા ઉભો થાય અને બેસે એવી રીતિએ કે-વડિલ કોણ તે જણાઈ આવે

મા-બાપ આદિને ત્રણે કાળ નમસ્કાર કરવાની વાત કહ્યા પછી, બીજી વાત કહે છે જે ત્રણેય કાળ મા-બાપ આદિને નમસ્કાર કરતો હોય, તે જ્યારે જ્યારે મા-બાપ આદિ તે જ્યા

બેઠો ત્યા આવે, ત્યારે ત્યારે એ બેઠો રહે કે ઉભો થઈ જાય? ખાન ટીમા, ઘરમા મા-બાપ આદિને નમસ્કાર કરે અને બહાર અપમાન કરે તો? જે સાચા દિલથી માતા-પિતાદિને નમસ્કાર કરતો હોય, તે ગમે ત્યા બેઠેલો હોય, પણ ત્યા જ્યા માતા-પિતાદિ આવી પહોચે, કે તરત જ તે ઉભો થઈ ગયા વિના રહે નહિ ઉભો થઈ જાય, હાથ જોડે અને તેમને યોગ્ય આસન આપીને બેસાડયા વિના બેસે નહિ પછી પોતે બેસે તો ય તે કેવી રીતિએ બેસે? જોનાર સૌને લાગે કે-' આ બાપ છે અને આ છોકરો છે' જે એમને ઓળખતા ન હોય, તે ય છોકરાની બેઠકને જોઈને સમજી જાય કે-' આ વડિલ છે અને આ નાનો છે' પહેલા આ શિષ્ટાચાર ખૂબ જીવન્ત હતો બે ભાઈ પાસે પાસે બેઠા હોય, તો ય તે એવી રીતિએ બેઠા હોય કે-આ મોટો છે અને આ નાનો છે, એમ સમજી જવાય આજે તો સરખા જેવા હોય, તો પૂછવુ પડે કે-' તમારામા મોટો કોણ ને નાનો કોણ?' જ્યારે પહેલા બેઠકની રીતભાત આદિ ઉપરથી પણ ઓળખી શકાય કે-આ મોટો છે ને આ નાનો છે પહેલા મર્યાદા જ એવી જળવાતી કે-બેઠક ઉપરથી પણ આ આનો વડિલ છે-એમ લાગે, એવી રીતિએ જ જે નાનો હોય તે બેસે માન કેટલુ સાચુ હોય ત્યારે આ બને? આજે ખોટુ અભિમાન મગજ ઉપર સ્વાર થઈ ગયું છે, એટલે આ મર્યાદા પણ નષ્ટ પ્રાય થઈ જવા પામી છે આવું ખોટુ અભિમાન, વિનયને યોગ્ય જગ્યાએ પણ વિનયનો અભાવ, એ આર્ય દેશનુ ભૂષણ કહેવાય કે દૂષણ કહેવાય?

સ૦ દૂષણ જ કહેવાય

તો આ ગુણ આજે લાવવો પડે તેમ છે કે છે જ?

સ૦ બન્ને અશે છે

ઘણે અંશે નથી, પણ જ્યા આ ગુણ અમુક અશે છે, ત્યા ય ત્રિકાલ નમસ્કાર કરવાનુ નથી ને ? એ કેમ નથી?

સ૦ એવી તાલીમ નથી મળી માટે

આજે તો મળી ને ? હવે તો શરૂ કરી જ દેવાના ?

અપવિત્ર જગ્યાએ તો નામેય ન લે

ખરી વાત એ છે કે-હૈયાના બહુમાનમા ખામી પડી ગઈ છે અહીં તો કહે છે કે-આર્ય દેશના યોગ્ય જીવોમા, યોગની ભૂમિકાઓને પામવાને માટે લાયક જીવોમા, માતા-પિતાદિ પ્રત્યે એટલુ બધુ હૈયામા બહુમાન હોય છે કે-એ અપવિત્ર જગ્યાએ એમનુ નામ પણ દે નહિ એમનુ નામ બોલવાને માટે પણ જગ્યા અપવિત્ર છે કે નહિ-એ જુએ અને જગ્યા અપવિત્ર હોય તો નામ ન લે આવો માણસ, એને જો કોઈ પરમ પદની વાત કરે, તો એ વાતને સાભળવાને માટે કેટલો જિજ્ઞાસુ હોય ?

અધ્યાત્મનો ગુણ

આર્ય દેશના અધ્યાત્મમા આવી વાતોને પણ સ્થાન છે. આર્ય દેશના અધ્યાત્મની હવા પણ જો આ કાળમાં ફરીથી પ્રસરે, તો ય આજના ઘણા દુ ખો આપોઆપ ભાગી જાય અને ઘણા સુખો સહજ રીતિએ આવી મળે તમારા મતે આજે તો કલિકાલ છે ને ? પણ કલિકાલ પણ જો અધ્યાત્મવાદની હવા પ્રસરવા માડે તો સત્યુગ જેવો બની જાય આ દેશના અધ્યાત્મવાદમા તો બધા ય સુખો ભરેલા છે માતા-પિતા આદિ ગુરૂવર્ગનુ બહુમાન અને વિનય, એ અધ્યાત્મવાદનો

પાયો છે આર્ય દેશમા જન્મેલામા તો, ભલે એને કોઈ પણ સદ્‌ગુરૂ મળ્યા ન હોય, ભલે એ કાઇ પણ ન ભણ્યો હોય, તો પણ એનામા આ ગુણ સ્વાભાવિક રીતિએ હોય

સાઈઠ વર્ષના દીકરાનો વિનય

સાઇઠ વર્ષનો દીકરો, એને અમે એના એ શી વર્ષના બાપના પગમા પ્રેમથી માથુ મૂકતા જોયેલો છે પોતે એકલો જ માથુ મૂકે–એમ નહિ, પણ પોતાની સ્ત્રી અને પુત્ર–પુત્રી આદિ પોતાના પરિવારને સાથે લઈ ને રોજ નિયમિત રીતિએ પિતાના ચરણમા નમસ્કાર કરે એ એવો વિનય આચરે કે–એને વિનય આચરતો જોઈને, સાધુ–સાધ્વી વિગેરેમા પણ જો કોઈ ભૂલ કરતું હોય, તો તે વિનય શીખી જાય એના વડિલો પ્રત્યેના વર્તાવને જોવા માત્રથી પણ, જે ઉદ્ધ ઠ હોય તે વિનીત બની જાય પિતાને આવતા જોઈને, સાઇઠ વર્ષનો દીકરો પણ ઉભો થઈ જાય, પગે લાગે, લેવાને સામો જાય, હાથ પકડીને દોરી લાવે, ઉંચા આસને બેસાડે, શુ હુકમ છે–એમ પૂછે, આપને અહીં આવવાની તકલીફ કેમ લેવી પડી–એ રીતિએ વાત કરે અને બાપનુ દરેક કામ નોકરની માફક કરે આવા દીકરા તો હજુ અમે અમારી નજરે જોયા છે એક વાર એના બાપે એને ભરસભામા છત્રી મારી, તો એણે ખાઈ લીધી છે મોઢા ઉપર પણ બીજો ભાવ આવવા દીધો નથી કોઈએ કહ્યુ કે–' આમ તે થાય ?' ત્યારે એણે કહ્યું છે કે–' બાપ છે એ ન મારે તો કોણ મારે ?' અત્યારે આટલી સભામા કોઈ બાપ એના દીકરાને ટપલી મારે તો ય તે ખમે ? ધારો કે–બાપે મારી અને છોકરાએ પ્રેમથી ખમી ખાધી, તો એની આ સભામા શી અસર થાય ?

એ જગ્યાએથી ખસી જાય, પણ માતા–પિતા આદિ ગુરૂવર્ગના અવર્ણવાદને સાભળી લે, એ કેમ બને ? આવો છોકરો, પોતે તો પોતાના મા–બાપનુ ઘસાતુ ન જ બોલે ને ? તમે કદી પણ તમારા મા–બાપનુ ઘસાતુ, કોઈની પણ આગળ, નથી બોલ્યા ? અગત મિત્રો આગળેય નહિ ? બાયડી આગળેય નહિ ? તમે નહિ બોલેલા અને તમારી બાયડી તમારા મા–બાપનુ જરા પણ ઘસાતું બોલી હોય તો તે તમે સાભળી લીધેલુ નહિ, એમ માની લઉં ? ખરેખર, જો આટલો પણ ગુણ હોત ને, તો ય ગૃહસસારના ઘણા કજીયાઓ ઉત્પન્ન થવા પામ્યા ન હોત, પણ જ્યા બાયડીની વાતને પ્રેમથી સાભળે, બાયડી મા–બાપનુ ગમે તેવુ ઘસાતુ બોલે તો ય સાભળે અને બાયડીની ખાતર મા–બાપની સાથે લડવાને પણ તૈયાર થાય, ત્યા એ કોઈ પોતાના માતા–પિતાદિના અવર્ણવાદને બોલે, તો એને ચૂપ કરી દે અને એને ચૂપ કરી ન શકે તો પોતે ખસી જાય–એવુ બને કે પછી પોતે પણ એમા ટાપસી પૂરવા માડે ?

## સારી ચીજ પહેલી મા–બાપને ધરે અને એમની આજ્ઞા માથે ચઢાવે

અહીં તો આગળ વધીને એમ કહે છે કે–વસ્ત્ર, ભોજન, અલકાર આદિ ભોગોપભોગની ચીજોમા જે કોઈ સારી ચીજ હોય અગર જે કોઈ સારી ચીજ છોકરો મેળવી શકે, તે પહેલી મા–બાપને ધરે ઘરમા જેટલી સારી ચીજો આવે, તે પહેલી ત્યા ઉપયોગમા લેવાને માટે ધરે અને જે ચીજો ત્યા ઉપયોગમા આવે નહિ, તે ચીજો પોતે ને પોતાનો

સ૦ બહુ જ સારી

છતા તમે કાઈ આવુ સહી શકો તેમ છો ?

આવા જીવો, આપણે જે પરમાદર્શ આદિની વાતો કરી આવ્યા, તે વાતોને ઝીલવાને માટે બહુ યોગ્ય કોટિના ગણાય.

માતા-પિતાદિના અવર્ણવાદને સાભળે પણ નહિ

પરમ પદને સાધવાને માટે યોગ જોઇશે, પણ યોગને પામવાને માટે અને યોગને સાધવાને માટે વિનય ખાસ જોઇશે છોકરો થઇને મા-બાપ ઉપર મોઢુ ચઢાવે ? મા-બાપથી એ રીસાય ? છોકરાએ તો મા-બાપ-આગળ પોતાના આખા વ્યક્તિત્વને ભૂલી જવુ પડશે 'આમની આગળ હુ કાઈ છુ નહિ '-એવા બની જવુ પડશે તમે કાગળ વિગેરેમા લખો છો ને કે-આપનો ચરણસેવી ?

સ૦ ચિરજીવી લખે છે

ચિરંજીવી તો બાપ વિગેરે લખે, પણ છોકરા તો આપની ચરણ-જ, આપનો આજ્ઞાકિત, આપનો દાસ, વિગેરે લખે લખે આવુ ને વર્તનમા મીંડુ ? વિનીત છોકરો જેમ માતા-પિતા આદિ ગુરૂવર્ગનો વિનય આચરે, તેમ તેઓની જો કોઈ નિન્દા કરતુ હોય, તેઓના કોઈ અવર્ણવાદ બોલતુ હોય, તો તેને એ સાભળી પણ શકે નહિ કોઈ આપણા મા-બાપ આદિનુ ભૂડુ બોલે, તો તે આપણાથી સાભળી લેવાય ? ગમે તેવુ સ્થાન હોય, ગમે તેવા સ્વાર્થની જગ્યા હોય, પણ માતા-પિતાદિના અવર્ણવાદને સાભળવાનુ છોકરાને પાલવે કેમ ? છોકરો, જો એનુ ચાલે તો, અવર્ણવાદને રોકે અને અવર્ણવાદને રોકી શકવાની તેવડ ન હોય તો મનમા દુ ખી થતો

એ જગ્યાએથી ખસી જાય, પણ માતા-પિતા આદિ ગુરૂવર્ગના અવર્ણવાદને સાભળી લે, એ કેમ બને ? આવો છોકરો, પોતે તો પોતાના મા-બાપનુ ઘસાતું ન જ બોલે ને ? તમે કદી પણ તમારા મા-બાપનુ ઘસાતુ, કોઈની પણ આગળ, નવી બોલ્યા ? અગત મિત્રો આગળેય નહિ ? બાયડી આગળેય નહિ ? તમે નહિ બોલેલા અને તમારી બાયડી તમારા મા-બાપનુ જરા પણ ઘસાતું બોલી હોય તો તે તમે સાભળી લીધેલુ નહિ, એમ નાની લઉ ? ખરેખર, જો આટલો પણ ગુણ હોત ને, તો ય ગૃહસસારના ઘણા કજીયાઓ ઉત્પન્ન થવા પામ્યા ન હોત, પણ જ્યા બાયડીની વાતને પ્રેમથી સાભળે, બાયડી મા-બાપનુ ગમે તેવુ ઘસાતુ બોલે તો ય સાભળે અને બાયડીની ખાતર મા-બાપની સાથે લડવાને પણ તૈયાર થાય, ત્યા એ કોઈ પોતાના માતા-પિતાદિના અવર્ણવાદને બોલે, તો એને ચૂપ કરી દે અને એને ચૂપ કરી ન શકે તો પોતે ખસી જાય-એવુ બને કે પાછી પોતે પણ એમા ટાપસી પૂરવા માડે ?

<u>સારી ચીજ પહેલી મા-બાપને ધરે અને એમની આજ્ઞા માથે ચઢાવે</u>

અહીં તો આગળ વધીને એમ કહે છે કે-વસ્ત્ર, ભોજન, અલકાર આદિ ભોગોપભોગની ચીજોમા જે કોઈ સારી ચીજ હોય અગર જે કોઈ સારી ચીજ છોકરો મેળવી શકે, તે પહેલી મા-બાપને ધરે ઘરમા જેટલી સારી ચીજો આવે, તે પહેલી ત્યા ઉપયોગમા લેવાને માટે ધરે અને જે ચીજો ત્યા ઉપયોગમા આવે નહિ, તે ચીજો પોતે ને, પોતાનો

અથવા તો ' તમે જીવશો જ, સારા પાકશો જ અને એમને સુખી કરશો જ '–એવી ય નિશ્ચિત કલ્પના નહિ હોય બાકી, તમે સારા પાકો–એવી આશા તમારા મા–બાપે રાખી હોય, તો તે સ્વાભાવિક છે એટલે તમે ' મારા માતા-પિતાએ મારી અણસમજના કાળમા મારૂં આ કર્યું છે, મારૂં અમુક કર્યું છે'– એ રીતિએ એમના ઉપકારોને યાદ કરીને તો, એમના પ્રત્યે સદ્ભાવ કેળવો ! ઉમ્મરે પહોચે તેથી કદાચ સ્વભાવ ખરાબ થાય, કચ કચ પણ કરે, પણ એથી કાઈ એવા ઉપકારી માતા–પિતાની જે સમયે ખરેખરી ભક્તિ કરવાની હોય, તે સમયે એમને લાત મરાય ? સારી ચીજ ઘરમા આવે, તો પહેલી એમની સેવામા રજૂ કરાય કે એમનાથી સતાડી રખાય ?

## અમે આ છોકરાથી કૃતાર્થ છીએ '

તમારી કમાણીના પહેલા હક્કદાર તમે કે તમારા માતા–પિતા ? અમે એવા મા–બાપને પણ જોયા છે, કે જે મા–બાપે અમને આવીને કહ્યું છે કે–' દીકરો પગાર ઘણો લાવે છે, પણ બધો પગાર લાવીને અમારા હાથમા મૂકી દે છે એને જે જોઇએ તે અમારી પાસે માગે છે અને અમે આપીએ તેટલુ અને તે જ એ લે છે ' આવા છોકરાઓ આ કાળમા પણ છે અભણ નહિ, થોડુ ભણેલા નહિ, પણ સારા ડીગ્રીધર, ઘણું ભણેલા અને ઑફીસરનો ઓદ્ધો ભોગવતા ! એ છોકરો તો મા–બાપ પાસે માગે, પણ એની સ્રીને અગર એના છોકરાઓને પણ જો કાઈ જોઈતું હોય, તો તે માટે તેમને પણ એ મા–બાપની પાસે જ માગવાને જવું પડે એમા એમને સકોચ કે દુ ખ છે–એમ પણ નહિ એ મા–બાપ કહે છે કે–' અમે આ

છોકરાથી કૃતાર્થ છીએ' કૃતાર્થતા કોને કહેવાય અને કૃતાર્થતા ક્યારે મનાય—એ વાત વળી જુદી જ છે, પણ એ મા-બાપને પોતાના સંતાનથી સંતોષ કેટલો છે, એ જોવા જેવું છે તમે વિચારો કે-તમારે માટે તમારા મા-બાપ શું કહે છે?

સારા કામ મા-બાપ પાસે કરાવે

અહીં તો આગળ વધીને એમ પણ કહે છે કે-મા-બાપનો પરલોક સુધરે, એ માટે પોતાની શક્તિ મુજબના દાનાદિ સારા કામો એમની પાસે કરાવે એ જીવતા હોય ત્યાં સુધી કોઈ પણ સારૂં કામ કરવાનું હોય, તો એમની પાસે ખાસ કરાવે દરેક સારૂ કામ કરાવે પોતે, પણ એ કામમાં આગળ તો એમને જ લાવે તમારે તો, તમારા મા-બાપ કરતા પણ, આગળ આવવા જોઈએ ને?

છોકરાં ખરા તો ઘરમાં કેળવાય

> ૨૦ આ માટે કોલેજો ખોલાવવાની ખાસ જરૂર છે એના આવુ શિક્ષણ અપાય તેવી ગોઠવણ કરવાની જરૂર છે આજે એવું શિક્ષણ અપાતુ નથી શિક્ષણ સારૂ અપાતુ નથી એટલે છોકરાઓ મા-બાપની સામે થાય છે

આમનો કહેવાનો આશય એટલો જ છે કે-આ જાતિનું શિક્ષણ મળે તેવું સ્થાન જોઈએ, પણ ખરી વાત એ છે કે-છોકરાઓ ખરા તો ઘરમાં જ કેળવાય છોકરાઓના મા-બાપ છોકરાઓને ઘરમાં જ એવી રીતિએ કેળવે કે-ભવિષ્યમાં એ સાચો સદ્‌ગૃહસ્થ બની શકે અને નિશાળે તો માત્ર ભાષાજ્ઞાન આદિ મેળવવાને માટે જાય અગાઉ છોકરો નિશાળેથી ભણીને આવે, ત્યારે મા-બાપ મોટે ભાગે હાજર રહે, તેને પૂછે

કે-'શું તું ભણી આવ્યો ?' છોકરો જે જવાબ દે, તેમા જો કાંઈ ખરાબ જેવું લાગે, તો મા-બાપ એ ખરાબને ખખેરી નાખે જેમ છોકરાને સ્નાન કરાવીને સાફ કરે, તેમ તેના હૈયાને પણ આ રીતિએ સાફ કરે ખોટા સસ્કારો પડે નહિ, તેની કાળજી મા-બાપ રાખે ખોટા સસ્કાર લઈને આવ્યો હોય, તો તેને સાફ કરીને પછી જમાડે આપણી ચાલુ વાત તો એ છે કે માતા-પિતા આદિ પ્રત્યે જેમનામા આપણે કહી આવ્યા તેવા પ્રકારનો વિનય સ્વભાવસિદ્ધ હોય અગર તો આવું સાભળ્યા પછીથી પણ જેમનામા માતા-પિતા આદિ પ્રત્યે આવો બહુમાનભાવ આવે તેવો હોય, તે જીવો યોગની પૂર્વભૂમિકાને પામેલા જીવોમાના ગણાય એમની આ લાયકાત, એ એમનામા એવી લાયકાતની સૂચક ગણાય કે-એમને જો પરમાદર્શની વાત અને પરમાદર્શને સાધવના ઉપાયની વાત સાભળવાને મળે, તો એમને એ બહુ ગમે એ સહે લાઈથી યોગની ત્રીજી ભૂમિકાને પામીને, પહેલી અગર બીજી ભૂમિકાને પામી, યોગમય અગર યોગયુક્ત જીવનને જીવનારા બની શકે આવા લાયક જીવો, જ્યા સુધી બની શકે ત્યા સુધી, માતા-પિતાને જે અનિષ્ટ હોય તેનો ત્યાગ કરનારા હોય અને માતા-પિતાને જે ઈષ્ટ હોય તેમા પ્રવૃત્તિ કરનારા હોય, પણ તેમા એટલો વિવેક ખરો કે-ધર્માદિ પુરુષાર્થોના આરાધનમા બાધ નહિ પહોચવો જોઇએ, જે વાત આપણે હમણા જ કરી આવ્યા છીએ એટલે, સામાન્ય રીતિએ તો, મા-બાપની આજ્ઞાને અનુસરવાની વાત આ દેશમા પ્રધાન જ ગણાતી આવી છે કારણ એ છે કે-આ જન્મમાં, દેખીતી રીતિએ, પહેલો ઉપકાર મા-બાપનો છે.

રવિવારો જશે, કેમ કે આ પચાવાની વાત છે  આપણે તો ધર્મનો મહેલ રચવો છે ને ? કેવો ?

અત આલીશાન.

**પહેલો સદાચાર છે–'લોકના અપવાદથી ડરવું' તે; પણ અહીં શિષ્ટ લોક સમજવાનો છે:**

આવા કૃતજ્ઞ અને માતા-પિતાના ભક્ત માણસમા, અમુક અમુક સદાચારો તો સહજ હોય એ સદાચારોમા સૌથી પહેલો નબર છે–'लोकापवादभीरुत्वम्' નો આ પણ, એક મોટી યોગ્યતા છે, આ પણ એક મોટો ગુણ છે, પણ તે બરાબર સમજી લેવા જેવો છે લોકાપવાદમા તો તમે સમજો છો ને? એનાથી આ ડરનારો હોય આપણે કયા વસવાનું? લોકમા વસવાનુ અને લોકમા જીવવાનું, એમ તો ખરૂ ને? એટલે લોક આપણને જૂએ, આપણા આચરણને જાણે, એ તો બને જ ને? હવે જો આપણામા લોકાપવાદભીરૂપણું હોય, તો આપણે કેટકેટલા દોષોથી બચી શકીએ અને કેટકેટલા ગુણો આપણામા કેળવાઈ જાય? લોકાપવાદભીરૂમાથી ઘણા દોષો ભાગી જાય છે અને તેનામા ઘણા ગુણો આવી જાય છે વગર માગ્યે ઘણા ગુણો આવે ખાસ પ્રયત્ન વિના પણ ઘણા ગુણો આવી જાય, એવો આ સદાચાર છે, પણ તે બરાબર સેવતા આવડે તો! અજ્ઞાન લોક, દ્વેષી લોક, સુણી –સુણાઈ વાતો ઉપર મદાર બાધીને કશો પણ યોગ્યાયોગ્યનો વિચાર કર્યો વિના જ અપવાદ કરનાર લોક–એવા લોકો આપણો અપવાદ બોલે, તો તેની કિંમત આપણે આકીએ નહિ, પરન્તુ શિષ્ટજનો, કે જે વિચારપૂર્વક બોલનારા હોય, તેમની જીભે ખરાબ રીતિએ આપણું નામ ચઢી જવા પામે નહિ, તેની કાળજી તો આપણે સદાને માટે રાખીએ ને? 'અજ્ઞાન પણ માણસો અપવાદ ન કરે તો સારૂં'–એમ મનમા હોય, પણ

આપણે શિષ્ટજનોને પ્રિય અને શિષ્ટજનોને છાજે તેવું કામ કરતા હોઈ એ, તે છતા પણ તેઓ જો અપવાદ કરે, તો તેથી આપણે ડરીએ નહિ અને સારૂં કામ છોડીએ નહિ, પણ શિષ્ટ જનોમા અપવાદ થાય નહિ, તેની તો કાળજી રાખીએ ને? આવી કાળજી, એ ડરપોકપણું નથી એ તો સારૂ જીવવાની કાળજી છે અમે લોકો ય આવી રીતિએ લોકથી ડરીએ, તો તે સારૂં કે ખોટુ? જે કોઈ સાધુ તરીકે ઓળખાતા હોય, તેઓએ પણ અસાધુને યોગ્ય કાર્યો કરતા, શિષ્ટજનોના અપ વાદથી પણ ડરીને અસાધુને યોગ્ય કાર્યો કરતા નિવર્તવું જોઇએ ને? એ જ રીતિએ, તમારે પણ લોકથી ડરતા રહેવું જોઈએ કે નહિ? લોકનો શો ડર?

સ૦ લોક નિંદા કરે નહિ એવો ડર રાખવાનો

એનો અર્થ એવો નહિ ને કે-આપણે ગમે તેવું ખરાબ કરીએ, તો ય લોકે આપણી નિન્દા નહિ જ કરવી જોઇએ? અથવા તો, આપણે એવી લોકનિન્દાને કચડી નાખવાના પ્રયત્નો કરવા જોઈએ?

સ૦ લોક નિન્દા કરે તેવુ કાર્ય નહિ કરવુ જોઇએ

શિષ્ટ લોકના મને જે કાર્ય નિન્દનીય ગણાય, તેવું કોઈ પણ કાર્ય નહિ કરવાની કાળજી, એ જ આ લોકાપવાદભીરુત્વ નામના સદાચારનો પરમાર્થ છે ને?

સ૦ એવુ બધુ ખાનગીમા કરી લેવાનુ અને બહાર સારા દેખાવાનુ

આપણે અહીં સજ્જન માણસોની વાત કરીએ છીએ, ત્યારે આ જે વાત કરે છે, તે દુર્જન માણસોની વાત છે સારા માણસ માટે આવી વાત હોય? ‘ખરાબ કામ ખાનગીમા

કરવામા વાધો જ નહિ '–આવું જેના હૈયામા બેઠું હોય, એવા માણસને સારો માણસ કહેવાય જ નહિ. 'લોકમા અપકીર્તિ થાય–એવા ડરથી જ ખરાબ કામ ખાનગીમા કરવું, બાકી તો ખરાબ કામ કરવામા વાધો નથી '–એમ માનવું, એ સારા માણસનું લક્ષણ નથી, એટલે આપણે અહીં એવા માણસની વાત કરતા નથી

ગૃહસ્થાચારને સારી રીતિએ જીવવાને દાનગુણ જોઈએ

અહીં તમને એક વાતની યાદ આપી દઉં પહેલી યોગ્યતા જે 'ગુરુદેવાદિપૂજનમ્ '–તેના સબધમા આપણે કેટલીક વાતો કરી આવ્યા, પણ તેમા દેવ સબધી અને દાન સબધી વિશેષ વાતો કરવાની રહેવા દીધી છે દાનની વાત તો, સદા ચારોમા પણ આવી જશે અને દેવ સબધી વાત સદાચારો આદિને લગતી વાત કર્યા પછીથી અવસરે કરવી ઠીક થઇ પડશે. દાનગુણ, એ એક એવો ગુણ છે કે–જેનામા એ ગુણ ન હોય, તે આપણે જે રીતિએ માતા–પિતા આદિની ભક્તિ કરવાનું વર્ણવી આવ્યા, તે રીતિએ ભક્તિ કરી શકે નહિ કૃપણ માણસ ઉપકારિને માટે ય ખર્ચી શકે નહિ આજે સારા ગણાતા પણ માણસો મા–બાપને ખર્ચી બાંધી આપે છે, તેની તમને ખબર તો હશે ને ? પોતાને માટે અને પોતાના કુટુબને માટે ગમે તેટલો ખર્ચો થાય તો ય તેની છૂટ, પણ મા–બાપ માટેના ખર્ચ ઉપર નિયમન, આવા પણ માણસો છે ને ? આવા માણસો વિવેકપૂર્વક, પોષ્યવર્ગને હાનિ ન પહોચે અને ગૃહસ્થાઇને દૂષણ ન લાગે, એવી રીતિએ પાત્રને અને દીન–અનાથ આદિને દાન દઈ શકે ખરા ? એ

કરતા હોઇએ અને એથી લોક આપણી ખરાબ વાત કરે, તો પણ આપણને એ વાતને સાભળીને ગુસ્સો આવે ? 'લોક નિન્દક સ્વભાવનો છે'–એમ કહીએ અને આપણે આપણી ખરાબીની સામે ન જોઈએ, એ કાઈ ચાલે ? લોકાપવાદ-ભીરુએ તો ખરાબ વર્તનનો ત્યાગ કરવાને માટે તત્પર રહેવુ જોઇએ અપકીર્તિનો સાચો ડર તો, અપકૃત્યથી ડરવુ એ છે.

અનીતિ, લાચ–રૂશ્વત અને કાળુ બજાર

હવે વિચાર કરો કે–આ સદાચારમા અનીતિના ત્યાગની અને નીતિના સેવનની વાત આવી જાય છે કે નહિ ? કાળુ બજાર પણ લોકાપવાદમા આવી જાય ને ? અને લાચ–રૂશ્વતનો પણ એમા સમાવેશ થઈ જાય ને ? લોકાપવાદભીરૂત્વ રૂપ સદાચાર જેના જીવનમા હોય, તેના જીવનમા અનીતિ, કાળુ બજાર, લાચ–રૂશ્વત અને બીજા પણ ઘણા દુર્ગુણો મોટે ભાગે આવે નહિ અને કદાચ આવી જાય, તો ય તે ઝટ ચાલ્યા જાય ને ? લોકાપવાદના ભયને તજી દઈને જ, આજે ઘણાઓએ ભયકર અનીતિ, કાળુ બજાર અને લાચ–રૂશ્વત આદિ મહા-પાપોને આચરવા માડ્યા છે ને ? આજે લગભગ બધા ય બૂમો મારે છે કે–જ્યા ત્યા અનીતિ પેસી ગઈ છે, લાચ–રૂશ્વત વધી પડી છે અને બજારમા ધધા કાળા થઈ ગયા છે, પણ તેનુ મૂળ કારણ શોધવાનો તમે પ્રયાસ કર્યો છે ખરો ? આજે અમુકની જ આ વાત છે ? ગમે તે સ્થાને માણસ બેઠો હોય, પણ એ સ્થાન ઉપર બેસીને જેટલા પાપ કરવાની સગવડ મળતી હોય, તેટલા પાપ નહિ કરનારા કેટલા ? સ્થાને બેઠેલાને સ્થાન મુજબ પાપ કરવાની પણ સગવડ તો મળી રહે, પણ 'આ

પાપ હું કરું તો લોકમા અપવાદ થાય અને લોકમા મારો અપવાદ થાય તે તો ઠીક નહિ'-આવા વિચારથી પણ પાપ નહિ કરનારા કેટલા ? અરે, 'આ પાપથી મારો અને આ સ્થાનનો પણ લોકમા અપવાદ થશે '-એટલો વિચાર કરનારા પણ કેટલા ?

## આર્ય દેશમા વ્યાપક બનેલી સતોષની ભાવના ઉપર દેવતા મૂકાયા કર્યો છે

આજે ઘણે ભાગે આ વિચાર ઉડી જવા પામ્યો છે, તો તેનું કારણ શું ? તીવ્ર અસતોષ, એ એ બધાનુ મૂળ છે, એમ તમને લાગે છે ? આર્ય દેશના અધ્યાત્મવાદ તરફ જેટલી બેદરકારી સેવાઈ, તેટલો અસતોષ વધ્યો. આર્ય દેશનો અધ્યાત્મવાદ તો, અસતોષના મૂળમા ડામ દે છે આર્ય દેશના મહાપુરૂષો ભલે બધાને મોક્ષમાર્ગ પમાડી શક્યા નહિ, ભલે બધાયને ધર્મમય જીવન જીવનારા બનાવી શક્યા નહિ, પણ અસતોષને બહુ આધીન નહિ થવાનું અને બનતી રીતિએ સતોષમા જીવવાનું તો એ મહાપુરૂષોએ વ્યાપક રીતિએ શીખવાડેલુ છેલ્લા થોડાક વર્ષો પહેલા પણ આ આર્ય દેશમા સતોષની ભાવના ઘણે અશે પ્રચલિત હતી, પરન્તુ છેલ્લા થોડાક વર્ષોમા તમારા બધાના કલ્યાણના નામે, સતોષના મૂળને ઉખેડી નાખવાના અને અસતોષના દાવાનળને સળગાવવાના, કારમા પ્રયાગો થયા છે આર્ય દેશના મહાપુરૂષોએ તો, કોઈ પણ ભૌતિક વસ્તુ ઉપર 'આ વસ્તુ મારી જ છે'-એવા મારાપણાના હક્કને માનવાનો જ નિષેધ પોકાર્યો છે આ દેશના મહાપુરૂષોએ, એ વાત ભારપૂર્વક કહી છે કે-'મુસાફરની માફક જન્મવું, આયુષ્યના યોગે જીવાય ત્યા સુધી જીવવું અને અન્તે અહીં જે

કાઈ પણ મળ્યુ હોય તે બધાને મૂકીને મરી જવુ, એ આ સસારનો શાશ્વત ક્રમ છે કોઈ પણ જીવને જેમા ઠરીને ઠામ બેસવાનુ નથી, એવો આ સસાર છે તેમા કોઈ પણ દુન્યવી ચીજ ઉપર મારાપણાનો હક્ક કરવા જેવો નથી મારાપણાનો હક્ક, એ તો અસતોષનુ અને અશાન્તિનુ બીજ છે આવુ સમજાવીને, સતોષથી કેમ જીવવુ તે શીખવેલુ મહાપુરૂષોએ અસતોષના બીજ ઉપર અગ્નિ મૂકીને સતોષના બીજ વાવેલા એના યોગે, આ દેશમા સામાન્ય રીતિએ એવી ભાવના વ્યાપક બનેલી હતી કે–'પ્રમાણિકપણે પ્રયત્ન કરતા પુણ્ય મુજબ જે કાઈ મળી જાય, તેમા સતોષથી જીવવુ, મારૂ-તારૂ બહુ કરવુ નહિ, કેમ કે–આખર તો એક દિ' આ બધાને મૂકીને જવાનુ છે અને આપણે કરેલા પુણ્ય–પાપનુ ફળ આપણે ભોગવવાનુ છે' આના યોગે, સામાન્ય પ્રજાજનોમા પહેલા હક્કની બહુ મારામારી નહોતી 'આ મારૂ જ, આના ઉપર મારો આટલો હક્ક તો ખરો જ, મારે ગમે તેમ કરીને પણ મારો હક્ક જાળવવો ને ભોગવવો'–આ વિગેરે વાતો બહુ ઓછી સાભળવામા આવતી હતી મહાપુરૂષોએ તો મોક્ષ-માર્ગની જ વાત કરી, પણ એ વાત એવી છે કે–એને બહુ થોડાઓ ઝીલી શકે અને બહુ થોડાઓ જ એ વાતને ઝીલી શકયા છે, પણ એ વાતને પ્રધાન રાખીને, સતોષથી અને બને તેટલા ઓછા પાપથી જીવવાની જે વાત કરેલી, તે વાતને ઘણાએ ઝીલી શકયા હતા આર્ય દેશમા એ સતોષની ભાવના જે વ્યાપક બનેલી હતી, તેના મૂળમા છેલ્લા થોડાક વર્ષો દરમ્યાનમા દેવતા મૂકાયા કર્યો છે છેલ્લા થોડા વખતમા સતોષના મૂળને બાળી મૂકવામા આવ્યુ છે અને અસતોષનો

હવા સળગાવાયો છે ' આ તો આપણું જ, આપણું આપણે જ ભોગવવાનું હોય, બીજો આપણું ભોગવે, તે ચલાવી લેવાય નહિ, આપણો હક્ક હરકોઈ રીતિએ આપણે મેળવવો જ જોઈએ અને ભોગવવો જ જોઈએ'-આવી હવા પ્રસરાવવામાં આવી અને એના યોગે ભોગની ને પરિગ્રહની ભૂખે માઝા મૂકવા માંડી એનું જોર એટલું બધું વધી ગયું કે-જેને જે સ્થાન મળ્યું, તે સ્થાનના યોગે લઈ શકાતા જેટલા લાભ, તે લાભોને લીધા વિના જે રહે તે બેવકૂફ છે,-આવું માનસ ઘડાઈ જવા પામ્યું. આજના ઘણા અનિષ્ટો, એ આ બીજ વવાયું એના ફલ છે.

હીટલર અને મુસોલીનીના શા હાલ થયા ?

હક્કની મારામારીએ, આખા જગત ઉપર અશાન્તિને સર્જી છે આજે ! હીટલર કેવી રીતિએ મરી ગયો ?

સ૦ ભૂંડે હાલે

મુસોલીની ?

સ૦ એ પણ એમ જ

એ હીટલર ને એ મુસોલીની વિગેરે માણસો કેવા હતા ? પાવરફુલ ખરા ને ? એ મર્યા, તેના થોડાક સમય પહેલાં લોકો, તમે બધા પણ, એમને માટે શું ધારતા હતા ?

સ૦ આખી દુનિયા લઈ લેશે

આખી દુનિયાના સરમુખત્યાર એ બની જશે, એમ ધારતા હતા ને ? પણ થોડા દિ' વીત્યા ને કેવા સમાચાર આવ્યા ? હીટલર કેવી રીતિએ મર્યો તેનો ય પત્તો નહિ અને ક્યાં મર્યો-તેનો ય પત્તો નહિ એવી જગ્યાએ ને એવી રીતિએ એ મુઓ કે-એનું એક હાડકું પણ હાથ લાગે નહિ એવા)

માણસોએ આવો ઉધમાત કેમ મચાવ્યો અને એટલા પાવર ફુલ છતા એ એવી રીતિએ કેમ મર્યા ? કહો કે-એમના હૈયાનો સતોષ સળગી ગયો હતો માટે ! એમના હૈયામા અસતોષના બીજ ખૂબ ફુલેલા ને ફાલેલા માટે ! આપણે અહીં ગમે તેટલો ઉધમાત મચાવીએ, ગમે તેટલા હક્ક પૂરવાર કરીએ, ગમે તેટલુ મેળવીએ, તક મળે તો કશુંય ન છોડીએ, પણ પછી શું ? એ ગયા તેમ આપણે ય જવાનું તો ખરૂ ને ? તમારે એમની જેમ બૂરા હાલે જવું છે ? જો ના, તો તમે એના ઉપરથી કયો પાઠ શીખ્યા ?

ગાડી ઉંધે ચીલે ચડી છે

આજે કેટલાકો રાડો પાડે છે કે-ધાર્યું મેળવ્યા પછી અહીં અનીતિ વિગેરે કેમ વધી ગયું ? પણ એમ બૂમો પાડવાને બદલે, એના મૂળને શોધો ને ! તમે બહુ ગુસ્સે થઈ જઇને એવુ એવુ બોલી નાખો કે-'કાળા બજારીયાઓને ફાસીએ લટકાવી દેવા જોઇએ, જેલમા પૂરી દેવા જોઇએ,' પણ એથી બધુ સુધરી જશે ? એના મૂળને બાળવાનો પ્રયત્ન થાય, તો સુધારો થાય અસતોષનો દવ સળગાવ્યો ત્યારે અસતોષનું પરિણામ શું આવશે, એનો વિચાર જ કર્યો નહિ અમે તો તે વખતે પણ કહેતુ કે-આ ગાડી ઉંધે ચીલે ચડી છે, પણ તે વખતે સાભળનારા બહુ થોડા આ આર્ય દેશ જેવો આર્ય દેશ, આટલો બધો અનીતિખોર બની ગયો છે-એમ કહેવાય, તે આ દેશને માટે અસાધારણ કલક સમાન છે આવું કલક આર્ય દેશના કપાળે ચોટયુ, તેમા પ્રબલ નિમિત્ત તો ઉંધી શિક્ષા અપાણી, ઉધા ઉપદેશનો પ્રચાર કરાયો, એ છે

<u>મારાપણાનો હક્ક કરવા લાયક નથી</u>

હજુ પણ જો તમારે આ દેશમા સંતોષની ને શાન્તિની પુનઃ સ્થાપના કરવી હોય, તો તમે બધા એમ માનતા અને બોલતા થઈ જાવ કે–'આ સસારમા કોઈ પણ ભૌતિક ચીજ એવી નથી, કે જેના ઉપર મારાપણાનો હક્ક કરવા યોગ્ય હોય જ્યા આ શરીર ઉપર પણ મારાપણાનો હક્ક કરવા લાયક નથી, ત્યા વળી બીજી કોઈ વસ્તુ ઉપર તો મારાપણાનો હક્ક કરવા જેવો હોય જ શાનો ?' શરીરને આપણે ખાવા–પીવાનુ રોજ કેટલી વાર આપીએ છીએ ? એને વારવાર કેટલુ સાચવીએ–સભાળીએ છીએ ? એક ધૂળનુ કણીયુ પણ જો આના ઉપર પડી જાય છે, તો ઝટ સાફ કરી નાખીએ છીએ છતા આ શરીર આપણું નથી રહેતું, એની તો ખબર છે ને ? કોઈકનુ દટાય છે, તો કોઇકનુ બળાય છે અને કોઈકનુ રખડી પણ જાય છે અત્યાર સુધીમા તમે ય તમારા કેટલા ય સગા–સબધી–પાડોશી વિગેરેના શરીરોને બાળી આવ્યા હશો ને ? એક દિ' તમારૂ પણ આ બહુ બહુ સાચવેલુ અને બહુ બહુ સભાળેલુ શરીર કોઈ બાળી આવશે, એનો તો તમને ખ્યાલ છે ને ? એટલે આ શરીર ઉપરેય મારાપણાનો હક્ક કરવા લાયક નથી ને ?

સ૦ નહિ જ

ખાત્રી છે ?

સ૦ હાજી

ત્યારે જો આ શરીર ઉપર પણ મારાપણાનો હક્ક કરવો એ બેવકૂફી છે, તો પછી દુનિયામા એવી તે કયી ભૌતિક

વસ્તુ છે, કે જેના ઉપર મારાપણાનો હક્ક કરવો, એમાં ડહાપણ ગણાય ? કહો કે–' દુનિયામાં કોઈ પણ ભૌતિક ચીજ એવી નથી, કે જેના ઉપર મારાપણાનો હક્ક કરવા લાયક હોય આ શરીરથી ઉપકારિઓની સેવા થઈ જાય અને જેટલા પ્રમાણમાં શક્ય હોય તેટલા પ્રમાણમાં પરમ પદને પમાડનારા યોગમાર્ગની ઉપાસના થઈ જાય તો બસ છે બની શકે તો, આ શરીરથી, આ સિવાયનું કોઈ પણ કામ લેવાની ભાવના નથી '

વાયડા ને વાતોડીયાથી સુધારો નહિ થાય

તમે તમારા હૈયામાં એ ભાવનાને પેદા કરો કે– 'અહીંથી હું જવાનો છું એ નક્કી છે, એટલે મારૂં મારૂં કરીને મરૂં એવો બેવકૂફ હું નથી !' આ પ્રકારના સસ્કારોને સજીવ કરવાનો જો પ્રયત્ન કરવામાં આવે, તો અનીતિ આદિ જરૂર ઘટે પછી સારા સ્થાને દેવ જેવા માણસો આવે વાયડા અને વાતોડીયાઓથી આ કામ નહિ થાય દરેકે પોતાના જીવન ઉપર નજર નાખવી પડશે અને પોતાની મનોવૃત્તિને સુધારવી પડશે ' અનીતિખોરોનો નાશ કરો '–એવી એવી વાતો કરનારાઓમાં પણ, અનીતિને સેવનારાઓ ઘણા છે પોતાની અનીતિને ઢાકવાના પ્રયાસ તરીકે પણ એવી વાતો કરનારા છે એટલે ખાલી વાતો કરવાનો કાંઈ અર્થ નથી ચારેય તરફથી અસતોષની આગને બુઝાવીને, સતોષ ગુણને પ્રગટ કરવાનો પ્રયત્ન થશે અને સૌ આપમેળે પોતપોતાની જાતને સુધારવાને મથશે, ત્યારે જ શાન્તિને સ્થાપિત કરી શકાશે

ભયંકર ઉપદ્રવોને શમાવવાનો ઉપાય

' એ માટે કહ્યું કે–આજના બધા અનિષ્ટોના મૂળને સમજો

જ્યારથી ખોટા હક્કનો આગ્રહ વધ્યો, 'આ આપણું છે ને આપણે જ આને ભોગવીએ'–એ ભાવના ખૂબ જોરદાર બની, ત્યારથી અસંતોષનો દવ ફેલાવા માંડ્યો પછી એમાથી શું શું જન્મ્યું? આજે તમે જેને જુઓ છો, અનુભવો છો અને જેને માટે રાડો પાડો છો તે! 'મારે આ જોઈએ ને તે જોઈએ'–એવી ભાવના જોરદાર બની, એટલે ધીરે ધીરે એમ થયું કે–'જે જોઈએ છે તે સીધી રીતિએ મળે તો ઠીક, નહિ તો ગમે તેમ કરીને પણ મેળવવું' પછી સીધી રીતિએ ન મળ્યું, એટલે ઉંધી રીતિ અખત્યાર કરવા માંડી પછી અનીતિ ને લાંચ–રૂશ્વત વિગેરે ન આવે, તો બીજું આવે પણ શું? આજે જે હોય તે કાળા બજારની ટીકા કર્યા જ કરે છે, પણ અનીતિથી વેપાર કરવો તે કાળું બજાર છે, તો લાંચ–રૂશ્વત લેવી તે ધોળું બજાર છે? એક તરફ આ બધું ન જોઈએ–એવી બૂમો પાડવી અને બીજી તરફ આવું સર્જાયા વિના રહે નહિ–એવી સ્થિતિ ઉભી કરવી, એ તે કાંઈ નીતિ છે? તેમા પાછી ભોગની ને ધનની ભૂખને પેટાવેલી, તેને શમાવવાનું લક્ષ્ય જ નહિ! જેટલા ભોગના ને ધનના અતિ ભૂખ્યા છે અગર તો અમુક કલ્પિત હક્કોમા જ અટવાઈ ગયેલા છે, તેવાઓ ગમે તેવા સારે સ્થાને પણ, એક પ્રકારનું યા બીજા પ્રકારનું પણ, કાળું કર્યા વિના રહે નહિ આજના આ ભયંકર ઉપદ્રવોને શમાવવાને માટે સૌથી વધારે લક્ષ્ય તો એ કામ તરફ આપવું જોઈએ કે–મૂળભૂત શિક્ષણમા જ, અસંતોષને કાઢવાની અને અસંતોષને જીવનમા જીવવાની વાત ઉમેરાઈ જાય, કે જેથી ખોટા હક્કની લડત લડવાને મન થાય નહિ અને પરલોકને નજર સામે રાખીને સારી રીતિએ જીવવાનું મન થાય.

ત્યાગિઓના આદરની જરૂર

આવું શિક્ષણ કેવળ પગાર માટે જ શીખવવાનો ધંધો કરનારાઓ આપી શકશે ? લોકમા આવી ભાવનાને પ્રસારી શકે, એવો કયો વર્ગ છે ?

સ૦ ત્યાગિઓ

જેમની પાસે ધનાદિક કાંઈ છે નહિ અને જેમણે ધના દિકનો સર્વથા ત્યાગ કર્યો છે, એવા ત્યાગિઓની પાસે જ જવુ પડશે ને ? જે બધુ મૂકવા જેવું છે–એમ કહે અને જીવાય તો ત્યાગી જીવન જ જીવવા જેવું છે–એમ કહે, તે જ સાચા શરણુ લેવા યોગ્ય છે ને ? આ દેશમા તો, રાજા–મહારાજાઓ પણ ત્યાગિઓના ચરણે આવીને બેસતા રાજાઓ પોતાના દીકરાઓને ગાદી સોપતી વખતે ય કહેતા કે–રાજ્ય જો સારી રીતિએ કરવું હોય, તો આમની વાત માનવી જોઈએ, કારણ કે–આપણા દોષોને ટાળનારા આ છે. તમને તમારા દોષો, યોગ્ય રીતિએ અને તમને તમારા દોષોને ટાળવાનુ મન થાય એવી રીતિએ, કોણ બતાવી શકે ? જેમને ખપ કેવળ પરમ પદનો છે, જેઓ પરમ પદના સાચા માર્ગને જાણે છે, જેમનુ જીવન ઉચ્ચ પ્રકારનુ ત્યાગમય છે અને જેમના હૈયામા સૌના ભલાની જ ભાવના છે પણ કોઈના ય ભૂડાની ભાવના નથી ! આવા ત્યાગિઓનો આદર, જેમણે પોતાની ખરાબીને ટાળવી હોય અને જેમણે સારાપણું મેળવવું હોય, તેમણે અવશ્ય કરવો જોઈએ

ઉદાર ભાવનાનો નાશ કરાયો

એટલે આજે તો શિક્ષણ અને સસ્કાર બન્નેયમા પરિ-

વર્તન લાવવાની મોટી જરૂર ઉભી થઈ જવા પામી છે આજની સ્થિતિને સુધારવાને માટે, સૌથી પહેલાં શું કરવું પડશે ? ભૌતિક વસ્તુઓના મારાપણાનો હક્ક કરવાની અને એ હકને ઝમેલ કરીને પણ લેવાની જે ભાવના જોરદાર બની જવા પામી છે, તેને હળવી કરવી પડશે. એણે જ વર્તનને વણનાવી મૂક્યો છે અને ઉદ્ધતતામાં રેડવા મૂકી દીધો છે એટલે જેવું ભૌતિક વસ્તુઓનાના મારાપણાની ભાવનાને જોરદાર બનાવી, તેનું ખરું કર્યું છે કે ખૂટું કર્યું છે, તેનો નિર્ણય કરી લેવો પડશે.

સ૦ મૂળ જ કયું છે

વાતોમાં શું ભાવાનું હતું ? વસુધૈવ કુટુમ્બકમ્‌। અને ભાવના એથી ઊલટા પ્રકારની જ કેળવાતી હતી. વસુધૈવ એટલે ?

સ૦ આખી ય પૃથ્વી.

એટલે તમારું જે છે તે આખી દુનિયાનું ગણાય, એ વાતનો ખ્યાલ છે ? વસુધૈવ કુટુમ્બકમ્‌ એટલે શું ? એની પાછળ કયો ભાવ રહેલો છે ?

સ૦ આખી ય પૃથ્વી મારું કુટુંબ.

એટલે કે–આખી પૃથ્વીનું મારે ખપે, એમ ને ?

સ૦ જે મારું છે, તે આખી પૃથ્વીને ખપે.

એ વાત ભૂલાવી દેવામાં આવી. જીવ માત્રને કુટુંબી જન જેવો માનવાની ઉદાર ભાવનાનો નાશ કરી નાખવામાં આવ્યો. પછી તો માણસનું હૈયું ટૂંકું થતું ગયું. હૈયું ટૂંકું થવા માંડે, એટલે એ તો આવીને ઠેઠ પોતાની જાત સુધી આવે ને ! મને જે જોઈએ તે મળે એટલે બસ. પોતાનો જ વિચાર. બીજાના વિચારને બહુ અવકાશ નહિ.

આવે નહિ તમારે તો સદાચાર જોઇએ છે ને ? તો, એ માટે, આજે તમે એક વાતનો તો બરાબર નિર્ણય કરી લો કે-'આ દુનિયામા કોઇ પણ ભૌતિક ચીજ એવી નથી, કે જેના ઉપર મારાપણાનો હક્ક કરવા લાયક હોય, કારણ કે-આ દુનિયાના આપણે તો ફરતા મુસાફર છીએ અનાદિ કાળથી આપણે આ સસારમા મુસાફરી જ કર્યા કરીએ છીએ અત્યાર સુધીમા આપણે કેટકેટલા દેશોમા ફરી આવ્યા ? પ્રાય કોઈ દેશ એવો નહિ હોય, કે જે દેશમા આપણે ઉત્પન્ન થયા નહિ હોઈએ, 'મારો દેશ'-કરીને જીવ્યા નહિ હોઈએ અને એ દેશને છોડીને ચાલતા નહિ થયા હોઈએ એવી જ રીતિએ, આપણે અત્યાર સુધીમા કેટલા મા-બાપ કરી આવ્યા અને કેટલાના મા-બાપ બની આવ્યા ? કોઈના આપણે રહ્યા નહિ ને કોઇ આપણું રહ્યુ નહિ મારાપણાનુ ગાડપણ કર્યું ખરૂ, પણ જેમને મારા માન્યા તે તમને મૂકીને ચાલી ગયા અથવા તો તમે તેમને મૂકીને ચાલી ગયા આવું એક-બે વાર નહિ, પાચ-પચીસ વાર નહિ, સો-હજાર વારેય નહિ, પણ અનન્તી વાર બન્યુ હશે આવી વાતો આર્ય દેશના મહાપુરૂષોએ લખી છે, તે એ ગાડા નહોતા. એમને ખબર હતી કે-જીવ આમ સમારમા ભટકયા કરે છે અને જીવની મારાપણાની ખોટી ઘેલછા, જીવને એમ ભટકવામા સહાય કર્યા કરે છે આપણે અત્યાર સુધીમા કયી કયી યોનિઓમા જન્મી આવ્યા છીએ, એનો વિચાર કોઈ દિ' કર્યો છે ? પ્રાય કોઈ એવી યોનિ નથી, કે જેમા આપણે નહિ જન્મ્યા હોઈએ વિષ્ટાના કીડા પણ આપણે થઇ આવેલા આજે આપણે મનુષ્ય છીએ, પણ અત્યાર સુધીમા શું શું નહોતા-

એનો વિચાર કરો. અહીં વિવેકની તક મળી છે, છતા પણ અહીં જો આપણે ભૂલ્યા તો પાછુ કયા કયા ઉત્પન્ન થવું પડશે ને કયા કયા ઉત્પન્ન નહિ થવાય, તે કહી શકાય નહિ પાપમા રક્ત બનીએ, તો ફરી ફરી વિષ્ટાના કીડા તરીકે પણ જન્મવું પડે

મારાપણું મોળુ પડે તો—

એટલે જીવે આ સંસારમા તો કયાય મારાપણાના હક્કની વાત કરવા જેવી નથી આત્મા, આત્માના ગુણો અને એને પમાડનારી સામગ્રીનું મારાપણું પણ એટલા જ પૂરતું કેળવવાનું છે કે-મારાપણું કરવાની જે અનાદિ કાળથી કુટેવ પડી ગઈ છે, તે નાશ પામી જાય આ વાત જો હૈયે બરાબર બેસી જાય, તો વ્યવહારથી 'આ મારૂ છે અને આ મારૂ નથી'-એ વિગેરે બોલવા છતા પણ, અન્તરમા એમ જ થયા કરે કે-'આ ઘર, આ બગલા, આ બગીચા એ વિગેરે વસ્તુત મારા નથી. પુણ્ય રાખે ત્યા સુધી આ બધુ રહેવાનુ છે અને પુણ્ય પરવાર્યું એટલે હું જીવતો ને જાગતો હોઉં તો ય, આ ચાલી જવાનુ છે પુણ્ય કદાચ હું જીવું ત્યા સુધી આ બધાને મારી પાસે ટકાવે, તો પણ મારે તો આ બધાને છોડીને જવું જ પડવાનુ છે' આ વાત જો હૈયે જચી જાય, તો અત્યારે ભૌતિક વસ્તુઓ પ્રત્યેનું જે મારાપણું છે, તે મોળુ પડી ગયા વિના રહે નહિ મારાપણું મોળુ પડી જાય, એટલે અનેક દુર્ગુણો ભાગે અને અનેક ગુણો પ્રગટે

મહાપુરૂષોનો સદા ખપ છે!

દોષોને કાઢવાને માટે મારાપણાને મોળુ પાડી

તેને વળી આ લોકના સુખોમા રસ રહે? નહિ જ! એને તો એક મોક્ષસુખ જ મેળવવા જેવું લાગે એના યોગે, એ મોક્ષને સાચો ઉપાય કયો છે, તેને શોધનારો બને અને મોક્ષના સાચા ઉપાયને જાણીને, એનુ શ્રદ્ધાપૂર્વક સેવન કરનારો પણ એ જીવ બને, એ સ્વાભાવિક છે આ રીતિએ મોક્ષના સાચા ઉપાયનું શ્રદ્ધાપૂર્વક સેવન કરનારો બનેલો એ જીવ, નિકટના ભવિષ્યમા મોક્ષને પામ્યા વિના રહે નહિ સૌ આ રીતિએ મોક્ષમાર્ગને અને મોક્ષને પામો, એ જ એક અભિલાષા

# સાતમું પ્રવચન

વિ સં ૨૦૦૭, અષાડ વદી ૧૧, રવિવાર
તા. ૨૯ ૭ ૫૧, સવારે ૮ાા થી ૧૦ાા
સ્થલ-પ્રેમાભાઈ હૉલ ભદ્ર, અમદાવાદ

[ તા ૨૯ ૭ ૫૧ રવિવારે, અમદાવાદ-પ્રેમાભાઇ હૉલમા, પૂ પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચનશ્રેણિને અંગેનું આ સાતમુ જાહેર પ્રવચન થયુ હતું વરસાદને અંગે, આજનુ આ જાહેર પ્રવચન મુલ્તવી રહેશે-એમ લાગતુ હતુ, પણ સવારે ૮ાા વાગતાં વરસાદ બંધ રહી જવા પામ્યો અને પૂ. પ્રવચનકાર મહાત્માશ્રી આદિ મુનિવરો ૮ાા વાગે પ્રેમાભાઈ હૉલે પધાર્યા. 'સંદેશ' અને 'ગુજરાત સમાચાર' એ બન્ને દૈનિકોના વૃતાન્તનિવેદક ભાઇઓ, પોતાના [illegible] પત્ર તરફથી નોંધ લેવાને માટે, આજે પણ આવ્યા હતા [illegible] કરેલ

આ પ્રવચન સાંભળવા એકત્ર થાય છે અને હોલ પણ નાનો પડવા લાગ્યો છે '

જ્યારે, ' ગુજરાત સમાચાર 'ના પ્રતિનિધિએ પોતાની નોંધમા જણાવ્યુ હતું કે-' આજે સવારે ૮।। વાગે પ્રેમાભાઈ હોલમાં હમેશના પ્રમાણે વિદ્વાન જનાચાર્ય શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરિજી મહારાજે વ્યાખ્યાન કરતા જુદા જુદા પ્રકારના સદાચારની ચર્ચા કરી હતી. આજે સવારથી આકાશ વેરાએલુ હોવા છતાં અને ઝરમર ઝરમર વરસાદ વરસતો હોવા છતા પ્રેમાભાઈ હોલ ખીચોખીચ ભરાઈ ગયો હતો '

સાતમા પ્રવચનનુ આ નીચે આપવામા આવતું સારભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલુ છે —સ. શ્રી જૈન પ્રવચન ]

## માનવજીવનની કિંમત સબધી વિચારણાઓ પણ દુર્લભ બની ગઈ છે

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ, આ માનવજન્મના પર માદરા સ્વરૂપ જે પરમ પદ, તેની સાથે આત્માને યોજી આપનારો જે યોગ, તેની ભૂમિકાએ પહોંચાડવાને માટે ઉપ યોગી બને-એવા જીવનની જે ભૂમિકા કહી છે, તેને આપણે યોગની પૂર્વભૂમિકા તરીકે ઓળખીએ છીએ યોગની આ પૂર્વભૂમિકાને અગે જે જે ગુણો કહેવામા આવ્યા છે, તે ગુણો જે કાળમા ઉત્તમ કુળોમા સ્વભાવસિદ્ધ હતા, તે કાળમા ધર્મના અર્થી અને સરલ જીવોને માટે, યોગની ભૂમિકા ઓની પ્રાપ્તિ અને તેની સાધના બહુ સહેલી હતી જ્યારથી એ ગુણોની બાબતમા ખામી આવી જવા પામી છે અને એથી એવા ગુણસમ્પન્ન જીવોનુ દર્શન બહુલતયા દુ ' થઇ પડ્યુ છે, ત્યારથી ' આ માનવજીવન કેટલુ

# સાતમું પ્રવચન

વિ સ ૨૦૦૭, અષાડ વદી ૧૧, રવિવાર
તા. ૨૯ ૭ ૫૧, સવારે ૮॥ થી ૧૦॥
સ્થલ-પ્રેમાભાઈ હૉલ ભદ્, અમદાવાદ

[ તા ૨૯ ૭ '૫૧ રવિવારે, અમદાવાદ-પ્રેમાભાઇ હૉલમા, પૂ પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચનશ્રેણિને અંગેનુ આ સાતમુ જાહેર પ્રવચન થયુ હતુ વરસાદને અંગે, આજનુ આ જાહેર પ્રવચન મુલ્તવી રહેશે-એમ લાગતુ હતું પણ સવારે ૮॥ વાગતાં વરસાદ બંધ રહી જવા પામ્યો અને પૂ પ્રવચનકાર મહાત્માશ્રી આદિ મુનિવરો ૮॥ વાગે પ્રેમાભાઈ હૉલે પધાર્યા ' સંદેશ ' અને ' ગુજરાત સમાચાર ' એ બન્ને દૈનિકોના વૃતાન્તનિવેદક ભાઇઓ, પોતપોતાના કાર્યાલય તરફથી નોધ લેવાને માટે, આજે પણ આવ્યા હતા તેઓએ તૈયાર કરેલ ભાવાર્થ, પોતપોતાના પત્રમા, તા ૩૦ ૭ '૫૧ સોમવારના અંકમાં પ્રગટ કર્યો હતો

તેમાં, ' સંદેશ 'ના પ્રતિનિધિએ પોતાની નોધમા જણાવ્યુ હતુ કે-' રામાયણમા સસ્કૃતિનો આદર્શ ' એ વિષય ઉપર જૈનાચાર્ય શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે જે વ્યાખ્યાનમાળા શરૂ કરી છે, તે વિષયની પૂર્વભૂમિકા રૂપે ' માનવજીવનનો આદર્શ ' એ ઉપર મહારાજશ્રી પ્રવચનો કરે છે તેનું ગયા રવિવારથી બાકી રહેલુ પ્રવચન આ રવિવારે પ્રેમાભાઈ હૉલમાં કર્યું હતુ જૈન જૈનેતર ભાઇ બ્હેનોની મોટી સખ્યા

આ પ્રવચન સાંભળવા એકત્ર થાય છે અને હોલ પણ નાનો પડવા લાગ્યો છે '

જ્યારે, ' ગુજરાત સમાચાર 'ના પ્રતિનિધિએ પોતાની નોંધમાં જણાવ્યું હતું કે–' આજે સવારે ૮॥ વાગે પ્રેમાભાઈ હોલમાં રાખેલા પ્રમાણે વિદ્વાન જૈનાચાર્ય શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરિજી મહારાજે વ્યાખ્યાન કરતાં જુદા જુદા પ્રકારના સદાચારની ચર્ચા કરી હતી આજે સવારથી આકાશ ઘેરાએલું હોવા છતાં અને ઝરમર ઝરમર વરસાદ વરસતો હોવા છતાં પ્રેમાભાઈ હોલ ખીચોખીચ ભરાઈ ગયો હતો '

સાતમાં પ્રવચનનું આ નીચે આપવામાં આવતું સારભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલું છે –સં શ્રી જૈન પ્રવચન ]

## માનવજીવનની કિંમત સંબંધી વિચારણાઓ પણ દુર્લભ બની ગઈ છે

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ, આ માનવજન્મના પરમાદર્શ સ્વરૂપ જે પરમ પદ, તેની સાથે આત્માને યોજી આપનારો જે યોગ, તેની ભૂમિકાએ પહોંચાડવાને માટે ઉપયોગી બને–એવા જીવનની જે ભૂમિકા કહી છે, તેને આપણે યોગની પૂર્વભૂમિકા તરીકે ઓળખીએ છીએ યોગની આ પૂર્વભૂમિકાને અંગે જે જે ગુણો કહેવામાં આવ્યા છે, તે ગુણો જે કાળમાં ઉત્તમ કુળોમાં સ્વભાવસિદ્ધ હતા, તે કાળમાં ધર્મના અર્થી અને સરલ જીવોને માટે, યોગની ભૂમિકાઓની પ્રાપ્તિ અને તેની સાધના બહુ સહેલી હતી જ્યારથી એ ગુણોની બાબતમાં ખામી આવી જવા પામી છે અને એથી એવા ગુણસમ્પન્ન જીવોનું દર્શન બહુલતયા દુર્લભ જેવું થઈ પડ્યું છે, ત્યારથી ' આ માનવજીવન કેટલું બધું " તી

છે, અનન્તજ્ઞાનિઓએ આ માનવજીવનને શા માટે કિંમતી ગણ્યું છે, આ કિંમતી માનવજીવનમા શુ સાધવા યોગ્ય હોઈ શકે અને આ જીવનમા જે અવશ્ય સાધવા યોગ્ય છે, તેને સાધવાના માર્ગો કેટલા છે અને તે કેવા કેવા છે'–એ વિગેરે વિચારણાઓ, ઘણે અશે નષ્ટપ્રાય થઈ જવા પામી છે વર્ત્તમાન કાળમા આપણને એ સ્થિતિનો અનુભવ થઈ રહ્યો છે એને લઈને, આજના માનવસમાજના મોટા ભાગમા, આ માનવજીવનની કિંમતની વિચારણાઓ વતી હોય, આ માનવજીવનનુ વાસ્તવિક સાધ્ય કયુ હોઈ શકે–એની વિચારણાઓ થતી હોય અને એ સાધ્યના સાધનભૂત યોગની તથા યોગની ભૂમિકાઓની વિચારણાઓ થતી હોય, તેવુ પ્રાય દેખાતુ નથી–એમ કહીએ તો ચાલે એટલે યોગની પૂર્વસેવા રૂપ પૂર્વભૂમિકાના ગુણો આજે ભલે સ્વભાવસિદ્ધ ન હોય, તો પણ એ ગુણોને પ્રયત્ન કરીને પણ મેળવવા છે–એવો જો નિર્ણય થાય અને એથી એ ગુણોને પ્રયત્ન કરીને પણ જો મેળવવામા આવે, તો આત્મામા એટલી યોગ્યતા પ્રગટ્યા પછીથી, આ માનવજીવનની સાચી કિંમત પ્રાય ઘણી સહેલાઈથી સમજાયા વિના રહે નહિ આ માનવજીવનની સાચી કિંમત સમજાયા પછી તો, આત્મામા આ માનવજીવનના પરમાદર્શને સિદ્ધ કરવાની ઇચ્છા સ્હેજે જાગશે અને એ ઇચ્છા જોરદાર બનતાં, એવો પુરૂષાર્થ થશે કે–આપણે યોગની પહેલી, પહેલી નહિ તો બીજી અને બીજી નહિ તો છેવટ ત્રીજી ભૂમિકા તો જરૂર મેળવી શકીશુ, એવો આત્મવિશ્વાસ જાગે એવો આત્મવિશ્વાસ જાગ્યા પછીથી, આત્મા જો પોતાના પુરૂષાર્થને જારી રાખે, તો ક્રમે કરીને પોતાના પરમાદર્શ રૂપ પરમ પદને

પણ સહેલાઈથી પ્રાપ્ત કરી શકે એ માટે જ, આપણે યોગની પૂર્વભૂમિકાને અગેની વિચારણા શરૂ કરી છે

ગુરૂવર્ગમા કોણ કોણ ગણાય અને ગુરૂવર્ગના પૂજનના પ્રકારો કયા ?

યોગની પૂર્વભૂમિકાને અગે, મહાપુરૂષોએ કહેલા ગુણો પૈકી પહેલા ગુણ તરીકે 'ગુરુદેવાદિપૂજનમ' એ ગુણ છે અને એ ગુણને અગે ગયા રવિવારે આપણે કેટલોક વિચાર કરી ગયા છીએ સૌથી પ્રથમ, જે દશામા બીજા કોઈને પણ પોતાના ઉપકારી અગર વડિલ તરીકે ન ઓળખતો હોય તો ય, પ્રાય હરેકે હરેક જણ પોત-પોતાના માતા-પિતાને તો ઉપકારી તરીકે ઓળખે જ છે ગુરૂવર્ગમા જેમ માતા-પિતાનો સમાવેશ થાય છે, તેમ તેમના સબધિઓનો, શિક્ષણ આપનાર કલાચાર્યનો અને તેમના સબધિઓનો તેમ જ એવા વૃદ્ધો કે જેઓ વખતો વખત અધર્મથી બચવાની અને ધર્મને આચરવાની સલાહ આપનારા હોય, તેઓનો પણ સમાવેશ થાય છે આવો ગુરૂવર્ગ જગતથી સવથા અપરિચિત નથી આ દેશમા તો, દેવનુ નામ જ ન સાભળ્યું હોય અથવા તો સામાન્ય રીતિએ પણ દેવ કોણ કહેવાય છે-તેનો સર્વથા ખ્યાલ જ ન હોય, એવો માણસ મળવો મુશ્કેલ થઈ પડે દેવ કોને મનાય અને કોને દેવ મનાય નહિ-એનો વિવેક કરવાની કક્ષા તો પછીથી આવશે, પણ આ રીતિએ માતા-પિતા અને તેમના સબધિઓની સાથે, કલાચાર્ય અને તેમના સબધિઓની સાથે તથા વૃદ્ધોની સાથે નમ્રતાથી વર્તનારો જે જીવ હોય અને સામાન્ય રીતિએ પણ દેવપૂજનાદિ કરનારો જે જીવ હોય, તે યોગની આ પૂર્વ

ભૂમિકાના પાયાના ગુણને પામેલો છે ગુરૂવર્ગને અગે પૂજનના જેટલા પ્રકારો કહ્યા હતા, તે યાદ છે ને ? એ પ્રકારોને સેવનારો માણુસ કેવોક હોય ? જે માણુસ પોતાના માતા-પિતા પ્રત્યે દિવસમા ત્રણ વાર નમનક્રિયા કરનારો હોય, એમની ગેરહાજરીમા એમને સામે કલ્પીને પણ ત્રણેય કાલના નમસ્કારની ક્રિયાને આચરતો હોય, જ્યારે જ્યારે એમના દર્શન થાય, ત્યારે ત્યારે ઉભો થઈ જઇને એમનુ સન્માન કરનારો હોય, એમની આગળ બાળ જેવો લાગે-એવી રીતિએ એમનુ બહુમાન સાચવીને બેસનારો હોય, એમનો પરલોક ન બગડે અને સુધરે-એ માટે શક્તિ મુજબની સારી સારી ક્રિયાઓ એમની પાસે કરાવનારો હોય, જે કોઈ સારી ચીજ પોતાની પાસે આવે, તે ચીજને સૌથી પહેલા એમની પાસે ધરનારો હોય, અપવિત્ર જગ્યાએ એમનું નામ પણ નહિ લેનારો હોય, એમના અવર્ણવાદ સાભળી લેનારો ન હોય, શક્તિ આવ્યા પછી એમની કોઈ ચીજના ઉપયોગનો વિચાર સરખો ય રાખનારો ન હોય, એમના ઉપયોગમા આવતી જે કોઈ ચીજ હોય, તેને તેમના મરણ બાદ પોતાના ઉપયોગમા નહિ લેતા, તેમના હિતને માટે તેનો સન્માર્ગે વ્યય કરનારો હોય, તેમના મર્યા પછી પણ તેમનેતેમની મૂર્તિ બનાવરાવીને પૂજનારો હોય, અને તેમના સબધિઓની પણ બહુમાનપૂર્વક સારસભાળ લેવામા કર્તવ્ય માનનારો હોય, એવી જ રીતિએ કલાચાર્ય એટલે લિપિ, ભાષા આદિને ભણાવનારા જે હોય, તેનો ઉપકાર કદી પણ નહિ ભૂલી જનારો હોય તથા તેમના ઉપકારને યાદ કરીને, તેમની ને તેમના સબધિઓની સભાળ રાખનારો હોય, અને એવી જ રીતિએ જેમણે જેમણે સારી સલાહ આપી હોય,

તેવા તેવા વૃદ્ધોને પણ સભાળનારો હોય, એ બધાના ગૌરવને કરનારો હોય, આવો માણસ કેવો હોય ? એવો માણસ તનને કેવો લાગે ? તમને એવો માણસ બહુ ગમી જાય ને ?

## માનવસમાજને આવો બનાવવો છે

પણ આવી માનવતા, ઉદારતા ને નમ્રતા સિવાય આવે ? ખોટા અભિમાનને ટાળ્યા સિવાય આવે ? ખોટુ અભિમાન જેનામા ભરેલુ હોય, તેનામા આ ગુણ આવે-એ બને નહિ. માત્ર આ પહેલો ગુણ કેળવવામા પણ, ગુપ્ત રીતિએ કેટલા બધા ગુણો કેળવાઈ જાય તેમ છે ? આ એક ગુણ પણ જો સાચા રૂપમા આવી જાય, તો એમા કેટલા બધા ગુણો સમાઈ જાય તેમ છે ?-તેનો જો વિચાર કરીએ, તો થાય કે-જે કાળમા માનવસમાજનો મોટો ભાગ આવો ગુણસમ્પન્ન હોય, તે કાળમા ધર્મની જાહોજલાલી હોય, મોક્ષમાર્ગની નોબત જોરવી વાગતી હોય અને ઠેર ઠેર અનેક મહાપુરૂષોનુ દર્શન થતુ હોય, તેમા નવાઈ પામવા જેવુ જ શું છે ? એટલે, આપણે તો, આજનો માનવસમાજ પણ આવા જ પ્રકારનો બને-તેવો પુરૂષાર્થ કરવો છે તમને જો લાગે કે-'મારે આ ગુણ મેળવવો જ છે' તો આ કાંઈ બહુ મોટી વાત નથી આવામા જે બીજો ગુણ સદાચાર, તે સ્વાભાવિક રીતિએ હોય, તેમા શંકા રાખવાને કારણ નથી કારણ કે-જે માતા-પિતા ને તેમના સબધિઓ, કલાચાર્ય ને તેમના સબધિઓ તથા વૃદ્ધો -એ બધા ય પ્રત્યે સન્માનની નજરે જોનારો હોય, બહુમાન પૂર્વક એમની કાળજી રાખનારો હોય અને એમા જે ધનવ્યય થાય તે ધનવ્યયને લેખે માનનારો હોય,

તો સહજ હોય વળી જેને મરણ પામી ગયેલા માતા-પિતાના ઉપયોગમાં આવેલી કોઈ પણ વસ્તુને, જો પોતાની શક્તિ હોય તો, ભોગવવાની ઈચ્છા ન હોય, એ વસ્તુઓનો સન્માર્ગે જ ઉપયોગ કરી દેવો જોઇએ પણ એના ઉપયોગથી મારે અલિપ્ત જ રહેવું જોઇએ-આવી વૃત્તિવાળો જે હોય, તે કેટલી બધી ઉદારવૃત્તિવાળો હોય ? તેનામાં સદાચાર સાથે ઉદારતા પણ હોય ને ? એવા માણસને સાભળીને તો, તમને ય થાય કે-એવાના પાડોશમાં વસવામાં ય લાભ છે યોગના સાધકોની વાત તો હજુ આવી છે, પણ આ તો તેવા લોકોની વાતો છે, કે જેમને યોગની ભૂમિકાઓએ પહોંચવાની જરૂર છે અને જેઓમાં યોગની વાતોને સાભળવાની લાયકાત પ્રગટેલી છે તમે નક્કી કરો કે-અમારે પણ આવા લાયક બનવું છે, તો તમે આ લાયકાતને મેળવી શકો, એ માટે આ વાતો તમારી આગળ મૂકાય છે

<u>અકાર્યથી બચાવનારો સદાચાર લોકાપવાદભીરુત્વ</u>

એ માટે, પહેલા ગુણની વાત કર્યા પછીથી, બીજા સદાચાર ગુણની વાત ચાલે છે સદાચારોને વર્ણવતા, મહાપુરુષો ફરમાવે છે કે-યોગની પૂર્વભૂમિકાને પામેલા જીવના સદાચારોમાં, પહેલો સદાચાર-લોકાપવાદભીરુત્વ છે પહેલા ગુણવાળામાં આ સદાચાર ન હોય, તો કોનામાં હોય ? ' મારાથી એક પણ કાર્ય મારા જીવનમાં એવું ન થાય, કે જેનાથી લોકમાં હુ હલકો દેખાઉ !'-આવી મનોવૃત્તિ, સદાચારોને જીવનમાં જીવવાને ઇચ્છનારમાં હોવી જોઇએ એને એમ થવું જોઈએ કે-' મારા હાથે જો એવુ કાર્ય થાય, કે જેથી લોકમાં

હુ હલકો દેખાઉ, તો એમા નથી મારી માતાની આબરૂ, એમા નથી મારા પિતાની કીર્તિ, એમા નથી મારા શિક્ષકનુ ગૌરવ અને એવા મારા કામથી તો મારા વૃદ્ધોની પણ લોકમા લઘુતા થાય' 'લોકમા મારી બદનામી થાય અને મારા માતા-પિતા આદિની લોકના લઘુતા થાય-એવુ તો મારાથી થાય જ નહિ'-આ વાત જેના રોમ રોમમા બેઠેલી હોય, એનુ જીવન કેવું હોય ? લોકમા સામાન્ય રીતિએ જે જે કાર્યો અકાર્ય તરીકે ગણાય છે, તેવું એક પણ અકાર્ય ન કરવા દે, એવો આ સદાચાર છે આ એક સદાચાર પણ જેનામા યોગ્ય રૂપે આવી જાય છે, તેની બધી ચાલચલગત આ એક સદાચાર માત્રથી પણ સુધરી જાય છે તમને, તમે જ્યારે જગતમા જીવતા હો ત્યારે, તમે કોઈ પણ કાર્ય કર વાને તત્પર બનો ત્યારે, તમારા માતા-પિતા આદિનો, તમારા શિક્ષક આદિનો અને તમારા વૃદ્ધોનો ખ્યાલ આવે ખરો ? તમે કોઈ ખરાબ કામ કરતા હો અથવા તો કોઈ ખરાબ કામ કરવાને તત્પર બન્યા હો, તે વખતે જો કોઈ તમને એમ પૂછે કે-' તુ કોનો દીકરો છે ? તારાથી તે આવું કામ થાય ?'-તો એ વખતે તમારૂ મોઢુ નીચુ ઢળે છે ? શરમથી તમે તે વખતે ઉચુ જોઈશકો નહિ ને ? 'મારા ખરાબ કામથી મારા માતા-પિતાદિનુ પણ ખરાબ દેખાય'-એવો વિચાર તમને આવે ? આ પહેલો સદાચાર છે, કેમ કે-આ એક સદાચારના યોગે જીવનમા ઘણા ગુણો આવી જાય છે આ સદાચારને જીવનમા જીવવાથી, માનવને ન છાજે તેવી ઘણી વૃત્તિઓ તથા પ્રવૃત્તિઓ તો આપોઆપ બધ થઇ જાય છે આગળ શિખામણ દેતા એ યાદ કરાવાતું હતું કે-

'તમે અમુકના દીકરા'છો અને અમુકની પાસે ભણેલા છો, એ વાતને કદી પણ ભૂલશો નહિ'

## નાદાન માણસો કહે કે-'અમે લોકથી ડરતા નથી'-એ તો ચોખ્ખી નફફટાઈ છે

અનાચારથી બચતો રહે ને સદાચારને વિસરે નહિ, એ માટે આટલુ કહેવાય, તો તે ખસ થઇ જાય ને? તમને પણ તમારા માતા-પિતા, તમારા શિક્ષક, તમારા વૃદ્ધોના નામો યાદ છે ને? 'મારા માતા-પિતાદિ કોણ કોણ છે?'-એ તો તમને યાદ છે ને? હરેક કામ કરતા, એ વાત યાદ આવે કે નહિ? માતા-પિતાદિને યાદ કરીને, પહેલા માણસ એ જોતો કે-'એમને છાજતી મારી જાત છે કે નહિ?' માતા-પિતાદિની સામે નજર રાખીને ય, માણસ અકાર્ય કરતા અટકી જતો એવી પરપરા જ્યારે ચાલતી હતી, ત્યારે આજે દેખાતા અનેકવિધ અનર્થોમાના ઘણા અનર્થો તો જન્મતા જ નહિ 'મારા દેવ-ગુરૂ કોણ?'-એવો વિચાર પણ એક કાળે પ્રધાનતા ભોગવતો, પણ તે તો ઘણી યોગ્યતા આવ્યા પછીની વાત છે આજે, કેટલાકોને, સદાચાર રૂપ લોકાપવાદભીરૂતા પણ, દોષ રૂપ લાગે છે 'લોકથી વળી ડરવાનું શું?'-એવું આજના કેટલાકોનુ માનવુ છે આપણે સારૂ કામ કરતા નાદાન લોકથી ન ડરીએ-એ જુદી વાત છે, પણ ખરાબ કામ કરતા લોકથી ડરવુ, લોકથી ડરીને પણ ખરાબ કામને કરવાની જન્મેલી ઇચ્છાનો ત્યાગ કરી દેવો, એમા લાછન શુ છે? એવો લોકાપવાદનો ડર, તે ગુણ છે કે દોષ છે? લોકાપવાદનો એવો ડર તો ગુણ રૂપ છે, પણ આજે તો જેમ સારા

માણસો કહે છે કે-' સારા કામ કરતા લોકથી ડરવું નહિ ' તેમ નાદાન માણસો પણ બોલવા લાગ્યા છે કે-' આપણે લોકથી શા માટે ડરવું જોઇએ ? ' જેમ મહાપુરૂષો કહેતા હતા અને કહે છે કે-' મરણનો ડર છે જ નહિ ' તેમ, આજે તો લૂટારાઓ પણ એવું બોલતા થઈ ગયા છે કે-' અમને મરણનો ડર નથી ! ' એટલે જેઓ ખરાબ કામ કરવામા તત્પર રહે છે અને પછી કહે છે કે-' લોકથી ડરવાની જરૂર નથી '-એ તો ચોખ્ખી નફ્ફટાઈ છે સામાન્ય રીતિએ તો, લોકાપવાદથી ડરવું તે ગુણ જ છે, પણ સમજવું જોઇએ કે-લોકાપવાદથી ડરીને જે સારા કામોને કરવાને ઇચ્છે અને ખરાબ કામોને તજવાને ઇચ્છે, તેને માટે એ ગુણ છે લોક ખરાબ કહે-એટલા માટે પણ જે ખરાબ કામને તજી દે, એ સારો ન કહેવાય ? ત્યારે નાદાન, ખરાબ કામોને કરનારો બોલે કે-' હુ લોકથી ડરતો નથી ' તો તે શોભેય ખરૂ ? લોકાપવાદ ભીરૂતાને સદાચાર એટલા માટે મહાપુરૂષોએ કહ્યો છે કે-એના યોગે, અનેક અનાચારોથી બચી શકાય છે અને ઘણા ગુણોનું મૂળ પણ એના યોગે નખાઈ જાય છે જ્યારે જ્યારે, કોઈ પણ, પોતાની જાતને નહિ છાજતું કામ કરવાનુ મન થાય, ત્યારે ત્યારે, આખ સામે લોકાપવાદ આવીને ઉભો રહે -તેવું થાય, તો પણ જીવન ઘણું સુધરી જાય

## માનવતા માટેનો ત્યાગ

આ સદાચાર તો તમારામા હશે ને ? આપણે બહાર કેવા દેખાવાને ઇચ્છીએ છીએ ? લોક આપણને સારા માણસ કહે-એ આપણને ગમતી વસ્તુ છે ને ? એટલે વિચારવું પડશે

સારા બનવાને માટે આવે છે, માટે એટલા સારા છે–એમ સમજીને વાત થાય છે આવું સાભળવાને માટે જે કુટુબિઓ તમને આવવા દે છે, તેમને પણ હું તો એટલા સારા જ માનું છુ આ આર્ય દેશમા ગમે તેટલો વ્યવહાર બગડી જવા પામ્યો હોય, તો ય અમને અમારા અનુભવ ઉપરથી એમ લાગે છે કે–હજુ પણ આ દેશમા ઉચી પ્રવૃત્તિઓના મૂળ જીવતા ને જાગતા પડ્યા છે તમે તમારી ખરાબીઓને સમજી શકો અને સુધારી શકો, એ માટે અમે તમારી ખરાબીઓની વાત તમારી પાસે મૂકીએ, પણ એ તમને સાભળવી ગમે છે અને 'આપણે સારા નથી'–એટલી પણ તમારા હયે અસર નિપજાવે છે, એથી અમને તો એમ જ લાગે છે કે–તમારામા એટલી પણ યોગ્યતા છે

## સાચા અને સારા કામનો આગ્રહ જોઇએ, પણ નાગાઇ તો નહિ જ હોવી જોઇએ

આમ લોકાપવાદના ભીરૂ હોવા છતા પણ, અવસરે કોઇ સારા કામને માટે આપણે અજ્ઞાન લોકની સામે લડીએ પણ ખરા, અજ્ઞાન લોક ગમે તેમ બોલતો હોય, તો ય તેની પરવા કર્યા વિના, આપણે આપણું એ સારૂ કામ કરીએ પણ ખરા, સાચા ને સારા કામના આગ્રહથી આપણે એવા લોકની સામે ચાલીએ પણ ખરા, પરન્તુ જ્યારે એ કામ જગતના ચોગાનમા મૂકાય, ચાર ડાહ્યા માણસો સમક્ષ મૂકા[illegible] એ કામ સાચુ ને સારૂ હત[illegible] પણે પૂરવાર કરી[illegible] સ્થિતિ હોવી [illegible] કામને મા[illegible] શું [illegible]શે [illegible] છે'–[illegible]

અને એ કામ કર્યે જ જઈએ, એ આખી વાત જુદી છે, એમા તો સમજપૂર્વકનો ઉડો વિવેક બેઠો છે, પણ જે કામને અવસરે સારા માણસો સમક્ષ સારૂં ને સાચુ પૂરવાર કરી શકાય તેમ ન હોય, જે કામને સારૂ ને સાચુ પૂરવાર કરવામા આપણે શિષ્ટજનો સમક્ષ નિષ્ફલ નિવડીએ તેવું હોય અને જે કામ ખરાબ હોવાથી જ લોક એને ખરાબ કહેતો હોય, તેવું કામ કરીએ અને પછી કહીએ કે–' અમને લોકની કશી પરવા નથી ' –એવી નાગાઈ તો આપણામા નહિ જ હોવી જોઈએ ને ? જે કામને ચાર સારાની વચ્ચે સારૂ સાબીત કરી શકીએ નહિ, તેવું કામ કરતા લોકથી ખૂબ ડરવુ જોઇએ, એ પહેલો સદાચાર છે આમા તો, તમારો કોઈનો વિરોધ નથી ને ? આ સદાચારને લાવવાને માટે તો, તમે સારા મા-બાપના દીકરા છો, એવી તમારી માન્યતા છે ને ? તમે કહો કે–' અમે સારા મા-બાપના સતાન છીએ, અમે સારા શિક્ષકોના હાથે સુસસ્કૃત બનેલા છીએ અને અમે સારા વડિલોની સલાહને પામેલા છીએ ' આ વાત આજે ઘણે અશે ભૂલાઈ જવા પામી છે આ વાતનો, દરેક કામ કરતા, વિચાર કરજો અને એવું એક પણ કામ નહિ કરવાનો નિર્ણય કરી લેજો, કે જે કામ કરવું પડે અથવા જે કામ કરવાનો વખત આવે, ત્યારે ચાર ડાહ્યા-ઓની પાસે એની વિગત મૂકવાથી, તેને સારૂ પૂરવાર કરી શકીએ નહિ તમે જો એવુ કામ કરતા લોકથી નહિ ડરો, કે જે કામને તમે અવસર જમે તે ચાર ડાહ્યા–વિવેકી માણસો સમક્ષ સારૂ જ પૂરવાર કરી શકો, તો તો કદાચ એવો ય પ્રસગ આવી લાગશે કે–એ કામને કારણે તમારી નિન્દા કરનારાઓ પણ, અમુક કાળ વીત્યા પછીથી તમને પગે લાગવાને અ.

કર્મને આટલું સમજો છો, તે છતાં પણ એટલા માત્રમાં નારાજ થઈ જાવ છો અને જે શેઠીયાની પાસે ગયા હો તેને માટે ખરાબ વાત કરો છો, તો પછી જે માણસ દીનતાથી તમારી પાસે થોડુંક કાંઈક માગે, ત્યારે જો એને એટલું ય તમારા તરફથી ન મળે અને ઉપરથી તિરસ્કારનો અનુભવ થાય, તો એને તમારે માટે કાંઈ જ ન થાય? આજે તમે બધા આજની સરકાર સામે ઉકળી ઉઠ્યા છો ને? કેમ? કહે છે કે-અમારા વેપાર ધંધા લઈ લીધા! પણ લઈ લે સરકાર પાસે શક્તિ છે ને? એમાં ઉકળાટ શા માટે? તમારો તો કાયદો છે કે-જેને દુ:ખ આવે તેના ખરાબ કર્મ હોય અને તેણે તે ભોગવવા જ જોઈએ, એમાં બીજાને શું? તો તમે તમારા ખરાબ કર્મોનો વિચાર નહિ કરતા, ઉકળો છો શાના? માટે જરા શોચો પોતા તરફ નજર રાખીને બીજાનો વિચાર કરો જેમ આપણે અમુક જાતિનો હક્ક ભોગવવાને માગીએ છીએ, તેમ તેવો હક્ક બીજાઓને પણ આપવો પડશે ને? એટલે સુખી માણસોનો સદાચાર એ છે કે-તેમણે જો શક્ય હોય તો એટલા ઉદાર બની જવું જોઈએ કે-દીન અને અનાથ આંખે ચઢે નહિ એ ન બની શકે તેમ હોય, તો પણ દીન અને અનાથના ઉપકારનો શક્ય પ્રયત્ન કરતા રહેવું જોઈએ

## જ્ઞાની, રૂપસંપન્ન, સત્તાધીશ, બળવાન અને ધનવાન કલ્પતરૂની ઉપમાને પામી શકે

જેમ પહેલા સદાચારે, એના સેવનાર માણસ માત્રને સઘળા મુખ્ય મુખ્ય અનાચારોથી પર કરી દીધા છે, તેમ આ બીજો સદાચાર જો આવી જાય, તો તે સુખી માણસોને

કલ્પતરૂ જેવા બનાવી દે છે એક મહાપુરૂષે જેમ જ્ઞાનિ ઓને કલ્પતરૂ તરીકે ઓળખાવેલ છે, રૂપસપન્નોને જેમ કલ્પતરૂ તરીકે ઓળખાવેલ છે, સત્તાધીશોને જેમ કલ્પતરૂ તરીકે ઓળખાવેલ છે અને બળવાનોને જેમ કલ્પતરૂ તરીકે ઓળખાવેલ છે, તેમ ધનિકોને પણ કલ્પતરૂ તરીકે ઓળખાવેલ છે એ બધાને કલ્પતરૂ તો કહ્યા છે, પણ એ બધાને કલ્પતરૂ ક્યારે કહેવાય-એ સમજાવતા એ દરેકે દરેકને માટે એ મહાપુરૂષે એક એક શરત મૂકી છે

જ્ઞાની કલ્પતરૂ ખરો, પણ તે કયારે ? છાતી કાઢીને ચાલે ત્યારે ? ના, નમ્ર હોય ત્યારે ! જો જ્ઞાની પણ વિનીત એટલે નમ્ર ન બને, તો તે કોઈ પણ વસ્તુનો કે તેના સ્વરૂપનો, વાસ્તવિક પ્રકારનો કહી શકાય તેવો વિચાર જ નથી કરી શકતો જ્ઞાન, એ એક એવી શક્તિ છે કે-વસ્તુના ઉંડા ણુમા પહોચવાની તાકાત જ્ઞાનિમા આવે એના યોગે, એ જેમ સાચુ-ખોટું ને સારૂ-નરસું સમજી શકે, તેમ બીજાઓને એ સમજાવી પણ શકે, અને એથી એ પોતે જેમ સન્માર્ગે જઈ શકે, તેમ બીજાઓને પણ સન્માર્ગે લઇ જઈ શકે આ કારણે, જ્ઞાની કલ્પતરૂની ઉપમાને પામી શકે, પણ તે વિનીત હોય તો ! અવિનીત તો પોતે જ જ્ઞાનના ફળને નથી પામ્યો, ત્યા એ બીજાને શું પમાડી શકવાનો હતો ? એટલે જ્ઞાની પણ જો ઉદ્ધત હોય, તો તે કલ્પતરૂ નહિ પણ કટકતરૂ !

એ જ રીતિએ રૂપસંપન્ન. જેનું રૂપ જોવું સૌને ગમે, તે ય કલ્પતરૂ, પણ તે સદાચારી હોય તો ! અનાચારી હોય તો કટકતરૂ ! પોતે ડૂબે ને કઈકને ડુબાવે રૂપસપન્ન જો સદાચારી હોય, તો એના રૂપથી અનેકો આકર્ષાય,

અનેકોને એ સદાચારના માર્ગે વાળી શકે અને એથી કલ્પતરૂ જેવો બની શકે એ માટે જે રૂપસંપન્ન હોય, તે જો શીલ-સપન્ન હોય તો કલ્પતરૂ. ભામટો હોય તો નહિ! જેમ જ્ઞાની ઉદ્ધત હોય તો કલ્પતરૂ નહિ, તેમ રૂપસપન્ન જો શીલસપન્ન હોય નહિ તો કલ્પતરૂ નહિ!

સત્તાધારી ય કલ્પતરૂ બની શકે, પણ તે ક્યારે? ન્યાયના માર્ગે પ્રવર્તે તો! પોતે ન્યાયના માર્ગે પ્રવર્તે અને એ દ્વારા બીજાઓને પણ ન્યાયના માર્ગે પ્રવર્તાવે, માટે એ પણ કલ્પતરૂ! સત્તાધારી પણ જો અન્યાયના માર્ગે ચાલે, તો તે કલ્પતરૂ બનવાને બદલે કટકતરૂ બને

બળવાન પણ કલ્પતરૂ બને, પણ તે ત્યારે કે જ્યારે પોતાના સ્વાર્થને માટે કદી પણ બીજા કોઈની ય સામે બળનો પ્રયોગ કરે નહિ-તેવો પ્રશમી હોય તો! જેનું બળ બીજા-ઓના અહિતમા નહિ, પણ બીજાઓના રક્ષણમા ઉપયોગી થાય, તે કલ્પતરૂની કોટિમા ગણાય એટલે બળવાનમા જો પ્રશમ ગુણ હોય, તો તે કલ્પતરૂ જેવો ગણાય અનેકોને એનાથી પ્રેરણા મળે કે-આટલો બળવાન છે, છતા પણ કેટલો બધો પ્રશાન્ત છે! પ્રશમની, એ લહાણુ કરી શકે ને?

તેમ ધનિક પણ કલ્પતરૂ બની શકે, પણ તે ક્યારે? દાનની છોળો ઉછાળનારો હોય ત્યારે!

સ૦ સપૂર્ણ ધની બનાય તો દાની બની શકાય ને?

એટલે આખા જગતનુ ધન એને ઘેર આવે ત્યારે એ દાન દે, એમ ને? આ બને એવું છે? કોઈને કદી પણ બધુ ધન મળે નહિ અને એ વિના દાન દેવાય નહિ, એટલે દાનની વાત જ બધ ને? આવી અસભવિત વાતોનો અર્થ પણ શો

છે ? અહીં તો, પોતાની શક્તિ મુજબ ધની દાન કરનારો બને તો તે કલ્પતરૂ જેવો બની જાય છે, એ વાત છે દીન અને અનાથના ઉદ્ધારનો આદર કરવા રૂપ આ બીજો સદાચાર, ધનવાનોને કલ્પતરૂની ઉપમા પમાડે એવો છે, પણ જે સુખી માણસો એમ જ માને કે-' એ તો એમના કર્મે દુ ખી છે, તેમા મારે શું ? '-એવાઓ તો કટકતરૂની ગરજ સારનારા જ બને.

## આજની સત્યાનાશી શાથી સર્જાઈ છે ?

સ૦ પૈસો ખોટે રસ્તે આવેલો હોય, એટલે સારે રસ્તે વપરાય શી રીતિએ ?

સૌ સૌની બળતરા કાઢે, એવી દશા છે ને ? પરન્તુ એ વાતેય સાચી છે કે—આજે પ્રાય સઘળાને સઘળુ બોલવાની તક મળે, એવી પરિસ્થિતિ ઉભી થઈ જવા પામી છે જે સુખી માણસો છે, તેમાના મોટા ભાગે પોતે જે લોકોની ખબર લેવી જોઈએ તે લોકોની ખબર લીધી નહિ અને પોતાનું જ ભરતા ગયા ! તે લોકો પણ, આ બધા પરિણામને માટે ઘણે અંશે જવાબદાર છે એટલા માટે, ગયા રવિવારે ખોટા મારાપણાના હક્કની વૃત્તિને કાઢવાનુ કહ્યું હતું જેના ઉપર મારાપણાનો હક્ક વસ્તુત. જોઈએ નહિ, તે ધન આદિ વસ્તુઓ ઉપર ખોટો મારાપણાનો હક્ક માની લેવાથી અને એમા જ ખૂચી જવાથી, આ બધી સત્યાનાશી સર્જાવા પામી છે, નહિ તો, ધનવાનોને એટલી પણ ખબર નથી કે—જે ધન આપણે એકઠું કર્યું છે ને જે બગલાઓ આપણે બધાવ્યા છે, એ ધનને ને એ મોટા બગલાઓને પણ મૂકી દઇને જ આપણે અહીંથી જવાનું છે ? ખબર છે એમને, છતા આજે એ વાતની કશી

પાસે છે ને ? એ તમે માયાળુ ડૉક્ટરની જેમ આપો છો ? દીન કે અનાથ ઉપર નજર પડે ને તરત અમી ઝરવા માંડે, તો પછી કર્મની એવી કયી તાકાત છે કે-તમારી સુખસામગ્રીને ઝુંટવી જાય ? પછી તો, એક જાય ત્યાં બીજી એનાથી ય સારી સામગ્રી મળી આવે

## તમે બીજાને નહિ આપો તો તમને કોણ આપશે ?

પણ આજે તો કર્મના યોગે જે ધન, સુખસામગ્રી આદિ મળ્યું છે, તેને વળગી પડાયું છે લગભગ એમ થઇ ગયું છે કે-' આ તો બધું મારા કર્મોએ મને આપ્યું છે બીજાને શું કામ દઉં ? એમના કર્મ એ ભોગવે, તેમાં અમારે શું ?' આવું માનનારાઓને અને બોલનારાઓને, કર્મ પટકી દીધા વિના રહેવાનું નથી દીન, અનાથને નજરે જોવા છતાં પણ જેને દયા આવતી નથી, છતી સામગ્રીએ એને આપવાનું મન જેને થતું નથી અને ગરીબ તથા દુખી માણસોને જેઓ ધક્કો મારનારા છે, તેઓ એ વાત ભૂલી ગયા છે કે-આવું કરશો તો તમારે કદાચ અનન્તી વાર ધક્કો ખાવો પડશે આર્ય દેશમાં આ સદાચાર તો સ્વાભાવિક હતો દીનાદિના અભ્યુદ્ધરણનો આદાર તો, આર્ય દેશના માનવીના હૈયામાં ઠાસી ઠાસીને ભરેલો હતો આજે એ ઘણે અંશે નાશ પામી ગયો છે, પણ તમને તો લાગે છે ને કે-માનવીમાં આ સદાચાર હોવો, એ પણ ખૂબ જ જરૂરી છે ? તમે દીનાદિને મદદ નથી કરતા, તો તમે જો દીનાદિ થયા તો તમને કોણ મદદ કરશે ? તમે બીજાને નથી આપતા, તો પછી તમને પણ કોણ આપશે ? ભલભલાના દિ' પલટાઇ ગયા,

એ શું તમે નથી જાણતા ? ગઈકાલે સલામો ઝીલનારાને આજે સલામો ભરનારા બની જવું પડયુ છે ને ? તેમ આજે તો તમે ઘણુંનું સારી શકો તેમ છો, પણ કાલે કદાચ તમે તમારું ય ન ભરી શકો, એવું ય બને ને ? અમદાવાદમાં કોઈનું આવું કાંઈ થયું છે કે નથી થયું ? કેટલા ય સુખિઓ પલટાઈ ગયા, એ તમારી જાણમાં છે કે અજાણમાં ? ત્યારે, એવો કોઈ વખત આવી લાગે, ત્યારે તમારી સામે કોઈ જુએ, એવું ય રાખવું છે કે નથી રાખવું ? 'દીનાદિને કોઈએ આપવું જ નહિ'-આવા વિચારના જો બધા બની ગયા હશે, તો એ વખતે તમારું પણ શું થશે ? માટે આ સદાચારને જીવીને જીવન્ત રાખો ને !

## તિરસ્કાર સાથે નહિ પણ પ્રેમથી આપો

દીન-દુ:ખિને જોઈને જે પોતાનું મોઢું મરડે, એના દુ:ખના નિવારણનો જે વિચાર સરખો ય કરે નહિ, એના દુ:ખને જે સાંભળે તો ય એથી જેનું હૈયું ભેદાય નહિ તેમ જ છતી શક્તિએ પણ એવા વખતે જે હાથ લાંબો કરવાને બદલે પોતાની મુઠ્ઠીને વાળી દે, એવા આદમીને સદાચારી કહેવાય કે અનાચારી કહેવાય ? કદાચ આપે તો ય તોછડાઈ બતાવે, 'લે, લઈ જા' કરીને ફેંકે અને પાછો કહે કે-'હાલે આવીશ નહિ' તો એટલાથી પણ નહિ પતે આપે પણ તિરસ્કારથી આપે, તેના આપ્યાની તો વસ્તુત ફૂટી કોડિની ય કિંમત નથી આ સદાચારને જીવનારો તો તે કહેવાય, કે જે આપે તે પ્રેમથી આપે, ઉદારતાથી આપે અને આપતાં આપતા કહે કે-'મુઝાતો નહિ, ફરી જરૂર પડે તો ફરી આવજે, મારી પાસે હશે તો

તને જરૂર આપીશ, તને આપવું તે પણ લક્ષ્મીને પામ્યાનું ફળ છે તારા જેવાને જોયા પછી લક્ષ્મીને સંઘરી રાખવી, એ પાપ છે! સૌના દહાડા સરખા જતા નથી' માગવાને માટે આવેલા ભૂખ્યાને, કાંઈ પણ દીધા વિના જ પાછો કાઢ્યા પછી, જમવા બેસવું તે પાપ જેવું લાગે, એવું તમારૂં હૈયું છે? હૈયું એવું ન હોય તો હવે હૈયાને એવું કેળવો, કે જેથી દુ:ખિને જોતા જ તેને યથાશક્તિ સહાયક બનવાનું મન થયા વિના રહે નહિ

બુડથલ જેવા રહ્યે સન્માર્ગને નહિ પમાય

આ વાત જરા જોરથી એટલા માટે કહું છું કે-તમારે લાયક બનવું હોય તો તત્કાલ આ સદાચારોને જીવનમાં જીવવાનું શરૂ કરવાનું છે પછી, આગળ તો ઘણી વાતો કરવાની છે લાયક બનીને ઉંડા વિવેકમાં જવું પડશે યોગની ત્રીજી ભૂમિકાને પામવાને માટે તો, ઘણો વિવેક જન્માવવો પડશે તમે બુડથલ જેવા રહો, તો સન્માર્ગને પામી શકો નહિ. દેવાદિના સ્વરૂપના સંબંધમાં ઘણી વિચારણાઓ કરીને, તમારે વિવેકપૂર્વક નિર્ણયો કરવા પડશે ખાધું, પીધું, મઝા કરી ને જીવાય ત્યાં સુધી જીવ્યા-એવું રાખશો, તો તે નહિ ચાલે. તમારી પાસે જે વાતોને મૂકવાની ભાવના છે, તેની આ ભૂમિકા રચાઈ રહી છે આ ભૂમિકા આવ્યા વિના, તમે આગળની વાતોને સારી રીતિએ પચાવી પણ નહિ શકો અને એ ગુણોને પામી પણ નહિ શકો

'દીન-અનાથ એના કર્મે મરે, તેમાં આપણે શું?'-આવું બોલનારો જગતનો શત્રુ છે.

દીન અને અનાથના ઉપકારનો પ્રયત્ન બહુ સુખી માણસો

જ કરે, એવુ નથી સૌ પોતપોતાની શક્તિ મુજબ કરે. જેના જેનામા જેટલી જેટલી તાકાત હોય, તે તે મુજબ તેનો ઉપયોગ, દીન અને અનાથના ઉપકારમા કર્યા વિના રહે નહિ આ બીજો સદાચાર છે તમારા કરતા જે વધારે સુખી હોય, તમારે કોઈ ચીજની જરૂર પડી અને એ સુખિને ઘરે તમે એ ચીજ લેવાને જાવ, એ વખતે જો એ તમારી વાતને સાભળે નહિ, તો એથી તમને કાઈ થાય ખરૂ ? તમે દીન કે અનાથ નથી—એ હુ જાણું છુ, પણ તમે જરૂરવાળા તો છો જ કોઈ વખતે તમને કાઇક જરૂર પડી હોય ને તમે કોઈ સુખિને ઘરે ગયેલા ખરા ? એ વખતે એણે તમને આદરથી ન બોલાવ્યા હોય અને તેમ છતા પણ તમે તમારી વાત કરવા માડી હોય, તો તે વાતને તેણે ન સાભળી હોય, એવું પણ બનેલુ ? તો એવા વખતે તમારા હૈયામા શું થયેલુ ? કહો ને કે–'મારૂ કર્મ એવું છે—એમ જ અમને થયેલુ !' અરે, તે વખતે તો, કર્મ ભૂલાઇ ગયેલુ અને શાના શા ય વિચારો કરી નાખેલા, એમ ખરૂ ને ? ત્યારે એવા વખતે જો તમારા જેવાને પણ 'મારૂ કર્મ એવું'—એમ ન થાય ને ગુસ્સો આવે, તો બીચારા દીનાદિનો પેટપૂરતું કે અગ ઢાકવા પૂરતું માગતા તમે તિરસ્કાર કરો, તો એથી એમને કાઈ ન થાય ? એવા વખતે, ડાહ્યા ડાહ્યા ગણાતા માણસો પણ બોલી નાખે છે કે–'શું વાત કરૂ ? સારો માણસ છે એમ ધારીને એને ઘરે ગયેલો, પણ એ સાવ અક્કર્મી નિવડ્યો !' અમારી પાસે પણ આવી વાત કરનારાઓ આવે છે એવાને હું અવસર પામીને જરૂર કહું કે–'આમ ગુસ્સે થવાય નહિ, તારૂં કર્મ તારે જ ભોગવવુ પડે તારે ખરાબ ન થવું હોય

તો તું એના તરફ દુર્ભાવ રાખ નહિ તું જો એના તરફ દુર્ભાવ રાખીશ ને એને ગાળ દઇશ તો તું મરીશ.' આવું હું એને કહું, પણ તમને શું કહું ? તમને ય એમ કહું કે-'દીન, અનાથ આદિ દુ:ખી થાય છે તે એમના કર્મે દુ:ખી થાય છે, માટે એમની તમારી ચિન્તા કરવી નહિ ? એમની સમ્ભાળ લેવી નહિ ? એમને મદદ કરવી નહિ ?' તમને એવું કહેવાય જ નહિ તમને એવુ કહેનારાઓ તો તમારી કતલ કરનારા છે 'દીન અનાથ એના કર્મે મરે, તેમા આપણે શું ?'-આવું બોલનારો જગતનો શત્રુ છે એવું બોલનારો તો, સુખિનો ય મિત્ર નથી પણ શત્રુ છે.

## સુખી માણસ ખાલી ગજવે બહાર ન નીકળે

તમારો આદર્શ તો 'वसुधैव कुटुम्बकम्' છે ને ? વાતો એવી કરવી છે અને જે દીન અનાથ આંખે ચઢે, તેને ય તમારા હૈયામા સ્થાન છે નહિ ! 'वसुधैव कुटुम्बकम्' વિષે ગયા રવિવારે કહેવાયું છે-એવુ માનનારો દીનાદિ પ્રત્યે કેવા હૈયાવાળો હોય ? મને લાગે છે કે-આજે જે કોઈ દીન, અનાથ તમારી નજરે ચઢી જશે, તેનો બેડો પાર થઈ જશે, એમ ખરૂ ને ?

સ૦ સરકાર એ બધાને સભાળી લેવાની છે

બધું પુણ્ય સરકારને માટે જ રાખી મૂકો તમારે કાંઈ કરવુ નહિ પછી ભોગવશે સરકાર કે તમે ? હવે તમે આ બીજો સદાચાર જીવવા માડવાના ને ? ગમ્યો તો ખરો, એટલે બનશે તેમ જીવવાનો પ્રયત્ન કરવાના ! તમે બજારમા કે બહાર નીકળો, તો ખીસ્સામા લઈને જ નીકળો ને ? તમારા ખીસ્સાઓને કોઈ તપાસે, તો તમારા ખીસ્સાઓ

માથી શું શું નીકળે ? સુખી માણસ બહાર નીકળે, તે ખાલી ગજવે નીકળે ? ખીસ્સામા માલ નાખીને નીકળે ને ? કેમ કે-એને ખબર છે કે-' દીનાદિ મળે, તે વખતે, એ માગે કે ન માગે, પણ મારૂં હૈયું મને કહે કે-આને આપ, હવે જો તે વખતે મારા ગજવામા આપવા જેવું ન હોય, તો હું શું કરૂં ? ' પહેલા આવો રિવાજ હતો હમણા એ રિવાજ પણ લગભગ બધ થઈ જવા પામ્યો છે. વેપાર-ધધા બધ પડી ગયા, તે એનું જ પરિણામ તો નહિ હોય ને ?

ધનિકોને માથે કલક

હવે એવો વખત આવવાની વાતો થાય છે કે-સૌને આપ્યું જ ખાવું પડશે આ આર્ય દેશમા તો એવી લ્હેર હતી કે-ખાવા પીવાની ચિન્તા દુ ખિનેય કરવી પડતી નહિ ભિખારી પણ ધરાઈને સૂઈ શકતો સુખી માણસો એવા હતા કે-કોઈ ભૂખ્યો સૂએ નહિ અને જો કોઈ ભૂખ્યો સૂતો-એમ એ સાભળે, તો એ એની ખબર લીધા વિના રહે નહિ આ દેશની હવામા આ સદાચાર હતો આવો દેશ આજે આ સદાચારથી ઘણે અશે વાઝીયો બન્યો છે અને એનું કલક ધનિકોને માથે જેવું-તેવુ નથી ચોર, ડાકુ, લૂટારા, ખીસ્સાકાતરૂ વિગેરે પાકે, તેમા સુખી માણસોનો પણ પ્રતાપ છે જે વખતે સુખી માણસો જોઈ લેતા કે-કોઈ દુ ખી તો નથી ને ? અને જો કોઇ દુ ખી જણાય, તો તેને માટે ઘટતું કરી લેતા, એ વખતમા ચોરી ભાગ્યે જ થતી બહારવટીઆ નીકળ્યા, તે એમ ને એમ નીકળ્યા હશે ? તેમને રાજાએ અગર સત્તાવાળાએ કાંઈક ભયકર રીતિએ નારાજ કરેલા એ વિના બહારવટે નીકળે

નહિ એને મરવુ નથી ગમતું, પણ મરણને એ મુઠ્ઠીમા લઇને ફરે છે, તો એની પાછળ કોઈ કારણ નહિ હોય ? એક હાકુ પાકે, તો તે અનેકને હાકુ બનાવે આખા તત્રમા એની અસર થાય આજની આ પ્રકારની સ્થિતિને તમે બધા જો આ સદાચારથી સુધારી નહિ લો, તો જતે દહાડે બહુ ખરાબ સ્થિતિ પેદા થઈ જવા પામશે

ઉદાર માણસ ઉદારતા જન્માવી શકે

ધની દાન દે, તેથી સામાનુ હૈયું સતુષ્ટ થાય છે એના યોગે એની ઘણી ખરાબ વૃત્તિએ દબાઈ જવા પામે છે સામાને સતોષ પમાડવો હોય, તો છૂટે હાથે દેજો, ખીસ્સામાથી તાળીયો શોધીને નહિ દેતા સ્થિતિ હોય, તો વગર જોયે ને વગર ગણ્યે દેતા શીખો જોવુ ન પડે-એટલા માટે એકલા તાળીયા જ ગજવામા ભરતા નહિ, નહિતર, એમા ય લુચ્ચાઈ કરવા જેવુ થશે સુખી માણસ જો જોયા વગર છૂટે હાથે આપે, તો જેના હાથમા એનો પૈસો જાય, તેને પૈસો સઘળો ખોટો લાગે ઉદાર માણસ ઉદારતા જન્માવી શકે એવુ દાન જેના હાથમા જાય, તેનો અસતોષ ટળે ને સતોષ વધે દાતારે દાન એવી રીતિએ કરવું જોઈએ કે-પૈસાની કિંમત ઓછી છે, એ બતાવવા બરાબર એ દાનની ક્રિયા ગણાય

પૈસો કિંમતી કે દયા-દાન કિમતી ?

જેને મન પૈસાની કિંમત ઓછી ને દયાની કિંમત વધુ, તે સારો કે જેને મન દયાની કિંમત ઓછી ને પૈસાની કિંમત વધુ, તે સારો ? જેને મન દયા, દાન આદિના કરતા પૈસાની જ કિમત વધુ હોય, જેને મન પૈસો એ જ એક મોટી ચીજ

હોય, તે તો પૈસાને માટે ડાકુ જેવો જ બને ને ? પૈસા માટે એ દયાનું પણ ખૂન કરે, તો એમા નવાઈ જેવું કહેવાય ? તમારે મન શું કિંમતી છે ? પૈસો કિંમતી છે કે દીન, અનાથનો ઉપકાર કિંમતી છે ? આવા વખતે તો, તમાના બધાનો એકી સાથે કાન ફાડી નાખે તેવો અવાજ આવવો જોઈતો હતો તમારે બધાએ કહેવું જોઈતું હતું કે-' આ આપ શું પૂછો છો ? દીન અને અનાથના ઉપકાર કરનાર અમને પૈસો કિંમતી લાગે, એવી આપને અમારે માટે કલ્પના જ કેમ આવી ?' પણ કોઈ બોલતું જ નથી કહો તો ખરા કે-તમારે મન શું કિંમતી છે ? પૈસો કે દીન ને અનાથ ?

સ૦ દીન-અનાથ કિંમતી.

એવા એક બોલ્યા, કે જેમા બહુ મઝા ન આવે લાલચોળ લાગતા કોઈ બોલ્યા નહિ

કેવા પુણ્યે ધન આપ્યું છે ?

જેને ધન કરતા દીન અનાથ કિંમતી લાગે છે, તેને જે ધન મળ્યું છે, તે ધન પુણ્ય કરાવનાર પુણ્યે આપેલું છે, જ્યારે જેને દીન અનાથ કરતા ધન કિંમતી લાગે છે, તેને જે ધન મળ્યું છે તે ધન પાપ કરાવનાર પુણ્યે આપેલું છે પાપ કરાવનાર પુણ્યથી જેને ધન મળ્યું હોય, તે ધનનો ઉપયોગ સારા કામોમાં કરી શકે નહિ એ તો પાપને જ એકઠુ કરતો જાય અને જ્યા પુણ્ય પૂરું થાય એટલે પાપની સજા ભોગવવાને માટે ચાલતો થઈ જાય

પાપથી ભેગું ધન દેવાય ?

સ૦ પાપથી ધન ભેગુ કરેલું હોય, તો તે બીજાને આપી શકાય ખરું ?

બુદ્ધિ ફરે તો આપી શકાય પહેલા પાપથી મેળવ્યું, પાપ કરી કરીને મેળવ્યું, પણ પછી એમ લાગ્યુ કે–' પાપ કર્યું એ તો બહુ મોટી ભૂલ કરી, પણ હવે આ ધનનો સઘરો કરી રાખવાની ભૂલ તો નથીજ કરવી, હવે તો આનો જેમ બને તેમ સદુપયોગ કરી લેવો છે ' આવો માણસ દીન અનાથ આદિને ન આપી શકે, એમ ન કહેવાય નાનું છોકરૂં વિષ્ટાના હાથ ન ઘાલે ? વિષ્ટામા હાથ ઘાલીને એને કદાચ મોમા ય ન મૂકે ? એમેય બન્યુ હોય, માટે એ મોટો થયે એને અમે એમ કહીએ કે–' વિષ્ટામા ઘાલેલી આગળી પ્રભુપૂજન કરવાના કામમા નહિ વપરાય ? ' નહિ જ, તેમ માણસે પાપ કરીને પૈસા મેળવ્યા, પણ પછી તેને સમજ આવી અને એથી તેને એમ લાગ્યુ કે–' હવે એવું પાપ નથી કરવુ, અત્યાર સુધી જે પાપ કર્યું, તે ભૂલ થઈ ગઈ, હવે સદુપયોગ કરીને પાપથી છૂટાય તેટલો તો છૂટુ ! ' તો એ ખૂશીથી દાન દઇ શકે છે

ખરાબને સારો કરવાને મથાય

અહીં તો તમે સારા થવાને માટે આવ્યા છો ને ? પાપનું સ્નાન કરી નાખવાને માટે આવ્યા છો ને ? હવે તમને એમ કહુ કે–' જાવ, તમે પાપ કર્યું છે માટે તમને ધર્મ નહિ સભળાવુ ?' આના મનને એમ કે–મને ખબર નહિ હોય કે–આ બધા કેમ કમાય છે, એટલે હુ આ બીજા સદાચારની વાત નકામી કરી રહ્યો હોઈશ, પણ તમને ખબર છે ને કે–મા ગમે તેવુ બગડીને છોકરૂ આવેલુ હોય તો ય એને ધુએ, સાફ કરે અને ખોળામા બેસાડીને ખવરાવે ! ! તેમ અમે પણ જેણે મહા પાપ કર્યું હોય, તેનો ય તિરસ્કાર કરીએ નહિ.

એને પાપને તજવાનું કહીએ અને પાપને તજીને પવિત્ર થવાનો તથા પવિત્રપણે જીવવાનો ઉપાય પણ બતાવીએ તેમા તમે આવી વાત લાવીને મૂકો, તે ચાલે ? અમને ખબર છે કે–જગત કેમ ચાલે છે અમે જગતની રીતે જીવ્યા નથી, એટલે અમે જગતને જાણ્યુ નથી, એવું નથી જગત આખાનો ચીતાર અમારા શાસ્ત્રોમા આપેલો છે સ્વાર્થી બાપ ને સ્વાર્થી શેઠ, સ્વાર્થી દીકરા ને સ્વાર્થી નોકર–એ વિગેરે કેવા હોય, તેનો આબાદ ચીતાર અમારા શાસ્ત્રોમા છે એ જાણીને, બાપ વિગેરે આવા આવા ખરાબ હોય છે–એમ જ કહેતો ફરૂં ? ના, બાપને સુધાર વાને માટે ય હું તો બાપને કલ્પતરૂ કહું પછી કહું કે–બાપ કેવો અને તો કલ્પતરૂ કહેવાય ઈચ્છા એ કે–એમ કરતા ય, એના હૈયામાથી કચરો જાય તો સારૂ નહિ તો ખરાબ તો છે જ ખરાબને સારો કરવા મથાય જે સારો થવાને મથતો હોય અથવા તો જે સારો થાય, તેને તું પહેલા ખરાબ હતો–એવો ટોણો ન મરાય પહેલા ગમે તેવો હોય, ખરાબમા ખરાબ હોય, પણ જોવાય શું ? હવે ય સારો બનવાને ઇચ્છે છે કે નહિ ? સારો બન્યો છે કે નહિ ? અજ્ઞાનના કાળમા તો ગમે તે ખરાબ હોય, એમા નવાઈ નથી એટલે પૈસા પેદા કર્યા ત્યારે ગમે તેવી ઇચ્છા હતી, ગમે તેવી વૃત્તિ હતી, પણ આજે કેવી વૃત્તિ છે ?–એ જોવાય

આ દેશમા અનુકંપાનો નિષેધ હોય નહિ !

કલિયુગમા પણ જો સતયુગનો દેખાવ લાવવો હોય–આજની અગાડી ગયેલી સ્થિતિમા જો પલટો લાવવો હોય, તો તમારે આ સદાચારના માલિક બનવું પડશે. દીન અને અનાથ આદિના

ઉપકારી લાગે નહિ ? આ દેશમા તો, ઉપકારી કદી ભૂલાતો નહિ ઉપકાર કરનારે ઉપકાર શાથી કર્યો, તે જોતા નહિ એટલુ જ જોતા કે–' મારા ઉપર એના દ્વારા ઉપકાર થયો કે નહિ ?' આગળના નોકરો શેઠને અન્નદાતા કહેતા. કદી એમ નહોતા કહેતા કે–' નોકરી કરાવીને, કામ કરાવીને પગાર આપે છે, તેમા ઉપકાર શો કરે છે ? ' એ તો વિચારતા કે–' ગમે તેમ, પણ મારી જરૂરના વખતે એણે મારો હાથ ઝાલ્યો ને ? અવસરજોગ ટેકો તો મને એણે આપ્યો ને ? એણે મને ગમે તે પ્રકારે આપ્યુ, પણ મારે માટે તો એ જે આપે છે, તે જીવનનુ ને સુખનુ એક આલબન થઇ ગયું ને ? ' કર્મને સમજતા, મારા સારા કર્મનો યોગ ન હોય તો સુખ ન મળે અને જીવાય પણ નહિ–એમ સમજતા, પણ માનતા કે–' મારો સારા કર્મનો યોગ પણ સફલ તો આના દ્વારા જ થયો ને ? માટે એ ઉપકારી '

કોઈના ય ઉપકાર વગર આટલા મોટા થયા ?

બીજાના આપણા ઉપરના નાનામા નાના ય ઉપકારનુ ભાન, તે કૃતજ્ઞતા છે. આ પણ સદાચાર છે આ સદાચાર તો તમારામા હશે ને ? તમે કોઇએ પણ તમારા ઉપર કરેલા ઉપકારને કદી પણ ભૂલો એવા નથી, એ વાત સાચી છે ને ? નથી બોલતા, કેમ કે–આમા ય પોલ છે. આ સદાચાર પણ છે તો સારો જીવવા લાયક, પણ પાછુ એમ થતું હશે કે–'એવા બધા કેટલાના ઉપકારોને યાદ રાખી રાખીને ફર્યો કરીએ ? ' વળી, બધાના ઉપકારો જો યાદ હોય, તો ' હુ પણ મારે કરવા લાયક કરું '–એમ થાય ને ? અને એમ બધુ

કરવા માંડીએ, તો આપણાથી ક્યાં સુધી પહોંચાય ? એટલે કોઈ પણ ઉપકારિના ઉપકારને યાદ જ નહિ કરવો, એ જ સારો રસ્તો છે, એમ માની લીધું છે ? નહિ, તો કહો કે-તમારા હૈયામાં કોણ કોણ તમારા ઉપકારી તરીકે યાદ છે ? કે પછી તમે એમ જ માનો છો કે-કોઈનો ય ઉપકાર તમારા ઉપર થયો નથી ? કોઈના ય તમારા ઉપરના ઉપકાર વગર તમે આટલા મોટા થઈ ગયા, એમ તમારૂં માનવું છે ?

## જેને ઉપકારિઓ યાદ આવે તેને તો ધર્મ મહા ઉપકારી લાગે

આ કૃતજ્ઞતા ગુણ તો, ઉચ્ચ કક્ષાએ પહોંચાડે એવો છે આ કૃતજ્ઞતા ગુણને જે પામ્યો હોય, તેને ઉપકારિઓ યાદ આવ્યા વિના રહે નહિ મારા ઉપર કોનો કોનો ઉપકાર છે, તેનો એને વિચાર રહ્યા જ કરે એમ ઉપકારિઓને યાદ કરતા કરતા ધર્મ યાદ આવે, કેમ કે-જો ધર્મનો ઉપકાર ન હોત, તો બીજા કોઈનો પણ ઉપકાર કાર્યગત થાત નહિ ઉપકારિઓને યાદ કરતે કરતે ધર્મ મહા ઉપકારી લાગે, ધર્મ મહા ઉપકારી લાગે, એટલે ધર્મના સ્વરૂપને જાણવાનું મન થાય, ધર્મના કહેનાર કોણ એ જાણવાનું મન થાય, અને એમ વિચાર કરતે કરતે યોગ્ય જીવ યોગની ત્રીજી ભૂમિકાને પામી જાય સાચા દેવ કેવા હોય, સાચા ગુરૂ કેવા હોય અને સાચો ધર્મ કેવો હોય, એ સબંધી જે સાચો વિવેક, એ જ યોગની ત્રીજી ભૂમિકા છે પણ જેને કોઈનો ઉપકાર જ લાગે નહિ અને જેને કોઈના ઉપકારને યાદ કરીને ઉપકારિના ઉપકારને માનવાનું મન થાય નહિ, તેને માટે આગળની અવસ્થા આવે જ ક્યાંથી ? એટલે ઉપકારી માત્રના ઉપકારને યાદ રાખતા શીખો.

<u>ઉપકારિઓને યાદ કરો</u>

હમણા અભ્યાસને માટે એક યાદી તૈયાર કં
તમે આવ્યા, ત્યારથી માડીને આટલા મોટા થયા ત્ય
કૈકેકેટલાના ઉપકારોનો તમને યોગ થયો, માટે
શક્યા, ભણી શક્યા અને આટલી કક્ષાએ પહોચ
કરે વિચારો; તો તમને લાગે કે—'મારે પણ ઉપકાર
જોઈએ.' રોજ સવારે ઉઠો ને ઉપકારિઓને યાદ
બીજો સદાચાર છે છે પહેલો, પણ લાયકાત હોય તો જ
શાકાય એવો! ઉપકારિને યાદ ન કરે, તો લોકાપ
તો એમા? જેમ દીન અનાથ તમારે ઘરે આવે ા
છતી શક્તિએ તેમને પાછા કાઢો, તો એથી લોકમા
નિંદા થાય ને? એટલે જેનામા પહેલો સદાચાર
નથી, તેનામા પછીના બીજા સદાચારો પણ પ્રાય
શકતા જ નથી

<u>ચોથા સદાચાર—સુદાક્ષિણ્ય</u>

હવે ચોથો સદાચાર છે—સુદાક્ષિણ્ય દાક્ષિણ્ય
શબ્દ તો તમે સાભળેલા ને? પણ આ સદાચાર આ
અને અનુભવમા કેટલો છે, એ વાત કરતા દુ ખ થા
છે એક કાળમા આર્ય દેશના માનવોમા આ સદાચાર
પ્રોત હતો આ સદાચાર વિના, માનવ માનવ છે—એમ
નહોતું માનવી તો તે, કે જે પરાયુ કામ કરવામા
હોય અહીં આ સદાચારનો અર્થ સમજાવતા મહાપુરૂષ
છે કે—

" सुदाक्षिण्य-अगम्भीरधीरचेतसो निर्मत्सरस्य

स्यैव परकृत्याभियोगपरता ।"

પારકાનું કૃત્ય કરી આપવાનો જેનામા સ્વાભાવિક રીતિએ જ આગ્રહ હોય, જે પારકાનું કામ કરી આપવાને માટે તત્પર રહેતો હોય, તેનામા દાક્ષિણ્ય છે–એમ કહેવાય દાક્ષિણ્ય એટલે સ્વભાવ જ એવો કે–કોઈનું ય કામ કરી છૂટવુ કોઈનું કામ આવે કે કોઈ પોતાનું કામ બતાવે, ત્યારે એનામા સીધી ના પાડવાની શક્તિ તો હોય જ નહિ, પણ 'હું આનું કામ કરી આપુ'–એવી ઉર્મિ જાગે કોઈનું ય કરવા લાયક કામ હોય, દુશ્મનનું પણ કરવા લાયક કામ આવી જાય આમા; એટલે દુશ્મનનું પણ જે કરવા લાયક કાર્ય, એ કરવાનો હૈયામા બેઠેલો જે જોરદાર આગ્રહ, તેને સફલ કરવામા જે ખૂબ પુરૂષાર્થી હોય, તેનામા આ સદાચારનું સુન્દર દર્શન થાય એ પાછો કેવો જોઈએ ? ધીર ને ગભીર જોઈએ ને મત્સર વિનાનો પણ જોઈએ ગભીર અને ધીર છે ચિત્ત જેનું એવો અને મત્સર વિનાનો–એવો જે માણસ, પારકાના કાર્યને કરવાના આગ્રહમા સ્વભાવથી જ તત્પરતાવાળો હોય, તેનામા સુદાક્ષિણ્ય નામનો આ સદાચાર છે, એમ, કહેવાય

## તમારા પરિચયમા આવેલાઓ ઉપર તમારી છાપ આવા પ્રકારની છે ?

જે માણસ એના પરિચયમા આવે, તેને એમ લાગે જ કે–' જો મારૂં કામ કરવા જેવું હશે અને આનાથી એ બની શકે તેવું હશે, તો આ માણસ મારૂં કામ કર્યા વિના રહેશે જ નહિ ' કોઈને ય કાંઈ કામ આવી પડે, તો તે તમારામા વિશ્વાસ મૂકી શકે ને કે–' આમને કહીશું તો આપણું કામ

જરૂર થશે ! ?' 'મારૂ કોઈ પણ કામ જો હુ આની પાસે રજૂ કરીશ અને જો એ કામ કરવાની આની શક્તિ હશે, તો આ મારૂ કામ કર્યા વિના રહેશે જ નહિ'—આવો વિશ્વાસ, તમે કોઇનો પણ મેળવ્યો છે ખરો ?' આને હુ મારા કામની જે કાઈ પણ વાત કરીશ, તે મારી વાતને આ ધીરપણે સાભળશે, એ વાત જો બહાર કોઇને કરવા જેવી નહિ હોય તો એ વાત કદી પણ આની પાસેથી બહાર નહિ જાય, અને મારૂ કામ જો કરવા લાયક હશે તો અને કરી શકે તેમ હશે તો, આ કોઈ પ્રત્યેના મત્સર ખાતર નહિ કરે પણ પરોપકાર કરવાના સ્વભાવથી જ કરશે'—આવી છાપ, તમારી કોના ઉપર પડેલી છે ? બધા ઉપર કે કોઈ ઉપર નહિ ? તમારા દરેકના પરિચયમા, ઓછી કે વધુ સખ્યામા માણસો તો હશે ને ? કોઇને ૫-૫૦ હશે, તો કોઇને ૨૦૦-૫૦૦ હશે; પણ બીજાઓ તમારા પરિચયમા તો ખરા ને ? એ દરેક ઉપર તમારી એવી છાપ ખરી કે—અણીના અવસરે ગમે તેવુ કામ હોય, તો ય તે અહીં કહેવામા વાધો નહિ ? તમે એની કોઈ પણ વાત બહુ શાન્તિથી સાભળો, એમ એ માને ? શક્તિ હોય તો આ કર્યા વિના ન રહે અને ન કરી શકે તેમ હોય, તો ય આશ્વાસન તો જરૂર આપે, પણ એ વાત કદી બહાર જાય નહિ, આવો વિશ્વાસ ખરો ? તમે કામ કરી આપો, તો ય તે કોઈને હલકો પાડવાની વૃત્તિ વિના જ કરી આપો ને ? 'અમુકની પાસે આ ગયો હતો અને એણે આનુ કામ ન કર્યું, માટે હુ આનુ કામ કરી આપુ, એટલે પેલો હલકો પડે' —એવી કોઈ ઈર્ષ્યાથી નહિ, પણ પારકુ કામ કરી આપવાનો સ્વભાવ, માટે જ તમે કરી આપો ને ? જો આવુ હોય તો

તમારામા સુદાક્ષિણ્ય નામનો આ ચોથો સદાચાર છે, એમ જરૂર કહી શકાય આ સદાચાર તમારામા છે ?

પારકું કામ તે જ પોતાનુ કામ

તમે તમારૂ કામ કરવામા જ રક્ત છો કે થાય તેટલુ બીજાનુ કામ પણ કરવું, એવી કોઈ વૃત્તિ જીવન્ત છે ? તમારે આ જીવનમા માત્ર તમારા સ્વાર્થના જ કામો કરતે કરતે મરવું છે કે જેમા તમારો દુન્યવી સ્વાર્થ નહિ અને કોઇને ય હલકો પાડવાની વૃત્તિ નહિ, તેવું બીજાનુ ય કામ કરતા જવુ છે ?

સ૦ બીજાનુ કામ તે જ ખરૂ આપણુ કામ છે

જેનુ કામ કરવાથી પોતાનો કશો પણ દુન્યવી સ્વાર્થ સરવાનો ન હોય, એવું પારકુ કામ કરવું, એ જ પોતાનું કામ કરવા બરાબર છે-એમ આ ભાઈ કહે છે તમને બધાને આ વાત કબૂલ છે ને ? આ વૃત્તિ આવી જાય, તો પછી ઉંચે ચઢતા વાર શી લાગે ? પારકા કામને પોતાનુ માનીને કરવુ, પારકુ કામ પરકાર્યે કરવાના સ્વભાવથી કરવું, પણ કોઈ પ્રત્યેના ય મત્સરથી નહિ કરવુ, અને એ રીતિએ પારકુ કામ કર્યા પછી પણ, એ વાત જ્યા-ત્યા બોલાય નહિ જેનુ તમે કામ કર્યું હોય તે ભલે બોલતો ફરે, પણ તમારાથી તો બોલાય જ નહિ. ચિત્તને ધીર ને ગભીર બનાવીને સ્વભાવને જ એવો કેળવવો કે-કોઈનુ કામ કરવાને તત્પર બની જવાય આવા સદાચારને જીવવાની ઈચ્છા છે કે નહિ ?

અધમના ઉદ્ધારની તક

સ૦ પણ એમા પાત્ર-કુપાત્ર જોવાનુ ખરૂ કે નહિ ?

કુપાત્રને સુપાત્ર બનાવવાને માટે, કુપાત્ર જો તેનુ

લઇને તમારી પાસે આવે, તો કુપાત્રનુ કામ પહેલુ કરી આપવું કુપાત્ર જો પોતાનુ કામ લઇને તમારી પાસે આવે, તો તમારે સમજી લેવું કે–' અધમના ઉદ્ધારની એક બહુ સારી તક મારા હાથમા આવી ' તમે જેને ખરાબ તરીકે ઓળખતા હો–એવો માણુસ, અને એ ય જાણુતો હોય કે–' આ હુ કેવો છુ તે સારી રીતિએ જાણે છે '–એવો માણુસ, જો એનુ કામ લઇને તમારી પાસે આવે, ત્યારે તો તમારે એમ મલકાવુ કે–' બહુ સરસ પાત્ર મારા હાથમા આવી પડયુ છે ! શોધવા ગયે પણુ આવું પાત્ર હાથમા આવે નહિ ' કેમ ? એ તક એવી હોય છે કે–જો એનો ઉપયોગ કરતા બરાબર આવડે, તો આવેલા ખરાબને એ નિમિત્તે દેવ જેવો બનાવી દઈ શકાય એટલે એવા વખતે વિચાર કરવો કે–' જો મારી શક્તિ હોય, તો અત્યારે આનો હાથ મારે જરૂર પકડી લેવા જેવો છે ' પણુ મોટે ભાગે સારા માણુસોના પણુ કામ કરવાની જ્યા ઈચ્છા નથી હોતી, ત્યા ખરાબ માણુસ પોતાનુ કામ લઇને આવે ને આવો વિચાર આવે, એ બને જ શી રીતિએ ? કામ ન કરવું હોય, એટલે ખરાબ માણુસ કહીને ધક્કો મારવાની અનુકૂળતા મળી જાય ને ?

## ભલમનસાઈ ખાતર ભલમનસાઈ

કોઈનું પણુ કામ કરવાનો યોગ જે દિવસે ન મળે, તે દિવસ વાઝીયો ગયો, એમ તમને લાગે છે ખરૂ ?

સ૦ ભોળાને છેતરી જાય છે

એવું ય ન જ બને એમ નહિ, પણુ એવુ બને ત્યારે વિચાર કરવો કે–' આપણે પૈસાને માટે કેટલાને છેતર્યાં છે ? પૈસાદાર પણુ પૈસાને માટે બીજાઓને છેતરે છે ને ? તો જરા

લઇને તમારી પાસે આવે, તો કુપાત્રનુ કામ પહેલુ કરી આપવું કુપાત્ર જો પોતાનુ કામ લઇને તમારી પાસે આવે, તો તમારે સમજી લેવું કે–'અધમના ઉદ્ધારની એક બહુ સારી તક મારા હાથમા આવી' તમે જેને ખરાબ તરીકે ઓળખતા હો–એવો માણસ, અને એ ય જાણુતો હોય કે–'આ હુ કેવો છુ તે સારી રીતિએ જાણે છે'–એવો માણસ, જો એનુ કામ લઇને તમારી પાસે આવે, ત્યારે તો તમારે એમ મલકાવુ કે–'બહુ સરસ પાત્ર મારા હાથમા આવી પડ્યુ છે! શોધવા ગયે પણુ આવું પાત્ર હાથમા આવે નહિ' કેમ ? એ તક એવી હોય છે કે– જો એનો ઉપયોગ કરતા બરાબર આવડે, તો આવેલા ખરાબને એ નિમિત્તે દેવ જેવો બનાવી દઈ શકાય એટલે એવા વખતે વિચાર કરવો કે–'જો મારી શક્તિ હોય, તો અત્યારે આનો હાથ મારે જરૂર પકડી લેવા જેવો છે' પણુ મોટે ભાગે સારા માણુસોના પણુ કામ કરવાની જ્યા ઈચ્છા નથી હોતી, ત્યા ખરાબ માણુસ પોતાનુ કામ લઇને આવે ને આવો વિચાર આવે, એ બને જ શી રીતિએ ? કામ ન કરવું હોય, એટલે ખરાબ માણુસ કહીને ધક્કો મારવાની અનુકૂળતા મળી જાય ને ?

## ભલમનસાઈ ખાતર ભલમનસાઈ

કોઈનું પણુ કામ કરવાનો યોગ જે દિવસે ન મળે, તે દિવસ વાઝીયો ગયો, એમ તમને લાગે છે ખરૂ ?

સ૦ ભોળાને છેતરી જાય છે

એવું ય ન જ બને એમ નહિ, પણુ એવુ બને ત્યારે વિચાર કરવો કે–'આપણે પૈસાને માટે કેટલાને છેતર્યા છે ? પૈસાદાર પણુ પૈસાને માટે બીજાઓને છેતરે છે ને ? તો જરા

ધીરજ ધરવી અને વિચારવુ કે-' આવો બીચારો પાચ પૈસા છેતરીને લઈ જાય, તો તે આજના જમાનામાં બહુ ભૂડુ કરતો નથી ' આ તમારી વાત છે, માટે આમ કહુ છુ પેલાને હુ જુદુ જ કહુ બાકી પૈસાની બાબતમા તમે ભોળા છો, એ વાત બહુ બેસતી નથી, છતા સારા સારા માણુસો પણ છેત રાય, એ બનવાજોગ જરૂર છે ભલમનસાઈ કરનારને પણ એનું ભૂડુ કરનાર મળ્યા છે, પણ જેણે ભલમનસાઈ ખાતર ભલમનસાઈ કરી છે, તે તો માને કે-' મારૂ સારૂં જ થવાનુ '

## આપણે કેટલા સારા છીએ ?

જગતમા બધા સારા કયાથી લાવવા ? વિચાર કરવો કે-' આપણે કેટલા સારા છીએ ? જગતમા સારા ગણાતા આપણે, આપણને જ્યા ત્યા સારા ગણાવતા અને સારા ગણાવવાને મથતા આપણે, આપણે પોતે કેવા છીએ ?' આપણામા કેટલી ખરાબીઓ છે-એનો જો તમે વિચાર કરો, તો જરૂર તમને કલાક-બે કલાક પણ રોવું આવે 'જગત આપણને સારા કહે-એ આપણને ગમે છે અને એથી જગત આપણને સારા કહે-એ માટે આપણે કદાચ લોહીનું પાણી કરી નાખવા જેવી મહેનત કરીએ છીએ, એ વાત ખરી ? આપણે સારા નહિ હોવા છતા પણ, આમ કરીએ છીએ ને ? અરે, આપણે આપણને સારા કહેવડાવવાને માટે પણ, આપણે ખરાબ હોઈને આપણે કેટલુ ખરાબ કરીએ છીએ, તેની પણ આપણને ખબર છે ને ?' તમને જો તમારે માટે આવા વિચારો આવે, તો શું થાય ? તમને થાય કે-'હુ જો આવો છુ, તો જે બીચારા પોતાનું કામ પોતે ન કરી શકે તેવા હીણભાગી છે, તે કદાચ

ઘણી ઘણી વાતો કરવાની ભાવના છે આ બધી વાતો કરવામા, આપણો હેતુ શો છે ? એ જ કે–આપણામા જે જે ખરાબીઓ હોય–તે આપણા ખ્યાલમા આવે, એ ખરાબીઓને કાઢવાનો પ્રયત્ન થાય અને એમ આપણે આપણા જીવનને સુધારી શકીએ તો તમારો ને અમારો આવો જ હેતુ હોય, તો જ આપણને આ બધી વાતોથી લાભ થાય આ હેતુને સાર્થક કરવાનો સૌ કોઈ પ્રયત્ન કરો, એ જ એક શુભાભિલાષા

# આઠમું પ્રવચન

વિ સં ૨૦૦૭ શ્રાવણ સુદી ૩, રવિવાર
તા. ૫ ૮ ૫૧, સવારે ૮॥ થી ૧૦॥
સ્થલ-પ્રેમાભાઈ હૉલ ભદ્ર, અમદાવાદ

[ તા ૫ ૮ '૫૧ રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી અમદાવાદ-પ્રેમાભાઈ હૉલમાં, પૂ પ્રવચનકાર મહાત્માનું આ પ્રવચનશ્રેણિને અંગેનું આ આઠમું જાહેર પ્રવચન થયું હતું પોતપોતાના કાર્યાલય તરફથી 'સંદેશ' અને 'ગુજરાત સમાચાર' એ બન્ને સ્થાનિક દૈનિકોના વૃત્તાન્તનિવેદક ભાઈઓ નોંધ લેવાને માટે આવ્યા હતા તા ૬ ૮ '૫૧ સોમવારના પોતપોતાના પત્રના અંકમાં એ બન્નેએ પોતપોતાના ભાવાર્થો પ્રગટ કર્યો હતા

'સંદેશ'ના પ્રતિનિધિએ, આ પ્રવચનના ભાવાર્થને પ્રગટ કરતા, પોતાની નોંધમાં જણાવ્યું હતું કે-" રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ ' એ વિષય ઉપર જાણીતા જૈનાચાર્ય શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે જે વ્યાખ્યાનમાળા શરૂ કરી છે, તેની પૂર્વભૂમિકા રૂપ 'યોગની ભૂમિકા' એ વિષય ઉપર જે પ્રવચનો તેઓશ્રી કરી રહ્યા છે, તે પ્રવચન આજે તેમણે પ્રેમાભાઈ હોલમાં વિરાટ જનમેદની સમક્ષ આપ્યું હતુ જૈન જૈનેતર ભાઈ-બ્હેનોએ મોટી સંખ્યામા હાજરી આપી હતી '

આવી જ રીતિએ, 'ગુજરાત સમાચાર'ના પ્રતિનિધિએ પોતાની નોંધમા જણાવ્યુ હતું-" તેમના પ્રવચન વિષે સ્ત્રી-પુરૂષોને એટલો રસ

ઘણી ઘણી વાતો કરવાની ભાવના છે આ બધી વાતો કર-વામા, આપણો હેતુ શો છે? એ જ કે—આપણામાં જે જે ખરાબીઓ હોય—તે આપણા ખ્યાલમા આવે, એ ખરાબી-ઓને કાઢવાનો પ્રયત્ન થાય અને એમ આપણે આપણા જીવનને સુધારી શકીએ જો તમારો ને અમારો આવો જ હેતુ હોય, તો જ આપણને આ બધી વાતોથી લાભ થાય આ હેતુને સાર્થક કરવાનો સૌ કોઈ પ્રયત્ન કરો, એ જ એક શુભાભિલાષા

# આઠમુ પ્રવચન

વિ સં ૨૦૦૭, શ્રાવણ સુદી ૩ રવિવાર
તા. ૫ ૮ ૫૧ સવારે ૮ાા થી ૧૦ાા
સ્થલ-પ્રેમાભાઈ હૉલ ભદ્ર, અમદાવાદ

[ તા ૫ ૮ '૫૧ રવિવારે સવારે ૮ાા થી ૧૦ાા વાગ્યા સુધી અમદાવાદ-પ્રેમાભાઇ હૉલમા, પૂ પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચનશ્રેણિને અંગેનું આ આઠમુ જાહેર પ્રવચન થયુ હતું પોતપોતાના કાર્યાલય તરફથી 'સદેશ' અને 'ગુજરાત સમાચાર' એ બન્ને સ્થાનિક દૈનિકોના વૃત્તાન્તનિવેદક ભાઇઓ નોધ લેવાને માટે આવ્યા હતા તા ૬ ૮ '૫૧ સોમવારના પોતપોતાના પત્રના અંકમાં એ બન્નેએ પોતપોતાના ભાવાર્થો પ્રગટ કર્યો હતા

'સદેશ'ના પ્રતિનિધિએ, આ પ્રવચનના ભાવાર્થને પ્રગટ કરતા, પોતાની નોધમાં જણાવ્યું હતુ કે–" રામાયણમાં સસ્કૃતિનો આદર્શ" એ વિષય ઉપર જાણીતા જૈનાચાર્ય શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે જે વ્યાખ્યાનમાળા શરૂ કરી છે, તેની પૂર્વભૂમિકા રૂપ 'યોગની ભૂમિકા' એ વિષય ઉપર જે પ્રવચનો તેઓશ્રી કરી રહ્યા છે, તે પ્રવચન આજે તેમણે પ્રેમાભાઈ હૉલમાં વિરાટ જનમેદની સમક્ષ આપ્યુ હતુ જૈન જૈનેતર ભાઇ-બ્હેનોએ મોટી સખ્યામાં હાજરી આપી હતી.'

આવી જ રીતિએ, 'ગુજરાત સમાચાર'ના પ્રતિનિધિએ પોતાની નોધમા જણાવ્યુ હતું–" તેમના પ્રવચન વિષે સ્ત્રી-પુરૂષોને એટલો રસ

એની પ્રશસા ગુણ રૂપ ગણાય

માખી જેવા મટો અને ભમરા જેવા બનો

સારા માણસની પ્રશસા કરવી, આ સદાચારમા બહુ શક્તિ છે નિન્દા કરવી તો પોતાની જ કરવી, પણ પારકી કોઇની ય નિન્દા કદી પણ કરવી નહિ અને પ્રશસા કરવી તો સદાચારી જનોની જ કરવી, પણ પોતાની પ્રશસા કદી પણ કરવી નહિ,—આ બે સદાચારોના યોગે તો, નિર્ગુણી આત્માઓ પણ મહા ગુણસપન્નની કક્ષાએ પહોચી શકે છે અને આથી ઊલટા આચારો, કે જે અનાચારો છે, તેના યોગે ગુણસમ્પન્ન આત્માઓ પણ ગુણહીન બની જાય છે જેનામા કોઈના પણ દોષની નિન્દા કરવાની કુટેવ નથી, તે આત્મા પોતાનુ ઘણું સાધી શકે છે, કારણ કે—એની ખરાબ જગ્યાએ બેસવાની જગ્યા ઉડી ગઈ ને ? ભમરો કયા બેસે ?

સ૦ ફૂલ ઉપર

અને માખી કયા બેસે ?

સ૦ વિષ્ટા ઉપર

ભમરો ભમતો ભમતો જઈ ને પુષ્પાદિ ઉપર બેસે અને માખી બમણુતી બમણુતી શોધીને પ્રાય શ્લેષ્માદિ ઉપર બેસે, આવું સ્વભાવથી જ બને છે ને ? ભમનાનો સ્વભાવ જેમ શોધીને ય પુષ્પાદિ ઉપર બેસવાનો પણ ખરાબ જગ્યાએ બેસવાનો ભમરાનો સ્વભાવ નહિ, તેમ સારા માણસનો સ્વભાવ કોઇના ય ગુણ જોવાનો હોય, પણ કોઈના ય દોષ તરફ દૃષ્ટિ કરવાનો હોય નહિ એટલે જો એને પારકો દોષ દેખાઇ પણ જાય, તો ય એ પ્રાય એવો જ વિચાર કરે કે–' દોષ-

મય જગતમા દોષ હોવો, એ કાઈ નવાઈની વસ્તુ નથી.' એને દોષિતની પણ નિન્દા કરવાનું મન થાય નહિ, કેમ કે-'એના દોષની નિન્દા જો હુ કરીશ, તો હું પાયમાલ થઈ જઈશ'-એમ એ સમજે છે

## પારકા દોષ પોતામા આવે

જગત્ મોટે ભાગે દોષમય છે કે ગુણમય છે?

સ૦ દોષમય

તો દોષમય જગતમા દોષ જણાવા, એ કાઇ બહુ મોટી વાત છે? જગતના જીવોમા દોષ જણાવા-એ મુશ્કેલ નથી, પણ જેનામા ગુણ હોય તેના ગુણ જણાવા-એ મુશ્કેલ છે કોઇના પણ દોષની આપણે જો નિન્દા કરીએ, તો પહેલુ કોનું બગડે? કહો કે-આપણું જ! કોઈને પણ દોષિત તરીકે જોયો, એના દોષને જોઈને એની દયા આવી, એ દયાથી પ્રેરાઈને એને ઘરે ગયા, એને ઘરે જઈને અને એને એકાન્તમા મળીને ડહાપણભરી રીતિએ એની સાથે વાત કરી, અને એના દોષને સુધારવાને માટે જેટલી બને તેટલી યોગ્ય મહેનત કરી, આવું કાઈ છે તમારામા?

સ૦ નાજી

અને તેમ છતા પણ, બીજાના દોષોને જોવાની અને બીજાના દોષોને બોલવાની ટેવ છે, તે શું સૂચવે છે? જેના દોષ બોલો છો, તેના ભલાની ભાવના નથી, તો પછી કયી ભાવના છે? જેને પારકા જ દોષોને જોવાની અને પારકા જ દોષોને બોલવાની ટેવ પડી જાય છે, તેનામા દોષો આવ્યા વિના રહેતા નથી. તમે કોઇના પણ અમુક દોષની ચાર-

આઠ દહાડા સુધી વાત કર્યા કરો અને પછી ચાર-આઠ દહાડે તમારી જાતને તપાસો, તો પ્રાય તમને લાગશે કે-એ દોષ તમારામા અશે પણ આવી ગયો છે આવુ મોટે ભાગે બને છે એટલે પારકો દોષ નહિ બોલવો તે સદાચાર અને પારકો દોષ બોલવો તે અનાચાર

સારાની વાત સારાપણુ લાવે

જેમ કોઈની ય નિન્દા કરવી નહિ, તેમ પોતાની પ્રશસા પણ કરવી નહિ પોતાની પ્રશસા તો કરવી જ નહિ, પણ પોતાના માનેલાઓની પ્રશસા કરતા પણ ખૂબ સાવચેતી રાખવી બાકી, કોઈનુ પણ સારુ દેખાય, તો તેની મુક્ત કઠે પ્રશસા કરવાની ટેવ પાડજો સારાના સારાપણાના વખાણ કરવાથી પણ, આપણામા સારાપણું આવે છે

હૈયુ ફરવુ જોઈએ

આ બે સદાચારો આમ તો સહુ સહેલા છે ને? કોઇની ય નિન્દા કરવી નહિ અને જે કોઈ સારા, તેના સારાપણાની અવસરે પ્રશસા કર્યા વિના રહેવુ નહિ,-આ બે સદાચારોમા મુશ્કેલી જેવુ શુ છે? માત્ર હૈયુ ફરવુ જોઇએ અને હૈયુ ફરે એટલે વાણી ઉપર કાબૂ આવી જાય આટલુ જ જોઈએ ને? આટલુ ય ના બને? જેનામા આ બે સદાચારો આવી જાય છે, એ માણસો ઘણા માણસોને પ્રિય બની જાય છે અને એમનુ હૈયું ઘણે અશે નિર્મલ રહે છે તમારુ હૈયું કેવુ છે? હૈયાને નિર્મળ બનાવવું છે ને? જેને હૈયાને નિર્મળ બનાવવું નથી, તેને માટે તો આ વાતો જ નથી એટલે કહો કે-હવે તો અમારે ઘસીને પણ અમારા હૈયાને નિર્મળ બનાવવુ છે!"

## સાતમો સદાચાર-આપત્તિમા અતિશય અદીનતા

હવે સાતમો સદાચાર યોગની પૂર્વભૂમિકામા સાતમો સદાચાર એ છે કે-આપત્તિમા અતિશય અદીનતા આ સસારમા આપત્તિ આવવી, એ સહજ છે કે અસહજ ?

સ૦ આવે તો ખરી.

સસાર એવો છે કે-સસારમા આપત્તિ પ્રાય આવે જ. જેને જેને જે જે આપત્તિ આવે છે, તેને તેને તે તે આપત્તિ શાથી આવતી હશે ? કોઈ એના ઉપર આપત્તિ નાખી દેતો હશે, એમ ? આ વાતનો જરા ધીરજથી વિચાર કરો સસારમા આપત્તિ આવવી સહેલી ? હા, વાત વાતમા આપત્તિ આવે ગમે તેને આપત્તિ આવે ? સસારમા પ્રાય સૌને આપત્તિ આવે ત્યારે એ આપત્તિ કોઈની આપી જ આવે ? આ સાતમા સદાચારને લાવવાને માટે આ વાત વિચારવી પડશે જો 'આપત્તિમા અતિશય અદીનતા' રૂપ આ સદાચાર આવી જાય, તો આ દુનિયાનો આખો દેખાવ ફરી જવા પામે.

## મારી આપત્તિ એ મારૂ જ સર્જન છે

આ સદાચારને લાવવાને માટે, પહેલુ એ નક્કી કરો કે-' આ દુ ખમય સસારમા, દુ ખ આવવું, એ કોઈ નવીન વસ્તુ નથી, પણ વસ્તુત કોઈ પણ જીવને દુ ખ કોઈ પણ આપી શકતું નથી વસ્તુત એક જીવ બીજા જીવને આપત્તિમાં મૂકી શકતો જ નથી, પણ પોતાની આપત્તિ જીવે પોતે જ સર્જેલી હોય છે ' આપણા ઉપર જ્યારે જ્યારે આપત્તિ આવે, ત્યારે ત્યારે-' આ આપત્તિ એ વસ્તુત મારી પોતાની જાતનું જ સર્જન છે, પછી આ સર્જન મે જોઈએ

તો આ ભવમા કર્યું હોય કે આ ભવની પહેલાના કોઇ ભવમા કર્યું હોય-તેનું ધ્યાન નથી આવતું, પણ મારા ઉપર આપત્તિ આવી તે સર્જન તો મારૂ જ છે'—આ વાતને માનવાને તમે તૈયાર છો ખરા ? 'મારી આપત્તિ એ મારૂ સર્જન છે'—એવુ માની શકે, તેટલુ તમારૂ હૈયુ તૈયાર છે ખરૂ ? જ્યારે જ્યારે તમારા ઉપર કોઈ નાની કે મોટી આપત્તિ આવે, ત્યારે ત્યારે 'મારી આ આપત્તિનો સર્જક બીજો કોઈ પણ નથી, પણ મારી આ આપત્તિનો સર્જક હુ પોતે જ છુ'—આવા વિચારને જ પેદા કરે, એવા પ્રકારે તમારૂ હૈયુ કેળવાએલુ છે ખરૂ ?

ભગવાન કોઇને ય આપત્તિ દે નહિ

સ૦ હૈયુ એવુ હોય કે ન હોય, પણ આ વાતને સ્વીકાર્યા વિના છૂટકો જ નથી

ના, રે ના બધા એવું માનતા જ નથી મોટો ભાગ તો પ્રાય એમ જ બોલે છે કે—'મને આપત્તિ આપનારા હરામખોરો બીજા છે' બીજો કોઈ આપત્તિ દેનારો નજરે ન જ ચઢે, તો છેવટ 'ભગવાને મને આ આપત્તિ આપી'—એમ કહીને, ભગવાનને માથે પણ પોતાની આપત્તિનું કલક મૂકે, ત્યારે તો એને જપ વળે એટલે કોઈને એમ કહેવાનુ પણ મન થઈ જાય કે—'આવાના તો ભગવાન બનવું એ પણ પાપ છે' સામાન્ય જનસ્વભાવ એવો છે કે—જ્યારે આપત્તિ આવે, ત્યારે એ કોણે આપી એ જ જોવા માડે જ્યારે આપત્તિ આવે, ત્યારે એ બને ત્યા સુધી તો એ આપત્તિ કોના તરફથી આવી તે શોધે ને એ આપત્તિનો દોષ જેને

માથે મઢી શકાય તેમ હોય તેને માથે એ દોષને મઢે, પણ જો તેવો કોઈ જડે નહિ, તો છેવટ ભગવાનને માથે એ આપત્તિ આપ્યાનુ દોષારોપણ કરે એટલે પહેલાં એ વાતમા નિશ્ચિત થાવ કે–'ભગવાન તો કોઇને ય આપત્તિ ન જ આપે!' જીવોને જે આપત્તિ આવે છે, તે ભગવાન આપે છે–આવું માનનારા ઈશ્વરવાદિઓ આ આર્ય દેશમા છે, પણ એવા ઈશ્વરવાદિઓએ તો એવું કહીને ઈશ્વરને કલકિત ઠરાવવા જેવું કર્યું છે

<u>દુખ દેવાની શક્તિ :</u>

આ વાતમા નિશ્ચિત થયા પછીથી, બીજો નિશ્ચય એ કરવાનો છે કે–'વસ્તુત તો કોઇને ય દુખ દેવાની શક્તિ કોઇનામા ય નથી' હૈયે આ વાત પણ બેસશે? આટલું નક્કી થાય, તે પછી એ નિર્ણય થાય કે–'આપણને જે કોઈ દુખ આવે, આપણા ઉપર જે કોઈ પણ આપત્તિ આવે, તેનું સર્જન આપણે કરેલુ હોય તો જ આવે!' આપત્તિ, એ આપણી જ સર્જેલી ચીજ છે–આવું જેના હૈયામા નક્કી થઈ ગયું હોય, તેનામા જ આ સાતમો સદાચાર આવવાની સભાવના છે

<u>વિવેકચક્ષુથી જોતા શીખો!</u>

આ વાતને માનવામા વાધો હોય તો બોલો તમે કદાચ કહેશો કે–'અમને અમારી ઉઘાડી આખે દેખાય છે કે–અમને આજે જે આપત્તિ આવી, તે અમુકે આપી માટે આવી છે, અમે બરાબર જોઈ શકીએ છીએ કે–આ આપત્તિમા અમને અમુકે મૂકયા, તેમ છતા પણ અમે આપત્તિ આપનારની સામે આખ મીંચી દઈએ?' જ્ઞાનિઓ કહે છે

પાપનું ઉપાર્જન કરવામાથી તે બચી જાય છે અને આ માન્યતાના યોગે, આવેલી આપત્તિને સમભાવે સહવાનું બળ સર્જાય છે, એટલે એનામા આ સાતમો સદાચાર આવી જાય છે.

રોગાદિકની અને બીજી માનસિક પીડાઓ :

હજુ તો આપણે, દેખીતી રીતિએ બહારનાઓ તરફથી આવતી આપત્તિઓની જ માત્ર વાત કરીએ છીએ, પણ એવી ય ઘણી પીડાઓ–શારીરિક ને માનસિક–હોય છે, કે જેમા તમે બાહ્ય દષ્ટિથી એવું કાઈ કહી શકો જ નહિ કે–' આ પીડાઓ અમુકે આપી ' એ બીજા કોઇએ ઉત્પન્ન કરેલી લાગે નહિ, પણ જાણે આપોઆપ ઉત્પન્ન થઈ ગયેલી લાગે જેમ કે–શરીરમા કેટલાક રોગાદિ ઉત્પન્ન થઈ જાય છે અને કેટલીક માનસિક પીડાઓ પણ ઉત્પન્ન થઈ જાય છે અને એવી પીડાઓમા તમે કોને દોષ દેશો ? તેમા બીજો કોઈ દોષિત નહિ જડે એ પીડાઓને કોણે સર્જી ? વસ્તુત. આપણે જ ! આપણે એવા કર્મ ઉપાર્જેલા અને એનાથી જ એનુ સર્જન થયુ

કાયર બનીને શુ કરો છો ?

શરીરમા જ્યારે રોગાદિ પેદા થઈ જાય છે અગર તો કોઈ પ્રકારનો માનસિક પરિતાપ જ્યારે ઉત્પન્ન થઇ જાય છે, ત્યારે તમે કેવા થઇ જાવ છો ?

સ૦ કાયર

એ વખતે જે જીવો કાયર થઈ જાય છે, કોઈ પણ પ્રકારની બાહ્ય કે આભ્યન્તર આપત્તિ વખતે જે જીવો કાયર થઈ જાય છે, તે જીવો કાયરતાના યોગે કેવા કેવા નહિ

કરવા લાયક કામો પણ કરે છે, કેવા કેવાં પાપોને આચરે છે, તેનો એ વિચાર કરો અને તેની સાથે એ તેનાં પરિણામોનો પણ વિચાર કરો, તો તમને જરૂર લાગે કે–'આપત્તિમાં અદીનતા એ ખરેખર મહા સદાચાર છે અને આપણે આપણી સમજને કેળવીને અને આપણી શક્તિને વિકસાવીને પણ આ સદાચારને આપણા જીવનમાં જીવવાને માટે બરાબર પ્રયત્નશીલ બનવાની જરૂર છે'

<u>બીજાને શિખામણ આપો છો પણ તમે ?</u>

ડાહી ડાહી વાતો સુખી અવસ્થામાં તો પ્રાય: સૌ કરે. આપત્તિ ન હોય ત્યારે 'આપત્તિને આમ સહવી જોઈએ ને તેમ સહવી જોઈએ'–એવી વાતો કરવી એ જુદી ચીજ છે અને પોતે આપત્તિમાં મૂકાય ત્યારે અદીન રહેવું એ જુદી ચીજ છે. આપત્તિમાં અદીનતા રાખવાની બીજાઓને સહેલાઈથી કહી શકાય તેવી વાત, જ્યારે પોતે આપત્તિમાં મૂકાય અને એને યાદ કરીને એનો અમલ કરવાનો પ્રયત્ન કરે, ત્યારે તે ખરો ડાહ્યો કહેવાય. કોઈને માથે દુ:ખ આવી પડ્યું હોય, કોઈ માંદગીમાં સપડાઈ ગયું હોય, એવા એવા વખતે તમે બીજાઓને આશ્વાસન આપવાને માટે જાવ છો કે નહિ? એ જો સ્નેહી, સબંધી હોય તો જાવ ને? એ વખતે તમે એને દુ:ખને ધીરજથી સહવાની, માંદગીને શાન્તિથી વેઠી લેવાની સલાહ આપો છો ને? એને આશ્વાસન આપવાને માટે, તમે એને જેવી શિખામણ આપી શકો છો, તેવી શિખામણ તમે તમને પોતાને, જ્યારે તમે પોતે કોઈ દુ:ખમાં આવી પડ્યા હો કે તમે પોતે કોઈ માંદગીમાં સપડાઈ

પાપનું ઉપાર્જન કરવામાથી તે બચી જાય છે અને આ માન્યતાના યોગે, આવેલી આપત્તિને સમભાવે સહવાનું બળ સર્જાય છે, એટલે એનામા આ સાતમો સદાચાર આવી જાય છે.

રોગાદિકની અને બીજી માનસિક પીડાઓ :

હજી તો આપણે, દેખીતી રીતિએ બહારનાઓ તરફથી આવતી આપત્તિઓની જ માત્ર વાત કરીએ છીએ, પણ એવી ય ઘણી પીડાઓ–શારીરિક ને માનસિક–હોય છે, કે જેમા તમે બાહ્ય દૃષ્ટિથી એવું કાંઈ કહી શકો જ નહિ કે–' આ પીડાઓ અમુકે આપી.' એ બીજા કોઇએ ઉત્પન્ન કરેલી લાગે નહિ, પણ જાણે આપોઆપ ઉત્પન્ન થઈ ગયેલી લાગે. જેમ કે–શરીરમા કેટલાક રોગાદિ ઉત્પન્ન થઈ જાય છે અને કેટલીક માનસિક પીડાઓ પણ ઉત્પન્ન થઈ જાય છે અને એવી પીડાઓમા તમે કોને દોષ દેશો ? તેમા બીજો કોઈ દોષિત નહિ જડે એ પીડાઓને કોણે સર્જી ? વસ્તુત આપણે જ ! આપણે એવા કર્મ ઉપાર્જેલા અને એનાથી જ એનુ સર્જન થયુ

કાયર બનીને શુ કરો છો ?

શરીરમા જ્યારે રોગાદિ પેદા થઈ જાય છે અગર તો કોઈ પ્રકારનો માનસિક પરિતાપ જ્યારે ઉત્પન્ન થઇ જાય છે, ત્યારે તમે કેવા થઇ જાવ છો ?

સ૦ કાયર.

એ વખતે જે જીવો કાયર થઈ જાય છે, કોઈ પણ પ્રકારની બાહ્ય કે આભ્યન્તર આપત્તિ વખતે જે જીવો કાયર થઈ જાય છે, તે જીવો કાયરતાના યોગે કેવા કેવાં નહિ

કરવા લાયક કામો પણ કરે છે, કેવા કેવા પાપોને આચરે છે, તેનો જો વિચાર કરો અને તેની સાથે જો તેના પરિણામોનો પણ વિચાર કરો, તો તમને જરૂર લાગે કે-'આપત્તિમાં અદીનતા એ ખરેખર મહા સદાચાર છે અને આપણે આપણી સમજને કેળવીને અને આપણી શક્તિને વિકસાવીને પણ આ સદાચારને આપણા જીવનમાં જીવવાને માટે બરાબર પ્રયત્નશીલ બનવાની જરૂર છે'

## બીજાને શિખામણ આપો છો પણ તમે ?

ડાહી ડાહી વાતો સુખી અવસ્થામા તે પ્રાય સૌ કરે. આપત્તિ ન હોય ત્યારે 'આપત્તિને આમ સહવી જોઈએ ને તેમ સહવી જોઈએ'-એવી વાતો કરવી એ જુદી ચીજ છે અને પોતે આપત્તિમા મૂકાય ત્યારે અદીન રહેવું એ જુદી ચીજ છે આપત્તિમાં અદીનતા રાખવાની બીજાઓને સહેલાઈથી કહી શકાય તેવી વાત, જ્યારે પોતે આપત્તિમા મૂકાય અને એને યાદ કરીને એનો અમલ કરવાનો પ્રયત્ન કરે, ત્યારે તે ખરો ડાહ્યો કહેવાય કોઈને માથે દુ ખ આવી પડ્યુ હોય, કોઈ માદગીમા સપડાઇ ગયું હોય, એવા એવા વખતે તમે બીજાઓને આશ્વાસન આપવાને માટે જાવ છો કે નહિ ? એ જો સ્નેહી, સબધી હોય તો જાવ ને ? એ વખતે તમે એને દુ ખને ધીરજથી સહવાની, માદગીને શાન્તિથી ભોગવી લેવાની સલાહ આપો છો ને ? એને આશ્વાસન આપવાને માટે, તમે એને જેવી શિખામણ આપી શકો છો, તેવી શિખામણ તમે તમને પોતાને, જ્યારે તમે પોતે કોઈ દુ ખમા આવી પડયા હો કે તમે પોતે કોઈ માદગીમા પટકાઇ

તો કોણ ગૂન્હો કરવાનો છે, તેની ય ખબર પડે ને ? ભગવાનને ન્યાયાધીશ માનીએ, તો તે સર્વજ્ઞાની છે અને સર્વ શક્તિમાન છે, એમ છતા ગૂન્હા થવા દઈને સજા કરવી એ એને ગમે ? જેને ત્રિકાલનું જ્ઞાન હોય, જેને સર્વ પદાર્થોના સર્વ પર્યાયોનુ જ્ઞાન હોય, તેને કોણ, ક્યારે, કયો અને કેવો ગૂન્હો કેવા પ્રકારે કરવાનો છે, તેની ખબર ન હોય એ બને ? ત્યારે તેની દયાથી પણ તેને ગૂન્હો કરતા અટકાવવાનું મન ન થાય ? એ વખતે એમ કહેશો કે–એમ ગૂન્હો થતો અટકાવવો, તે એની શક્તિ બહારનો વિષય છે ? આ બધુ પરમાત્મામા ઘટે જ નહિ, એટલે પરમાત્માને ન્યાયાધીશ તરીકે સજા કરનાર માનવામા પણ, આવા તો અનેક દોષો ઉભા થઈ જશે

## કાંટામા પીડા આપવાની તાકાત ને પાપમા નહિ ?

જ્ઞાની મહાપુરૂષો તો ફરમાવે છે કે–જીવ પોતાની ભૂલથી જ પાપને સર્જે છે અને એ પાપમા એવુ કૌવત છે કે–જીવને એ દુ ખ આપી શકે છે આપણે ચાલતાં, જોઈ ને ચાલવાનુ ભૂલીએ અને કાટો પડયો હોય ત્યા પગ મૂકીએ, તો તે વાગે ને ? કાટો વાગે એટલે પીડા થાય ને ? તો જે કાટો વાગ્યો, તેની પીડા આપવાને માટે વચ્ચે ભગવાન જોઈએ ? આપણે ચાલતા જોઈને ચાલવાનું ભૂલ્યા, એથી એવી જગ્યાએ આપણો પગ મૂકાઈ ગયો, કે જેથી પગમા કાટો વાગ્યો, શૂલ ભોકાઈ ગઈ, હવે એની પીડા આપવાને માટે ભગવાન જોઈએ ? પગમા પેઠેલી એ શૂલને વગે કાઢી ન નાખો તો અથવા કાઢવા છતા ય તેનો ભાગ અદર રહી

જાય, તો શું થાય?

સ૦ પાકે

પાકે પછી શું થાય?

સ૦ અંદર સડો વધે.

અંદર સડો વધે અને જો એમ ને એમ ચાલ્યા જ કરે, તો એ સડો ક્યાં સુધી પહોંચી જાય? કદાચ આખા શરીરમાં પણ, એ સડો વ્યાપી જાય જો આપણે એક કાંટામાં પણ આટલા બધા સડાને પેદા કરીને મહા ભયંકર પણ પીડાને આપવાની શક્તિ છે—એમ માનતા હોઈએ, તો પછી આપણી ભૂલથી જે કાંઈ પણ પાપ બંધાય, તેનાથી જ આપણને પીડા આવે—એવું જો આપણે ન માનીએ, તો તો આપણે બેવકૂફમાં જ ખપીએ ને? એટલે ઇશ્વર સજા કરે છે—એમ માનવું એ ય ખોટું છે, એ વાતને સમજી લેવાની જરૂર છે ઇશ્વર આપણે માટે તો મુખ્યત્વે માત્ર માર્ગદર્શક છે.

## 'સુ'નો અને 'કુ'નો વિચાર કરવો પડશે

હજુ આપણે ઘણો વિચાર કરવો પડશે યોગની પૂર્વ ભૂમિકાની આ વાત પૂરી થયા પછીથી, પરમ પદ રૂપ પરમાદર્શની વાત કરવાની છે યોગ્ય જીવોને પરમાદર્શનું ભાન કરાવવું એ હજુ સહેલું છે, પણ એ પરમાદર્શને કેમ સિદ્ધ કરી શકાય, એ વાત આવે ત્યારે તો, સાચી અને સીધી પણ વાત બહુ જ યોગ્ય જીવોના ગળે ઉતરી શકે છે એમાં, આપણે કેવા સ્વરૂપવાળાને સુદેવ કહેવાય, કેવા સ્વરૂપવાળાને સુગુરૂ કહેવાય અને કેવા સ્વરૂપવાળાને સુધર્મ કહેવાય—તેની વાત કરવી પડશે. સુદેવત્વ, સુગુરૂત્વ અને સુધર્મત્વ કોનામાં અગર ?

શકે, તે જેણે પોતાના પરમાદર્શને સિદ્ધ કરવો છે, તેણે તો બરાબર જાણી જ લેવું પડશે ને ? આપણે કાંઈ અંધની જેમ થોડા જ ચાલવું છે ? આંધળી રીતે ચાલીને મરી જવાને માટે મનુષ્યજન્મની કિંમત છે જ નહિ જેમ માન્યું તેમ માન્યું, એમા વળી ખરૂં શું ને ખોટું શું ?–આવો વિચાર કરશો, તો તે નહિ ચાલે દુનિયામા જેમ ચીજને સારી-ખોટી જોઇને સારી ચીજને લેવાની શક્તિ તમે કેળવી છે, તેમ આ બાબતમા પણ તમારે જાણવું ને જોવું પડશે બજારમા જેમ સારી ચીજોના નામે વેચાતી બનાવટી ચીજો પણ હોય છે, તેમ અહીં પણ દેવના નામે કુદેવ, ગુરૂના નામે કુગુરૂ અને ધર્મના નામે કુધર્મ હોય આપણે તો, એને ઓળખી લઇને, ' કુ ' માત્રથી ખસી જવાનો ને ' સુ ' માત્રને સેવવાનો પ્રયત્ન કરવો પડશે તમે એને માટે કેટલા તૈયાર થાવ છો, તે જોવાનું છે એવી વાતો લાયક આત્માઓની પાસે મૂકી હોય તો જ સફલ નિવડે, એટલે એ વાતોને કરતા પહેલા, એને લાયક બનાવનારી ભૂમિકાની વાત અહીં આપણે કરવા માડી છે.

## પહેલા સમજ અને શક્તિ નહિ કેળવ્યા હોય તો મરતી વખતે ક્યાથી આવશે ?

આપણી ચાલુ વાત તો એ હતી કે-આપણને જે આપત્તિ આવે, તે આપણી સર્જેલી આપત્તિ જ આવે જ્યારે આપત્તિ આવે, ત્યારે ' આ મારી જ સર્જેલી આપત્તિ છે '-એમ સમજીને, એ આપત્તિને જરા પણ દીન બન્યા વિના વેઠી લેવી. દીન બનવા માત્રથી કે આપત્તિને કાઢવાને માટે ગમે તેવા પાપ રૂપ ઉપાયોને યોજવાથી પણ, આપત્તિ જાય જ-એવું કહી

શકાય તેમ નથી એવી ય માદગી હોય છે કે–હજાર રૂપીઆની ફીવાળો ડૉક્ટર આવે ને કપડા ખખેરી નાખીને કહે કે–' આ દર્દનું કોઈ ઔષધ નથી ' પેલો કહે કે–' કાઈક તો કરો ' ત્યારે આ સામે પૂછે કે–' શું કરૂં ? ' એ કહી જાય કે–' હવે કેસ સભાળી લેજો આમા કોઈનો ય ઉપાય કારગત નિવડે તેમ નથી આ જેટલા કલાક કાઢે તે તમારા ' એવા વખતે, દર્દી ઉપર તમને ગમે તેટલો પ્રેમ હોય તો ય, તમારે તમારા પ્રેમપાત્ર એવા પણ એ દર્દિને શું કહેવું પડે ?

સ૦ વેઠી લેવાનુ !

વેઠી લેવાનું જ ને ? જ્યારે અન્તે ય એ જ કહેવું પડે, તો પહેલેથી એવી શક્તિ કેળવવી શું ખોટી ? જીવતા, સારા વખતમા સહવાની શક્તિ કેળવી ન હોય, તો એ વખતે શાન્તિ રહેવી, એ શકય છે ? પહેલા સમજ અને શક્તિ નહિ કેળવ્યા હોય, તો મરતી વખતે કયાથી આવવાના ને કયાથી શાન્તિ રહેવાની ? એ વખતે, મોટે ભાગે કેવી હાલત થઈ જાય છે ? અઢર દુ ખનો પાર નહિ ઇંદ્રિયો એવી શિથિલ બની ગઈ હોય કે–કાઈ કામ આપે નહિ ન જોવાય–ન સભળાય, ન ખવાય–ન પીવાય અને એ કાઈ ન થાય એટલે અણુસમજુને પાછી એની પીડા થાય મરણ વખતની પીડા તો જોઈ જાય એવી નથી હોતી એ વખતે માનો કે–સગો બાપ પાસે બેઠો હોય, સ્નેહી–સબધી હાજર હોય, નર્સો ખડે પગે ચાકરી કરતી હોય અને ડૉક્ટર નાડને હાથમા લઈને બેઠો હોય, પણ એમાના કોઈ કરે શું ? દર્દી બૂમ પાડે કે–' નસો તૂટતી જાય છે, બહુ પીડા થાય છે, સહાતું નથી ' પણ પાસેનાઓ કરે શું ? બહુ તો ડૉક્ટર નાડી ફરી તપાસે

ને પછી કહે કે–' વેગ વધી ગયો છે ' એ વખતે બીજાઓ ડૉક્ટરને કહે કે–' કાંઈક તો કરો ' તો ડૉક્ટર કહે–' શું કરૂં ? મારી પાસે આનો કોઈ ઉપાય નથી ' બધા જોયા કરે, બહુ તો રડ્યા કરે, પણ કોઈ પીડા લઈ શકે નહિ ને ?

સ૦ નહિ જ

ત્યારે વેઠવું કોને પડે ?

સ૦ પોતાને જ

જો પહેલેથી આપત્તિમાં અતિશય અદીન રહેવાની અને જે કોઈ આપત્તિ આવે તેને સારી રીતિએ સહન કરી લેવાની શક્તિ કેળવી હોય, તો એવા વખતે એ મદદ રૂપ બને ને ?

**શ્રી રામ આદિમાં આ સદાચાર હતો**

આ સદાચાર એવો છે કે–જો આ બરાબર આવી જાય, તો તો ગમે તેવા દુઃખમાં પણ સારી રીતિએ સુખમાં એટલે સમાધિમાં દુઃખના સમયને પસાર કરી શકાય અને એથી ભવિષ્યને પણ સુધારી શકાય આપત્તિમાં અતિશય અદીનતા, તે સાતમો સદાચાર છે આ જેનામાં આવે, તેને માટે સૌ કહે કે–' જબરો માણસ છે ! ' આર્ય દેશમાં એક કાળમાં આ સદાચાર પણ સારી રીતિએ જીવંત હતો રામાયણમાં પ્રસંગ આવશે, ત્યારે જોઈ શકશો કે–આ સદાચાર કેવો જીવંત હતો ! જે સમયે રાજ્યગાદી ઉપર બેસવાનું હોય, તે જ સમયે વનવાસે જવાને તૈયાર થવું, એ કોઈ સામાન્ય ચીજ છે ? રામ નીકળેલા તે રોતા નીકળેલા કે હસતા ? પાટવી કુમાર છે, સમર્થ છે, પ્રજાપ્રિય છે, ધારે તો પોતે ગાદીએ બેસે ને કંઈકને વન-વાસે મોકલે એવા ય છે, છતાં કર્યું શું ?–એ વાતેય વિચારવી

પડશે ને ? તમારા હકની ચીજ બીજાને આપી દઈને તમે રખડવા નીકળી પડો, એ બને ? તમે આ ખાતર નીકળો કે બાપ ખાતર નીકળો ? અમારા ખાતર નીકળો કે ભગવાન ખાતર નીકળો ? એ નીકળ્યા તે કેમ નીકળ્યા, તે આપણે અવસરે જોઈશું ભાવના તો એવી છે કે–રામાયણના મુખ્ય મુખ્ય પાત્રોની વાત ઠીક ઠીક કરી લેવી જેમના હાથે નહિ કરવા જેવું કામ થઈ ગયુ, તે પાત્રો પણ સામાન્યપણે કેવા સદાચારી હતા, તે આપણે જોવું છે એ પાત્રોને અમે જે રીતિએ માન્યા છે, તે દૃષ્ટિએ એની ચર્ચા કરીને તે પાત્રોને તમારી સમક્ષ તે પ્રકારે રજૂ કરવાની ભાવના છે રામ, સીતા, લક્ષ્મણ, ભરત, એ વિગેરેને અમે કેવા માનીએ છીએ અને અમે એમને જેવા માનીએ છીએ તે દૃષ્ટિએ તેમનામા કેટલા ગુણો ઠાસી ઠાસીને ભરેલા હતા, એ વાતનો આછો પણ ખ્યાલ તમને આપવાની ઈચ્છા છે એમાના કોઈ યોગની આ પૂર્વ ભૂમિકામા હતા, તો કોઈ યોગની ત્રીજી કે બીજી ભૂમિકાએ હતા પાછળથી એમાના કેટલાક યોગની પહેલી ભૂમિકાને પામ્યા છે, યાવત્ પરમ પદે પહોચ્યા છે કે પહોચશે એવા મહાપુરૂષોની વાત રામાયણમા છે એમનામા આ સદાચાર હતો, તો એમને જે દુ ખો આવી પડ્યા, તે દુ ખોને પણ તેઓ પ્રસન્નતાથી ભોગવી શક્યા

તો દુશ્મનનો મનોરથ ફળે નહિ

તમારૂં સુખ કોણે ભોગવવાનું ? તમારે જ ને ? બોલતા નથી તમારૂં સુખ જેમ તમારે ભોગવવાનું, તેમ તમારે તમારૂ દુ:ખ પણ કોણે ભોગવવાનુ ? તમારે કે બીજાએ ? સુખ વખતે

તમારામા શુ હોય તો તે સદાચાર કહેવાય, એ વાત પણ આની પછીથી આવે જ છે, પણ દુ ખ વખતે કેમ જીવવું, એ આ વાત છે આપણે દુ ખને એવી રીતિએ વેઠી લેવાની શક્તિ કેળવવી જોઇએ કે–દુશ્મનની ભાવના ધૂળમા મળી જાય. પહેલા એ માને છે–' આને દુ ખમા નાખ્યો ' પણ પછી એ સમજે કે–' મારી ધારણા ફળી નહિ, મે દુ ખ દીધુ ખરૂ, પણ હુ આને દુ ખી કરી શકયો નહિ ' ધારો કે–દુશ્મન બે લાકડી મારે, છાતી ઉપર ચઢી બેસે, પણ તમે જો સમજુ, ધીર અને સહનશીલ હો તો ? તો તમે કહી શકો કે–' તું ગમે તેમ કર, પણ હુ દુ ખી નહિ થાઉં, તું મને છોડી દે, એવી આજીજી નહિ કરૂ, તારે મારી પાસે પ્રાર્થના કરાવવી હોય કે–મને છોડી દે, તો તે હું નહિ કરૂ ! કારણ કે–

સ૦ મરી જવાની તૈયારી છે !'

વાહ ! જો તમે આવા બની જાવ, તો ગમે તેવા તમારા દુશ્મનને પણ થાય કે–' મારો મનોરથ ન ફળ્યો ! મારી ઈચ્છા હતી કે–આને મારી પાસે રોતો ને પ્રાર્થના કરતો બનાવી દઉં, પણ તેવું કરે તે આ નહિ, બીજા !' આપણું લક્ષ્ય આ ખરૂ ? અત્યાર સુધી તો નથી, પણ હવે તો રહેશે ને ? તમારી ભાવના તો આવી જ ને ? કોઈ તમને પૂછે કે–'તમારે કેવા બનવું છે ?' તો એના જવાબમા, આ પણ કહેવું કે–આફતમા અતિશય અદીન બનવું છે આ સાતમો સદાચાર

## આઠમો સદાચાર સપત્તિમા નમ્રતા

હવે આઠમો સદાચાર–' तद्वत् सपदि नम्रता । ' સાત આનો વાધો છે, એટલે આ આઠમો સદાચાર આવવો જો

મુશ્કેલ છે આપત્તિમા જેમ અતિશય અદીનતા જોઇએ, તેમ સપત્તિમા ખૂબ ખૂબ નમ્રતા જોઇએ જેમ જેમ સપત્તિ આવતી જાય, તેમ તેમ ઔચિત્યપૂર્વકની નમનશીલતા વધતી જાય, એ પણ એક સદાચાર છે અદીનતા એ આપત્તિના સમયનો સદાચાર છે અને નમ્રતા એ સપત્તિના સમયનો સદાચાર છે આપત્તિ વેળા નમ્ર અને સપત્તિ વેળા ઉદ્ધત બનનારાઓ કેટલા અને આ પત્તિ વેળા અદીન અને સપત્તિ વેળા નમ્ર બનનારાઓ કેટલા ?

તમારે બેય સદાચારો સાધે જોઇએ

તમે બધા હમણા માત્ર આપત્તિમા જ છો કે સપત્તિમા પણ છો ? તમે સૌ સૌના પ્રમાણમા પણ સપત્તિમા છો, એમ મારૂ માનવુ છે કારણ કે-તમે જો આપત્તિમા જ હોત અને સપ ત્તિમા ન જ હોત, તો પ્રાય અહીં આવત જ નહિ સપત્તિરહિત ને આપત્તિમા પડેલાને આવવુ મુશ્કેલ તો ખરૂ ને ? તમે થોડી પણ સપત્તિવાળા હો, તો જ તમારી પાસે આ આઠમા સદાચારની વાત કરવી ઠીક પડે ને ? એટલે જ આ વિચાર ઉપસ્થિત કર્યો કે-તમે તમને આપત્તિમા જ માનો છો કે સપત્તિમા પણ માનો છો ? તમે આપત્તિમા જેમ અમુક અશે છો, તેમ તમે સપત્તિમા પણ અમુક અશેય છો-એમ તમને લાગે છે ને ? જેઓ પોતાને માત્ર સપત્તિમા જ માને છે, તેમના તો આવા સ્થાને આવા વખતે દર્શન થવા ય દુર્લભ છે, પણ આપણે આપણી વાત કરો તમે બધા આપત્તિમા છો કે સપત્તિમા પણ છો ?

સ૦ શું બોલવુ તે સમજાતું નથી.

ન જ સમજાય ને ?

ન લાગે કે–' આને આની સંપત્તિએ ઘમંડી બનાવ્યો છે '
ગમે તેને, એની પાસે પોતાની વાત કહેવાને જવું હોય,
તો ' એ અપમાન કરશે '–એવો ડર ન લાગે

સ૦ આજે તો ભયા રાખ્યા છે

આ જેમ ભૈયા રાખ્યા છે–એવી એક ફરીયાદ છે, તેમ એ લોકોની પણ એક ફરીયાદ છે કેટલાક સારા માણસોને કહેવું પડે છે કે–' આજે પ્રજા એવી ગાડી થઈ ગઈ છે કે–ભૈયા રાખ્યા વિના છૂટકો નથી ' બે ય બાજુ આમ ઘોલાટ શરૂ થઈ ગયો છે સાથે બેસનારને પણ સાથે બેસનારથી ભય પેદા થાય, એવો યુગ જોવાનુ નસીબ લઈને આવ્યા હો, એમ લાગે છે એવો ખરાબ યુગ આવ્યો છે કે–કોણ ઠપકાને પાત્ર બનવા જેવું કરતું નથી, તે કહી શકાય નહિ તમે એમ માનો છો કે–તમે સંપત્તિમા વધી જાઓ, તો જેમ જેમ સંપત્તિમા વધો, તેમ તેમ તમે નમ્રતામા પણ વધો ? આજે જેની તમે ટીકા અગર નિન્દા કરો છો, તેની જગ્યાએ તમે આવી જાઓ, તો કદાચ તમે પણ એવા બની જાઓ, એમ નથી લાગતું ? આજે તમે એટલા બધા સંપત્તિવાન નથી, તો ય તમે તમારા પ્રમાણમા નમ્ર ક્યા છો ? જે માણસ જરાક પણ સુખી છે, તે માણસ તેનો પાડોશી જો દુ ખી હોય, તો તેની ખબર લે છે ખરો ? તમારો તમારા દુ ખી પાડોશી પ્રત્યેનો વર્તાવ કેવો છે ? ખુરશી ઉપર બેઠેલાઓ તમારા પ્રત્યે જેવો વર્તાવ રાખે છે, તેના કરતા ય હલકો ને ? તમે ભલે બહુ ધનવાન નહિ હો, પણ અશેય સુખી તો છો ને ? સુખે ખાતા–પીતા તો છો ને ? તો તમે જે શેરીમા–પોળમા વસો છો, તે શેરીમા કોઇ ને કોઈ ખાધે–પીધે પણ દુ ખી હશે ખરા ને ?

સ૦ ખરા જ

તો એ બધાના પ્રત્યે તમારો વર્તાવ કેવોક રહે છે ?

સ૦ સામે ન જુએ

હુ બી પાડોશીની સામેય ન જુઓ, એવો તમારો વર્તાવ છે ? ત્યારે આ જ સમાજમાથી પાકેલાઓ ખુરશી ઉપર આવ્યે તમારી સામે ન જુએ, તો તેમા તમારે નવાઈ પામવા જેવું શુ છે ? એટલે કાલે કદાચ તમે ખુરશી ઉપર આવી ગયા, તો તમે પણ ખુરશી ઉપર આવીને ગરીબો-દુખિઓનું શું જોશો ?

રામરાજ્ય

આજે રામરાજ્યની વાત ચાલે છે ને ? રામ કેવા રાજા હતા, તે વાત પણ અવસર આવ્યે કહેવાની ભાવના છે કોઈ દિ' રાજગાદી ઉપર આવવાનો એમણે પ્રયત્ન કર્યો નથી અને વનવાસેથી પાછા ફર્યા બાદ રાજાના રાજા જેવા બનવા છતા પણ, રામ પ્રજાથી કદી પણ અતડા બન્યા નથી એટલા સમર્થ અને એટલા પ્રભાવશાલી હોવા છતા પણ, એ કેવા હતા ? આપત્તિમા અદીન બન્યા રહ્યા હતા અને સપત્તિમા નમ્રતાની ખામી નહોતી આપત્તિમા અદીનતા અને સપત્તિમા નમ્રતા —એ બે ય ગુણો એમનામા સ્વભાવથી જ હતા એમની પૂર્વની આરાધના એવી કે-જન્મથી જ એમનામા અમુક અમુક ગુણો હતા મોટા સ્થાને બેસવું ને વાત વાતમા છેડાવું, તેનામા કોઈ ગુણ આવે ?

કોઈ અડફેટ ન આવે-તેની કાળજી છે ?

તમે ય શું કરો છો ? બીજાની ટીકા આવે તો ઝટ ગમી જાય, પણ અહીં તો તમારે તમારી જાત સામે જ પ્રધાન-

પણ જોવાનું છે મારે તમારી વાત કરીને, તમને વિચાર કરતા બનાવવા છે જે કોઈ તમારાથી વધુ દુખી હોય, તેમના પ્રત્યે તમારી માનસિક, વાચિક અને કાયિક વિચારણા અને વર્તણુક કેવી છે? રસ્તે ચાલતા નબળા મળે, તો તમે તેને ઠોકરે મારીને પણ આગળ ચાલો ખરા કે નહિ? નબળાને રસ્તો કરી આપો કે નબળાને ધક્કો મારીને તમારો રસ્તો કરી લો? તમે મોટરમા બેસીને ચાલ્યા જતા હો, તે વખતે તમને પગે ચાલનારનો વિચાર આવે ખરો? પગે ચાલનારને તમારા યોગે તકલીફ ન થાય, તેની ચિન્તા તમે કરો ખરા? ભૂલે ચૂકે પણ કોઈ તમારી અડફેટે આવી ન જાય, તેની કાળજી ખરી?

સ૦ વણીનતી અફેટે આવ્યો તો ય ખલાસ

એમ ન બોલાય અહીં વાત એ છે કે–મોટરમા બેસીને જે જતા હોય, તેમણે ડ્રાઈવરોને કહી દીધુ છે ખરૂ કે–' જો, બજારમા થઈને ચાલીએ છીએ અનેક માણસોની અવર જવર હોય રસ્તે ચાલનાર કોઈને ય આપણાથી તકલીફ થાય નહિ, તે બરાબર જોજે!'? ના મૂર્ખાઓ તો ટાઈમ જોઈને નીકળે. મોટરમા જતા ત્રણ મીનીટમા ત્રણ માઈલ જવાય–એમ હોય, તો બરાબર ઘડીયાળ જોઈને ત્રણ મીનીટ પહેલા નીકળે એ જેવા મોટરમા ઘલાય કે તરત ડ્રાઈવર મોટરને ઉપાડે ને શેઠને ટાઈમસર પહોચાડવાને માટે મોટર દોડાવ્યે રાખે પછી વચ્ચે કોઈ આવી જાય તો?

સ૦ કહે છે કે–' લોકોને ચાલતાં નથી આવડતું '

મોટરમા જનારાઓ ' બીજાઓને ચાલતા આવડતું નથી' એમ કહે અને પેલાઓ કહે કે–' મોટરમા બેસનારાઓને હૈયે

દયા નથી.' આમ પરસ્પર ટીકા કર્યા કરો, એટલે કામ થઈ જાય?

કાંઈકેય ફાયદો થશે જ

આપત્તિમા અતિશય અદીન રહેવુ અને સંપત્તિમા નમ્ર રહેવું, એ મહા સદાચાર છે ને ?

સ૦ આ યુગમા આવુ તો નહિ બને।

આવું માની લેવાની કાંઈ જરૂર નથી આવા યુગમા પણ વર્ષે દહાડે ૫-૫૦ સાધુ બનનારાઓ નીકળી આવે છે ને ? તેમ, આપણે આ વાતો કરીશું, તો આ સદાચારોને જીવનમા ઉતારનારા પચાસ સો ય નીકળી આવશે ને ? આ સદાચારો સેવવા જેવાં છે-એમ માનનારા અને એથી થોડે-ઘણે અંશે પણ આ સદાચારોને જીવનમા જીવવાનો પ્રયત્ન કરનારા તો, આમાના ઘણા મળી આવશે બાકી, અહીં જે સાભળવા આવે છે, તે બધા જ આવા બની જશે, એવું માનીને તો હુ પણ નથી આવ્યો

આજની મુશ્કેલીઓનો નિકાલ આમ નહિ આવે

સ૦ મધ્યમ વર્ગને ચુસનારાઓને આની શી અસર થવાની છે ? એ લોકોને તો પોતાની જ પડી છે

આમ મધ્યમ વર્ગના માણસો અકળાઈ જાય અને સંપત્તિ-વાળાઓને ગાળો દે, તેથી કાંઈ આજની મુશ્કેલીઓનો નિકાલ આવી શકે નહિ આજે છાપાઓનો યુગ છે ને ? છાપાઓમા કેટલુ લખાયું ? છાપાઓમા ગમે તે માણસને માટે, ગમે ત્યારે અને ગમે તેવું, દેશના હિત આદિને અંગે બેધડક લખી શકે, તેવું છાપાઓને સ્વાતત્ર્ય મળ્યું છે છાપાઓમા સંપત્તિ-વાળા, મુડીવાદિઓ વિગેરેને માટે કેટલુ લખાયું ? આટલુ

લખ્યું તો ય તેની એ લોકો ઉપર અસર થઈ નહિ ને ? આજે કદાચ હુ ય બોલી નાખુ કે–એ લોકો લુચ્ચા છે, નિર્દય છે, સ્વાર્થી છે, તો તેથી ફાયદો શો થવાનો હતો ? પેલા લોકો વાતને જાણીને કહેશે કે–' આટલા બધા ગાળો દેનારા તો હતા જ, એમા એકનો વધારો થયો, ભલે એ પણ બોલી લે ' આવું જ કહે ને ? એમા જે પાવરધા હોય, તે તો કદાચ એમેય કહે કે–' હાથીની મુસાફરી ચાલુ રહેશે પાછળ કુતરા ભલે ને ગમે તેમ ભસ્યા કરે ! ' હું કાઈ અહીં સપત્તિવાળાઓને પાપી કહીને વગોવવાને માટે નથી આવ્યો ને આપત્તિવાળાઓની આપત્તિ વધે–એવું કહેવાને માટે પણ નથી આવ્યો હું તો બેયમા કેવો સદાચાર જોઇએ, એ કહેવાને માટે આવ્યો છુ જ્ઞાનિઓએ, બેયને કેવો કેવો ઉપદેશ આપ્યો છે, તે જણાવવાને માટે આવ્યો છુ

<u>પૂર્વકાળનુ શિક્ષણ</u>

જેમ પહેલા ઘરે અને નિશાળોમા સદ્ગુણોનુ પોષક શિક્ષણ અપાતું અને તે પછી મોટા થઇને ધર્મગુરૂ પાસે વિનયપૂર્વક જતા તો ત્યા સદાચારી બનવાનો ઉપદેશ અપાતો, એ પ્રથા જો આજે ફરીથી શરૂ થઈ જાય, તો ઘણું કામ થાય આજના બધા રોગોનુ પણ ખરેખરૂ ઔષધ એ જ છે પૂર્વકાળમા, આ દેશના રાજાઓ પણ, અવસ્થાએ પહોચતા અને દીકરો રાજ્યસંચાલનને માટે તૈયાર થતાં, દીકરાનો રાજ્યાભિષેક કરીને, પોતે જે સુજબ માનતા તે સુજબની પણ નિવૃત્તિ લઈ લેતા પોતે નિવૃત્તિ લેતા અને દીકરાને રાજગાદી સોપતા, પણ એ વખતે એ કહેતા કે–' આ ગાદી ઉપર

આજ સુધીમા અનેકો આવ્યા અને અનેકો ગયા અનેકો ગયા તેમ હું બી જાઉં છુ અને તારે પણ આ ગાદી છોડવી પડશે ગાદી એની એ રહે ને ગાદીએ બેસનારા ચાલતા થાય તને આ ગાદી તો હું સોંપુ છુ, પણ તું જો રાજ્યને સારી રીતિએ ચલાવશે તો પૂજાશે અને ખરાબ રીતિએ વર્તીશ તો તું નિન્દાશે રાજ્યને ખરાબ રીતિએ ચલાવનારો કદાચ એક વાર ધાર્યું ય કરી જશે, પણ એના ખરાબ પરિણામો પાછળ ગાદી ઉપર બેસનારને પણ ભોગવવા પડશે માટે ધ્યાન રાખજે આ ગાદીને એક દહાડો છોડવાની છે–એ ભૂલીશ નહિ હું જેમ આને આજે છોડું છુ, તેમ તું પણ આને છોડજે આમા તું ભૂલે ચૂકેય શ્લેષ્મની માખીની જેમ ફસાઈશ નહિ સાકરની માખીની જેમ રહેજે' પૂર્વકાળમા આ રીતિએ કુળોમા માતા-પિતાદિ વડિલો તરફથી શિક્ષણ અપાતું, નિશાળમા પણ શિક્ષકો પાસેથી આવું શિક્ષણ મળતું અને ધર્મગુરૂઓ પાસેથી તો આથી ય ઉચ્ચ પ્રકારનું શિક્ષણ મળતું બધેથી એક વાત તો જરૂર કહેવાતી કે–' દુ ખમા શાન્તિથી જીવવું અને સુખમા નમ્ર થઇને જીવવું '

<u>માતા અને પત્ની શુ કહે?</u>

આજે આવું શિક્ષણ આપનાર ઘરમા કે નિશાળમા પ્રાય કોઇ નથી ઘરે જમવા બેસો, ત્યારે મા કે પત્ની, જે જમાડવા બેસે, તે આવી કોઈ વાત કરે ખરી? મા હોય તો દીકરા કહીને અને પત્ની હોય તો સ્વામીનાથ કહીને પંખો નાખતી જાય અને આવી વાત કરતી જાય, એવી કોઇ તમારા ઘરમા મા કે પત્ની છે? પ્રગતિના ધોધમા હાલ્યા

છો ને ? તમે પ્રગતિ કરી રહ્યા છો, એમ માનો છો ને ? તો જરા શોચો તો ખરા કે-શું થઈ ગયું છે ? કેવુ પરિવર્તન આવી ગયુ છે ? પહેલા મા દીકરાને પ્રેમથી જમાડવાને બેસતી અને જમાડતા જમાડતા મીઠાશથી કહેતી કે-'દીકરા ! જમીને બજારમા જાવ છો, તો ત્યા કશા લોભમા આવી જઈ ને અનીતિ કરશો નહિ આપણે જો ઘી-દૂધ વગર ચલાવવું પડશે, તો ઘી-દૂધ વગર ચલાવીશું, પરન્તુ આપણાથી અનીતિ ન થાય અનીતિ કરવાથી આપણી આબરૂ જાય અને તારો પરલોક બગડે તારો પરલોક બગડે, એમા તો અમે કોઈ રાજી હોઈએ નહિ.' ધણીયાણી જમાડવાને બેઠી હોય, તો ધણીયાણી પણ પતિને એમ જ કહેતી કે-'સ્વામીનાથ ! તમે જેટલું નીતિથી રળીને લાવશો, તેમા ચાલશે બધુ મને સારા વસ્ત્રો ને કિંમતી આભૂષણો નહિ મળે તો તેથી મને દુ ખ નહિ થાય, પણ તમે જો બજારમા પાપ કરીને આવો અને એમાથી મારે માટે મનગમતી ચીજો લાવો, તો પણ તે મને પસન્દ નહિ પડે પાપ નહિ કરવાનો આગ્રહ રાખવાથી ઓછુ રળાય, તો તેની ચિન્તા કરશો નહિ. જે હશે તેનાથી ચલાવીશું દુ ખમા ને સુખમા સુખે જીવતા આવડે છે' આવી ધણીયાણી જો ધણી સુખી હોય, તો એ જ્યારે બહારથી આવે ત્યારે પૂછે કે-'પાડોશીની ખબર લઈને આવ્યા ?' અને ધણી પ બહાર જતી વેળાએ કહેતો જાય કે-'આજુબાજુના ગરીબોની ખબર રાખજે'

ગૃહસ્થ જેવુ છે-એમ લાગવુ પણ મુશ્કેલ છે.

આને બદલે, આજે, લગભગ ઊલટી જ કથા છે ને !

તે ય જડ ઘાલી ગઇ હોય, તેવી થઈ ગઇ છે ને ? આમા, આટલા ઉપદેશથી એકદમ બધા સુધરી જાય ? ત્યારે કોઈને કાંઇ અસર જ ન થાય, એમ પણ બને ? બગલે કે ઘરે આટલી ગરમી વેઠવી પડે ? આવતા ય તકલીફ ના પડે ? છતા પણ, તકલીફ વેઠવી પડે તો તકલીફને વેઠીને ય આવે અને અહીં છતે પખે પણ તેને ચલાવ્યા વિના ગરમીને સહન કરે, પસીનો લૂછ્યા કરે પણ પખો હલાવે નહિ, ખૂબ ભીડ થાય છે તો ય સકડાઈને બેસે છે, તે બધુ શું નકામુ જાય ? મનમા કાઇ નહિ ને આવતા હશે ? અહીં કાઈ કોઈના વખાણ ચાલે છે, તે જેના વખાણ થતા હોય તે સાભળવાને આવે ? અહીં તો દોષને દેખાડીને દોષને કાઢવાનો ઉપાય કહેવાય છે અને એ ઉપાયને સેવવાની પ્રેરણા કરાય છે, છતા આ બધા આવે છે, એટલે એમના હૈયામા કાંઈક તો સારૂં હશે ને ? આમ છતા ય, બધા ય એકદમ સુધરી જ જશે–એવું મે માન્યુ ય નથી ને એવું હુ માનતો ય નથી થોડા પણ સુધરશે–એવી મારી ખાત્રી છે બાકી તો, આપણે સુધરવા જેવુ છે–એમ પણ જો તમે માનતા થઈ જાવ, તો પણ તેથી ઘણો લાભ છે–એમ મને લાગે છે ઉપકારિઓ ફરમાવે છે કે–જીવનમા એટલી વૃત્તિ પેદા થવી, એ ય એક દુર્લભ વસ્તુ છે

## તમારી હવા શ્રીમતોને ન લાગે ?

એટલે, અહીં તમે બીજાઓની વાત કરવાને બદલે પોતાની વાત કરનારા બનો બહુ સપત્તિવાળાઓ તો ગમે તેવા છે, પણ તમારે તમારામા સુધારવા જેવું કાંઈ છે ખરૂ કે નહિ ? તમે

છો ને? તમે પ્રગતિ કરી રહ્યા છો, એમ માનો છો ને? તો જરા શોચો તો ખરા કે–શું થઈ ગયું છે? કેવું પરિવર્તન આવી ગયું છે? પહેલા મા દીકરાને પ્રેમથી જમાડવાને બેસતી અને જમાડતા જમાડતા મીઠાશથી કહેતી કે–'દીકરા! જમીને બજારમા જાવ છો, તો ત્યા કશા લોભમા આવી જઈને અનીતિ કરશો નહિ આપણે જો ઘી–દૂધ વગર ચલાવવું પડશે, તો ઘી–દૂધ વગર ચલાવીશું, પરન્તુ આપણાથી અનીતિ ન થાય અનીતિ કરવાથી આપણી આબરૂ જાય અને તારો પરલોક બગડે તારો પરલોક બગડે, એમા તો અમે કોઈ રાજી હોઈએ નહિ' ધણીયાણી જમાડવાને બેઠી હોય, તો ધણીયાણી પણ પતિને એમ જ કહેતી કે–'સ્વામીનાથ! તમે જેટલું નીતિથી રળીને લાવશો, તેમા ચાલશે બધું મને સારા વસ્ત્રો ને કિંમતી આભૂષણો નહિ મળે તો તેથી મને દુ:ખ નહિ થાય, પણ તમે જો બજારમા પાપ કરીને આવો અને એમાથી મારે માટે મનગમતી ચીજો લાવો, તો પણ તે મને પસંદ નહિ પડે પાપ નહિ કરવાનો આગ્રહ રાખવાથી ઓછું રળાય, તો તેની ચિન્તા કરશો નહિ. જે હશે તેનાથી ચલાવીશુ દુ:ખમા ને સુખમા સુખે જીવતા આવડે છે' આવી ધણીયાણી જો ધણી સુખી હોય, તો એ જ્યારે બહારથી આવે ત્યારે પૂછે કે–'પાડોશીની ખબર લઈને આવ્યા?' અને ધણી ય બહાર જતી વેળાએ કહેતો જાય કે–'આજુબાજુના ગરીબોની ખબર રાખજો'

સુધારવા જેવું છે–એમ લાગવું પણ મુશ્કેલ છે.

આને બદલે, આજે, લગભગ ઊલટી જ દશા છે ને?

તે ય જડ ઘાલી ગઈ હોય, તેવી થઈ ગઈ છે ને ? આમા, આટલા ઉપદેશથી એકદમ બધા સુધરી જાય ? ત્યારે કોઈને કાંઇ અસર જ ન થાય, એમ પણ બને ? બગલે કે ઘરે આટલી ગરમી વેઠવી પડે ? આવવા ય તકલીફ ના પડે ? છતા પણ, તકલીફ વેઠવી પડે તો તકલીફને વેઠીને ય આવે અને અહીં છતે પખે પણ તેને ચલાવ્યા વિના ગરમીને સહન કરે, પસીનો લૂછ્યા કરે પણ પખો હલાવે નહિ, ખૂબ ભીડ થાય છે તો ય સંકડાઈને બેસે છે, તે બધુ શું નકામું જાય ? મનમા કાંઇ નહિ ને આવતા હશે ? અહીં કાંઈ કોઈના વખાણ ચાલે છે, તે જેના વખાણ થતા હોય તે સાભળવાને આવે ? અહીં તો દોષને દેખાડીને દોષને કાઢવાનો ઉપાય કહેવાય છે અને એ ઉપાયને સેવવાની પ્રેરણા કરાય છે; છતા આ બધા આવે છે, એટલે એમના હૈયામા કાંઈક તો સારૂં હશે ને ? આમ છતા ય, બધા ય એકદમ સુધરી જ જશે–એવું મે માન્યું ય નથી ને એવુ હુ માનતો ય નથી થોડા પણ સુધરશે–એવી મારી ખાત્રી છે બાકી તો, આપણે સુધરવા જેવું છે–એમ પણ જો તમે માનતા થઈ જાવ, તો પણ તેથી ઘણો લાભ છે–એમ મને લાગે છે ઉપકારિઓ ફરમાવે છે કે–જીવનમા એટલી વૃત્તિ પેદા થવી, એ ય એક દુર્લભ વસ્તુ છે

<u>તમારી હવા શ્રીમતોને ન લાગે ?</u>

એટલે, અહીં તમે બીજાઓની વાત કરવાને બદલે પોતાની વાત કરનારા બનો બહુ સપત્તિવાળાઓ તો ગમે તેવા છે, પણ તમારે તમારામા સુધારવા જેવું કાંઈ છે ખરૂં કે નહિ ? તમે

તમારી સપત્તિના પ્રમાણમા નમ્ર છો ખરા ? તમે તમારી સપત્તિના પ્રમાણમા બીજાની ખબર લો છો કે બીજાની ખબર લીધા વિના જ તમે ભાણે બેસી જાઓ છો ? તમારી સખ્યા મોટી અને તમે બધા જો મોટે ભાગે આવા બની ગયા હો, તો તમારી એ હવા પચીસ–પચાસ શ્રીમતોને લાગે અને એથી એ એવા થયા હોય, તો તેમા તમારૂ પણ પાપ ખરૂ ને ? આવી હવા લાગી હોય, કોઈ સારૂ કહેનાર ન મળ્યુ હોય, વખાણનારા ઘણા મળ્યા હોય અને સદ્ગુરૂનો યોગ થયો ન હોય, એમા પુણ્ય યોગે સપત્તિ મળી હોય ને પુણ્ય યોગે સપત્તિ કદાચ વધતી જતી પણ હોય, તો એ એવી રીતિએ વર્તે, તેમા બહુ નવાઇ પામી જવા જેવું છે ? તમે જાણો છો કે–અહીં બેયને કહેવાય છે આટલુ તમે પણ સાભળો છો, તેમ છતા પણ તમે ગમે તેમ બોલો ને એ સાભળી લે, તો તમે ડાહ્યા કહેવાઓ કે એ ડાહ્યા કહેવાય ? આપણે તો શું રાખ્યુ છે ? ગોઠવીને, જે કાઈ સારૂ છે તે ચોગાનમા મૂકેલુ જેને જેટલુ ઠીક લાગે તે લઈ જાય કોઈ બગડે એવો તો સભવ નથી, કારણ કે–કોઇ બગડે એવું કાઇ મૂકાતુ જ નથી, એટલે તમે તમારો વિચાર કરો

<u>ગરીબોની સલામ ઝીલવામા ય નાનમ લાગે છે</u>

તમે તમારા જીવનને અને તમારા હૈયાને તપાસો કે–તમારી પાસે જેટલી સપત્તિ છે, તે મુજબની પણ તમારામા નમ્રતા છે ખરી ? નથી ને ? આજથી આવશે ? કહો કે–લાવવા પ્રયત્ન કરીશું કોઈ પણ આપત્તિને શાન્તિથી વેઠવી અને સપત્તિમા ઉદ્ધત થવુ નહિ–આ બે બહુ અગત્યના

સદાચારો છે, એ વાત હૈયે બેસે છે? આપત્તિમા અતિશય અદીનતા, એ સાતમો સદાચાર છે અને સપત્તિમા ઔચિત્ય પૂર્વકની નમનશીલતા, એ આઠમો સદાચાર છે તમે ભલે સામાન્ય સ્થિતિના હો, પણ તમે જો તમારાથી દુખિને મીઠાશથી તેની ખબર પૂછો ને, તો ય એને શેર લોહી ચઢી જાય તમારાથી ઉતરતી સ્થિતિના પાડોશીને તમે જરા એમ પૂછો કે–' કેમ છો? મારા લાયક કાઈ કામકાજ હોય તો ખૂશીથી કહેજો મુઝાતા નહિ ' તો પણ એને આનદ થાય. એનામા ધીરજ આવે કે–' અવસરે જઇને વાત કરવાનુ ઠેકાણુ તો છે ' પણ આજે તો ગરીબોની સલામ ઝીલવામા ય મૂર્ખાઓને નાનમ લાગે છે ને પછી મોટાઓની વાત કરવી છે!

## મધ્યમ વર્ગના માણસો સારા બને તો સપત્તિમાનો ઉપર તેમની છાયા પડે

તમે સામાન્ય સ્થિતિના હોવા છતા પણ જો આવા હો, તો તમારી એ હવા મોટાઓને નહિ લાગે? માટે, બીજા ઓના તરફ જોયા વિના, તમે નિર્ણય કરી લો કે–' મારી પાસે જેટલા પ્રમાણમા સપત્તિ છે, તેટલા પ્રમાણમા મારે નમ્ર બનીને ચાલવુ છે!' કર્યો આવો નિર્ણય? હવે તમે તમારી શક્તિ–સામગ્રી મુજબ પણ, તમારાથી જે કોઈ દુખી, તેની ખબર લેવાના? મધ્યમ વર્ગના માણસો પણ જો ગરીબોની ખબર લઇને ચાલે અને પોતાથી જે કોઈ હીન–તે સર્વની સાથે પ્રેમથી વર્તે, તો એ શું સદાચાર નથી? તમે તો હવે આવા સદાચારી બનવાનો પ્રયત્ન કરવાના ને? તમારા મનને શું એમ હતું કે–જે લોકો અહીં નથી, તે લોકોની વાત

સાંભળી, સમજીને તેનો અભ્યાસ કરવો જોઈએ અભ્યાસ કરીને પણ જે જ્ઞાની હોય, તે શું કહે? જેનો આપત્તિકાળ, તેને 'અદીન બનો'–એમ કહે અને જેનો સંપત્તિકાળ, તેને 'નમ્ર બનો'–એમ કહે, અહીં આપણે જ્ઞાનિઓએ કહ્યા મુજબ બેયને કહેવાનેજ઼ કહીએ છીએ ને? છતાં પણ તમે સંપત્તિમાનો ઉપર કેમ ઉકળી ગયા? તમે એમ માનો છો કે–તમે બહુ ગુસ્સે થઈ જશો, એટલે સંપત્તિમાનો ગભરાઈ જશે? ગભરાઈ જઈને તમારે ઘરે પૂછવા આવશે કે–તમને શી જરૂર છે? તમે બહુ બોલશો, એટલે એ લોકો તમારે માટે પોતાના દરવાજાઓ ખોલી નાખશે? સંપત્તિમાનો જો તેમના દરવાજાઓને ખોલી નાખશે, તો તેમને દરવાજે જેને બહુ ખપ હશે, પેટમાં ખાડો હશે, તે જ જશે કે જેમની પાસે પેટમાં નાખવાને માટે હશે, તેય જશે? ધારો કે–કોઈ સંપત્તિમાન એમ કહી દે કે–'જેને પેટમાં નાખવાને માટે પાસે કાંઈ ન હોય, તે ખુશીથી મારે દરવાજે આવજો, કોઈની અવગણના થશે નહિ અને જ્યાં સુધી અમારી શક્તિ પહોંચશે, ત્યાં સુધી પેટમાં નાખવાનું આપ્યા વિના રહીશું નહિ!' આમ જો કોઈ સંપત્તિમાન પોતાના દરવાજાને ઉઘાડા કરી દે, તો એને દરવાજે જેની પાસે પેટમાં નાખવાને માટે નહિ હોય અને પેટમાં નાખવાનું મેળવવાની શક્તિ પણ નહિ હોય, તે જ જશે કે બાકીના લૂટારૂ પણ જશે? આજે બેયની બેય જાતિની ફરીયાદ છે અને તેમાંની એક પણ ફરીયાદ કાઢી નાખવા જેવી નથી

<u>ગામના શ્રીમંતોને કાગળ લખીને જન્મેલા?</u>

આ ભાઈએ વાત કાઢી છે, એટલે કહેવું તો પડશે.

સંપત્તિવાળાઓએ એવા નમ્ર બની જવું જોઈએ કે-જે કોઈ આપત્તિવાળા હોય, તેઓને તેમના વગર કહેવા આવ્યે પણ, એમને ઘરે આપવા જવાનું મન થાય સંપત્તિમાનોને માટે આ ઉપદેશ છે, પણ સંપત્તિમાનો તરફ નજર રાખીને બેઠેલાઓને ય કાઈક કહેવું પડશે ને? વાત નીકળે તો વાત બેયની કરવી પડે ને? સંપત્તિહીનોને તો એ જ કહેવાય કે-ધીરજ ધરો અને આવેલા દુ ખને અદીનતાથી સહવાનો પ્રયત્ન કરો મનને એ વાત સમજાવી દો કે-માગવું ને મરવું, એ બેય બરાબર છે! આપણે જન્મ્યા તે કાઈ કોઈના ઉપર જન્મ્યા નથી ગામના શ્રીમતોને કાગળ લખીને જન્મ્યા નથી આપણે શું ગામના શ્રીમતોને એવો કાગળ લખીને જન્મ્યા હોઇશુ કે-અમે જન્મીએ છીએ, તે તમારા ઉપર જન્મીએ છીએ!? 'મારૂં તમે પૂરૂં કરો, તો હુ જન્મુ'-આવું કાઈ જન્મતા પહેલા પૂછાવેલુ ખરૂ? નહિ, ત્યારે કર્મના યોગે જન્મ્યા અને કર્મના યોગે જ કર્માનુસાર સામગ્રી મળવાની! કર્મને માન્યા વિના ચાલે એવુ નથી આપણા કર્મનો દોષ કોઇને દઇએ, એમા મઝા પણ નથી કેટલાક તો એવા કર્મવાળા હોય છે કે-કોઈનુ આપ્યુ પણ એમના હાથમા ન રહે ઝુટવાઈ જાય ને ઉપરથી માર પડે માટે દુ ખી માણસોએ સમજી, ધીર ને સહનશીલ બની જવું યોગ્ય પ્રયત્ન કરવા છતા ય ન મળે, તો ય એ વાતને ભૂલવી નહિ કે-માગવું ને મરવું તે બરાબર છે

ભૂખે મરતા થોડા, પણ

આપત્તિવાળાઓએ જેમ આવા બનવું જોઈએ, તેમ

સપત્તિવાળાઓએ એમ સમજવું જોઈએ કે-'ગરીબો, માગવા આવનારાઓ, સહાયની અપેક્ષાવાળાઓ, એ બધા પણ અમારે માટે પુણ્યના દરવાજા સમાન છે' માગવા આવેલાને સપત્તિમાનથી એમ ન કહેવાય કે-'માગવા કેમ આવ્યો છે? માગવું ને મરવું તે બરાબર છે!' એણે તો સમજવુ જોઈએ કે-'મારી પાસે પુણ્યનુ સાધન આવ્યું હુ નશિબદાર કે-મારે આગણે માગનારો આવ્યો ખાય તો સૌ ખવડાવે તે ખરો પુણ્યવાન!' પણ સપત્તિમાનોની ફરીયાદ એ છે કે-જ્યા જરાક ખુલ્લો દરવાજો મૂકીએ છીએ, ત્યા મોટી પચાત ઉભી થઈ જાય છે! વાત પણ સાચી છે ભૂખે મરતા કહેવડાવ વાનો પણ ચૉખ ફાટી નીકળ્યો છે ઘણે ભાગે વૃત્તિ એવી થઈ ગઈ છે કે-જેમ તેમ કરીને પણ ભેગુ કરો એમા જે ખરા ભૂખે મરતા છે, તેમને બહુ જ સહન કરવું પડે છે એટલે બેય બાજુએ સુધારાની જરૂર છે ખરેખર, હું એમ પૂછુ છુ કે-આજે જેઓ ભૂખમરાની બૂમો પાડે છે, તેઓને માત્ર ખાવા જ જોઈએ છે? ના, સવારે ચહા ય જોઈએ છે કદાચ બપોરે અને રાતે પણ ચહા જોઈએ, એમેય કહે ને? પછી પૂછીએ કે-આગળેય કાઈ જોઈએ ખરૂ? તો ના ન કહે, હા કહે, જોઈએ છે કહે શું શું જોઈએ છે? ચહા ઉપર પાન જોઈએ અને પાન ઉપર સીગારેટ જોઈએ એ ઉપરાન્ત, અઠવાડીયે બે સીનેમા જોવાનુ પણ જોઈએ હવે આ બધુ એને કોણ પૂરૂં પાડે?

<u>ખાનાના ઠેકાણા વગર ધર્મ થાય શી રીતિએ?</u>

એક વાર ભરસભામા એવા પ્રકારની ફરીઆદ ઉઠી કે-

'ધર્મ તો ઘણો ય કરવો હોય, પણ જ્યા ખાવાનું જ ઠેકાણું ન હોય, ત્યા ધર્મ થાય શી રીતિએ?' મે જોયું કે-'ફરી યાદમા કાઈ વજુદ નથી' પણ એક પ્રાસગિક ફરીયાદ આવી, તો તેનો ખૂલાસો તો કરવો પડે ને? મે તે વખતે લગભગ એવો જ જવાબ દીધેલો કે-'ધર્મ કરવામા વાધો તો, માત્ર ખાવાનું નથી, એટલો જ છે ને? દીક્ષાની વાત પછી, પણ દીક્ષા લીધા વિના ય જો ખાવાની મુશ્કેલી ન હોય, તો તો તમારે ગૃહસ્થપણે રહીને પણ ધર્મ જ કર્યા કરવો છે ને? પેટપૂર ખાવાનુ મળે, રોટલી શાક સાથે મળે અને તે ય રોટલી ઘીથી ચોપડેલી મળે, પછી તો કાઈ નથી જોઈતું ને? પછી તો બાકીનો સમય ધર્મ જ કર્યા કરવાની તૈયારી છે ને? જેઓની આવી વૃત્તિ હોય, તેઓ ખૂશીથી મારી પાસે ચાલ્યા આવે એક-બે નહિ, પણ લાખ આવશે તો ય ભાગ્યશાલિઓ એમના ખાવાની વ્યવસ્થા કરી શકશે' આ વાત કહેવાઈ, પણ તે પછી એકેય એવી તૈયારીવાળો મારી પાસે આવ્યો નહિ કેમ? નામ ખાવાનુ હતું, પણ ઈચ્છા કાઇ-'માત્ર ખાવાનુ જોઇએ છે અને ખાવાનુ મળી જાય એટલે ધર્મ જ કરવો છે'-એવી હતી નહિ

<u>ગમે તેમ બોલી નાખવાથી તો સાચુ બોલવા છતાં પણ બોલનારને શરમાવુ પડે</u>

તમે એટલો તો વિચાર કરો કે-અત્યારે તમારા બધાની જે ઇચ્છાઓ છે, તે કોઇથી પણ પૂરી થાય એવી છે? દુ ખિએ દુ ખને વેઠવાની તૈયારી રાખવી જોઈ એ અને સુખિએ એવા નમ્ર બનવું જોઈ એ કે-કોણ દુઃખી છે તે તરફ જોવું અને

પોતાના ભલા ખાતર, જેટલી બને તેટલી તેને સહાય કરવી તમે બધા રોષ બીજાઓના ઉપર ઠાલવવો રહેવા દો સુખી આવા છે ને સુખી તેવા છે-એમ કર્યા કરશો, તો મનમા સુખી માણસો પ્રત્યે ખૂબ ગુસ્સો આવશે અને એથી સુખી માણસોનુ તો બગડવાનુ હશે તો બગડશે, પણ તમારૂં તો નિયમા બગડશે તમે કહો છો તેમ હું ય ભૂલુ ને ગમે તેમ કહી દઉં, તો એ સાભળશે ખરા? એ સાભળે કે-મે સુખી માણસો લુચ્ચા છે, નિર્દય છે, એમ કહી દીધુ, તો તેથી એમના ઉપર શી અસર થાય? એ કહે કે-'હશે કોઈ ફાવે તેમ બોલી નાખનારો!' એમા એ મને મળે ને કહે કે-'તમે અમને લુચ્ચા કહેવાને નીકળ્યા છો?' તો મારાથી એને શું કહી શકાય? એ લુચ્ચો છે-એવું સાબીત કરવાને હું બેસું? પણ હુ જો એવું કાઇ ન બોલ્યો હોઉં ને એ કહેતો આવે, તો હુ કહી શકુ ને કે-'અમે તે કાઈ ગાડા છીએ કે ગમે તેને ગમે તેમ કહી નાખીએ? તને લુચ્ચો કહેવામા અમને શો સ્વાદ આવે? અને કદાચ તને અમારે લુચ્ચો કહેવો પણ હોય, તો ય રૂબરૂમા જ ન કહીએ?' આમ કહીને, પછી એને સમજાવું કે-આમ આમ કરવું તે લુચ્ચાઈ કહેવાય અને આમ આમ વર્તવું તે નિર્દયતા કહેવાય, તો એ શું કહે? એ વખતે એને કાઈ નહિ તો છેવટ મોઢુ નીચુ ઘાલવું પડે ને? પણ અહીં જો મેં શ્રીમતો બધા લુચ્ચા છે, નિર્દય છે, એમ કહી દીધુ હોય ને કોઈ કહેવા આવે કે-'આવું તમારાથી બોલાય?' તો શું થાય? એ વખતે મારે જ નીચુ જોવું પડે ને? એટલે જેમ તેમ બોલી નાખવું, એનું નામ બોલ્યું ન કહેવાય. માટે તો, નવમા સદાચાર તરીકે એ વાત કહેવામા આવી છે કે-

'ધર્મ તો ઘણોય કરવો હોય, પણ જ્યાં ખાવાનું જ ઠેકાણું ન હોય, ત્યાં ધર્મ થાય શી રીતિએ?' એ જોયું કે-'ફરી યાદમાં કાંઈ વજુદ નથી' પણ એક પ્રાસંગિક ફરીયાદ આવી, તો તેનો ખૂલાસો તો કરવો પડે ને? એ તે વખતે લગભગ એવો જ જવાબ દીધેલો કે-'ધર્મ કરવામાં વાંધો તો, માત્ર ખાવાનું નથી, એટલો જ છે ને? દીક્ષાની વાત પછી, પણ દીક્ષા લીધા વિના ય જો ખાવાની મુશ્કેલી ન હોય, તો તો તમારે ગૃહસ્થપણે રહીને પણ ધર્મ જ કર્યા કરવો છે ને? પેટપૂર ખાવાનું મળે, રોટલી શાક સાથે મળે અને તે ય રોટલી ઘીથી ચોપડેલી મળે, પછી તો કાંઈ નથી જોઈતું ને? પછી તો બાકીનો સમય ધર્મ જ કર્યા કરવાની તૈયારી છે ને? જેઓની આવી વૃત્તિ હોય, તેઓ ખુશીથી મારી પાસે ચાલ્યા આવે એક-બે નહિ, પણ લાખ આવશે તો ય ભાગ્યશાલિઓ એમના ખાવાની વ્યવસ્થા કરી શકશે' આ વાત કહેવાઈ, પણ તે પછી એકેય એવી તૈયારીવાળો મારી પાસે આવ્યો નહિ કેમ? નામ ખાવાનું હતું, પણ ઈચ્છા કાંઈ-'માત્ર ખાવાનું જોઈએ છે અને ખાવાનું મળી જાય એટલે ધર્મ જ કરવો છે'-એવી હતી નહિ

## ગમે તેમ બોલી નાખવાથી તો સાચું બોલવા છતાં પણ બોલનારને શરમાવું પડે

તમે એટલો તો વિચાર કરો કે-અત્યારે તમારા બધાની જે ઇચ્છાઓ છે, તે કોઇથી પણ પૂરી થાય એવી છે? દુઃખિએ દુઃખને વેઠવાની તૈયારી રાખવી જોઈએ અને સુખિએ એવા નમ્ર બનવું જોઈએ કે-કોણ દુઃખી છે તે તરફ જોવું અને

પોતાના ભલા ખાતર, જેટલી બને તેટલી તેને સહાય કરવી તમે બધા રોષ બીજાઓના ઉપર ઠાલવવો રહેવા દો સુખી આવા છે ને સુખી તેવા છે—એમ કર્યા કરશો, તો મનમા સુખી માણસો પ્રત્યે ખૂબ ગુસ્સો આવશે અને એથી સુખી માણસોનું તો બગડવાનુ હશે તો બગડશે, પણ તમારૂં તો નિયમા બગડશે તમે કહો છો તેમ હું ય ભૂલુ ને ગમે તેમ કહી દઉં, તો એ સાભળશે ખરા? એ સાભળે કે—મે સુખી માણસો લુચ્ચા છે, નિર્દય છે, એમ કહી દીધુ, તો તેથી એમના ઉપર શી અસર થાય? એ કહે કે—'હશે કોઈ ફાવે તેમ બોલી નાખનારો!' એમા એ મને મળે ને કહે કે—'તમે અમને લુચ્ચા કહેવાને નીકળ્યા છો?' તો મારાથી એને શું કહી શકાય? એ લુચ્ચો છે—એવું સાબીત કરવાને હુ બેસુ? પણ હુ જો એવુ કાઇ ન બોલ્યો હોઉં ને એ કહેતો આવે, તો હુ કહી શકુ ને કે—'અમે તે કાઈ ગાડા છીએ કે ગમે તેને ગમે તેમ કહી નાખીએ? તને લુચ્ચો કહેવામા અમને શો સ્વાદ આવે? અને કદાચ તને અમારે લુચ્ચો કહેવો પણ હોય, તો ય રૂબરૂમા જ ન કહીએ?' આમ કહીને, પછી એને સમજાવું કે—આમ આમ કરવું તે લુચ્ચાઈ કહેવાય અને આમ આમ વર્તવું તે નિર્દયતા કહેવાય, તો એ શું કહે? એ વખતે એને કાઈ નહિ તો છેવટ મોઢુ નીચુ ઘાલવું પડે ને? પણ અહીં જો મે શ્રીમતો બધા લુચ્ચા છે, નિર્દય છે, એમ કહી દીધુ હોય ને કોઈ કહેવા આવે કે—'આવું તમારાથી બોલાય?' તો શું થાય? એ વખતે મારે જ નીચુ જેવું પડે ને? એટલે જેમ તેમ બોલી નાખવું, એનુ નામ બોલ્યુ ન કહેવાય માટે તો, નવમા સદાચાર તરીકે એ વાત કહેવામા આવી છે કે—

'**प्रस्तावे मितभाषित्वम्।**' બોલવાના અવસરે પણ મિતભાષી બનવું. જેમ-તેમ બોલી નાખે, તે તો બાધક જ ઊભું કરી દે ને? બહુ સુધરી ગયેલા પણ મહાપુરુષો, જગતના જીવોને ઉપદેશ આપતા કહેતા કે-દોષો ખરાબ છે દોષોને સેવશો તો તમે જ માર્યા જશો. એમને ખબર પૂરી કે-જગતના જીવો કેવા કેવા દોષોને સેવે છે, પણ એ આત્માઓ, પોતામાં તેવા પ્રકારનો દોષ નહિ હોવા છતાં ય, 'તમે આવા છો ને તમે તેવા છો'-એમ લાંબા હાથ કરીને ન કહે. તેઓ તે દોષોથી રહિત હોવા છતાં પણ જો એવું ન કહે, તો તમારાથી એવું કહેવાય ખરું? ધારો કે-તમારા બધામાં જે જે દોષો છે, તે તે દોષોને નક્કી કરી લઈને, હું એવી રીતિએ વિશેષણોને ગોઠવીને બોલવા માંડું કે-'જુઠ્ઠાઓ! અનીતિખોરો! લુચ્ચાઓ!'-તો શું થાય? એમ હું પાંચ, પચીસ, પચાસ, સો વિશેષણો, જે હોય તદ્દન સાચાં, પણ તે લગાવીને બોલવા માંડું, તો પરિણામ શું આવે? પાંચ આમથી જાય, પાંચ આમથી જાય ને પાંચ પેલી તરફથી જાય, એમ સૌ ચાલવા જ માંડે ને? એમ પણ ચાલ્યા જાય, કોણ? જે મર્યાદાવાળા હોય તે! પણ જે મર્યાદા ન રાખે, તે શું કરે? હુરરે જ બોલાવે ને? પછી કોઈ પૂછે કે-'હુરરે કેમ કરી?' તો એ કહે ને કે-'મહારાજ ગાળો દેતા હતા!' પછી એ મને પૂછે કે-'તમે ગાળો દીધી હતી?' તો એ વખતે મારાથી શું બોલાય? માટે એમ ન થાય. અમારે તો તમને સુધારવા છે આમ કહી દઈએ ને તેમ કહી દઈએ, એવો ઉમળકો અમને ન આવે. તમને ધીરે ધીરે હું જો યુક્તિથી સિદ્ધ કરી દઉં કે-આ તો હરામખોરી કહેવાય,

લુચ્ચાઈ કહેવાય, નિર્દયતા કહેવાય, તો તેની કેવી અસર થાય? પછી તમને કહું કે–તમારા જેવાને આ ન છાજે, તો તમને શરમ આવે ને ? આમ કરવામાં આવી જાય બધુ, પણ ફેર કેટલો ? પેલામાં મારે શરમાવુ પડે અને આમાં તમારે શરમાવુ પડે એટલે 'લાગમાં આવ્યા છે માટે ગમે તેને ગમે તેમ કહી દેવું'–એ તો કોઈને ય માટે બરાબર નથી

સ૦ મારા બોલવાથી કોઈને ખોટુ લાગ્યુ હોય તો માફી માગુ છુ

બહુ સરસ કહેવાય તમને તમારી ભૂલનો ખ્યાલ આવે, એ માટે ય મારે વાત લાંબી કરવી પડી તમે બોલ્યા ને આ વકીલ ઉભા થઈ ગયા હોત, એમણે ય ગુસ્સામાં આવી જઈને તમને બે–ચાર સંભળાવી દીધી હોત, પછી તમે ને તમારી તરફેણનાઓ બોલત અને સામે આ ને આમની તરફેણનાઓ બોલત, તો વાત વિફરી જાત ને ? અહીં એવું ધાધલ મચી જાત કે–બાજી મારા હાથ બહાર, કાબૂ બહાર ચાલી જાત આમ સભામાં તો કોઈને ય કાંઈ ન કહેવાય બોલો તો એવું બોલો કે–સાંભળનાર સૌને એમ થાય કે–ઠીક પ્રશ્નો થાય છે મને ય લાગે કે–ઠીક વાત પૂછી હુ વિષયને સારી રીતિએ ચર્ચી શકુ, તેમા સહાય કરે તેવા પ્રશ્નો આવવા જોઈએ

## સાંભળવાની ના કહો તો ય પ્રસન્નતા ટકી રહે

હુ કાંઈ અહીં, અહીં સાંભળવાને આવનારાઓ બધા મને સારો કહે–એ ઇચ્છાએ નથી આવતો અહીં તમે સારૂ સારૂ કહો અને બહાર જઈને કદાચ મારે માટે ખરાબ પણ કહો, તો ય તેની ચિન્તા હું કરતો નથી પરમ ઉપકારી

પ્રસ્તાવે મિતભાષિત્વમ્ । ' બોલવાના અવસરે પણ મિતભાષી બનવું. જેમ તેમ બોલી નાખે, તે તો ધાધલ જ ઊભું કરી દે ને ? અહુ સુધરી ગયેલા પણ મહાપુરૂષો, જગતના જીવોને ઉપદેશ આપતા કહેતા કે–દોષો ખરાબ છે દોષોને સેવશો તો તમે જ માર્યા જશો. એમને ખબર પૂરી કે– જગતના જીવો કેવા કેવા દોષોને સેવે છે, પણ એ આત્માઓ, પોતામાં તેવા પ્રકારનો દોષ નહિ હોવા છતાં ય, ' તમે આવા છો ને તમે તેવા છો '–એમ લાંબા હાથ કરીને ન કહે. તેઓ તે દોષોથી રહિત હોવા છતાં પણ જો એવું ન કહે, તો તમાથી એવું કહેવાય ખરૂં ? ધારો કે–તમારા બધામાં જે જે દોષો છે, તે તે દોષોને નક્કી કરી લઈને, હું એવી રીતિ વિશેષણોને ગોઠવીને બોલવા માડુ કે–' જુઠ્ઠાઓ ! અનીતિ ખોરો ! લુચ્ચાઓ ! ' તો શું થાય ? એમ હુ પાચ, પચાસ, સો વિશેષણો, જે હોય તદ્દન સાચાં, પણ તે વીને બોલવા માડુ, તો પરિણામ શું આવે ? પાચ જાય, પાચ આમથી જાય ને પાચ પેલી તરફથી જાય સૌ ચાલવા જ માડે ને ? એમ પણ ચાલ્યા જા જે મર્યાદાવાળા હોય તે ! પણ જે મર્યાદા ન કરે ? હુર રે જ બોલાવે ને ? પછી કોઈ પૂછે કરી ? ' તો એ કહે ને કે–' મહારાજ પછી એ મને પૂછે કે–' તમે આજે વખતે મારાથી શુ બોલાય ? મા તો તમને સુધારવા છે આમ કહી એવો ઉમકળો આમને ન યુક્તિથી સિદ્ધ કરી કઈ

લુચ્ચાઈ કહેવાય, નિર્દયતા કહેવાય, તો તેની કેવી અસર થાય? પછી તમને કહુ કે—તમારા જેવાને આ ન છાજે, તો તમને શરમ આવે ને ! આમ કરવામા આવી જાય બધુ, પણ ફેર કેટલો ? પેલામા મારે શરમાવું પડે અને આમા તમારે શરમાવું પડે એટલે 'લાગમા આવ્યા છે માટે ગમે તેને ગમે તેમ કહી દેવું'—એ તો કોઈને ય માટે બરાબર નથી

-સ૦ મારા બોલવાથી કોઈને ખોટુ લાગ્યુ હોય તો માફી માગુ છુ

બહુ સરસ કહેવાય તમને તમારી ભૂલનો ખ્યાલ આવે, એ માટે ય મારે વાત લાંબી કરવી પડી તમે બોલ્યા ને આ વકીલ ઉભા થઈ ગયા હોત, એમણે ય ગુસ્સામા આવી જઈને તમને બે-ચાર સંભળાવી દીધી હોત, પછી તમે ને તમારી તરફેણનાઓ બોલત અને સામે આ ને આમની તરફેણનાઓ બોલત, તો વાત વિફરી જાત ને ? અહીં એવુ ધાપલ મચી જાત કે—બાજી મારા હાથ બહાર, કાબૂ બહાર ચાલી જાત આમ સભામા તો કોઈને ય કાઈ ન કહેવાય બોલો તો એવું બોલો કે—સાભળનાર સૌને એમ થાય કે—ઠીક પ્રશ્નો થાય છે મને ય લાગે કે—ઠીક વાત પૂછી હુ વિષયને સારી રીતિએ ચર્ચી શકુ, તેમા સહાય કરે તેવા પ્રશ્નો આવવા જોઈએ

## સાભળનારની ના કહો તો ય પ્રસન્નતા ટકી રહે

હુ કાઈ અહીં, અહીં સાભળવાને આવનારાઓ બધા મને સારો કહે—એ ઇચ્છાએ નથી આવતો અહીં તમે સારૂ સારૂ કહો અને બહાર જઈને કદાચ મારે માટે ખરાબ પણ કહો, તો ય તેની ચિન્તા હુ કરતો નથી. પરમ ઉપકારી

### મરણ કેટલું નિશ્ચિત છે! છતાં બેદરકારી કેટલી છે?

બધા 'અમારે જોઇએ, અમારે જોઇએ'—એમ કરવાને મંડી પડ્યા છો, પણ મરવાનો વિચાર આવે છે? 'મર્યા પછી મારૂં શું થશે?'—એવી ચિન્તા થાય છે ખરી? તમે મોટા બંગલામાં, સારી ખુરશી ઉપર, પંખા નીચે આરામથી બેઠા હો, એવો કોઈ સમયે ય આ કલ્પના આવી છે ખરી? શરીરે સાજા-તાજા અને દેખાવમાં રોગ વગરના લાગે—એવા પણ માણસો, અચાનક છાતી બેસી ગઇ ને મરી ગયા—એવું કાંઈ સાંભળ્યું છે ખરૂં? બંગલામાં ખુરશી ઉપર બેઠે બેઠે, પંખો ખાતે ખાતે, એક ડચકારો આવે ને પ્રાણ ઉડી જાય; આવું પણ બને છે ને? તો, તમને કોઈ દિ' કોઈક વાર પણ એમ નથી થતું કે—'કદાચ હું પણ એમ મરી જાઉં તો મારૂં શું થાય?' 'મારે અહીં મરવાનું છે અને મરીને પરલોકમાં જવાનું છે, તો ત્યાં મારૂં થશે શું?'—આવો વિચારેય કદી પણ કરો છો ખરા? મરવાનું છે—એ કેટલી બધી નિશ્ચિત બાબત છે? અને બુદ્ધિનો જરાક ઉપયોગ કરો તો પરલોક છે—એમેય લાગે. આત્માને જે માને, તે પરલોકને તો માને જ ને? ત્યારે આટલી બધી નિશ્ચિત બાબતમાં ય, આટલી મોટી બેદરકારી છે, તે શાથી છે?

### લક્ષ્મીનો મદ

જેને આવો કશો વિચાર જ ન આવે, તેને લક્ષ્મી આવ્યેથી આપવાનું મન થાય કે એનો મદ ચઢે? લક્ષ્મી આવતાં કેટલાય નમ્ર ઉદ્ધત બની ગયા. લક્ષ્મી નહોતી ત્યારે વારંવાર અમારી પાસે આવીને, પગે લાગી જનારા, લક્ષ્મી આવ્યા પછી અમારી સામે પણ ન જુએ—એવા પણ માણસો

અમે જોયા છે. કોઈને પૂછીએ કે-'આનામાં આવો ફેરફાર કેમ થઈ ગયો ?' તો કહે કે-'હમણાં જરા ઠીક છે એને' કોઈ અમારો પહેલાનો અતિ પરિચિત હોય અને એનો મિત્ર કે ઓળખીતો એને કહે કે- 'ચાલને મહારાજ પાસે.' તો કહી દે છે કે-મહારાજને કહેજે કે-હમણાં ફુરસદ નથી! ' આવા માણસો ય આ દુનિયામાં નથી એમ નહિ એને અમે ગાળ દઈએ ? નહિ જ, અમે તો એની ય દયા ચિન્તવીએ, કેમ ?' ખબર છે કે-લક્ષ્મી એ ચીજ જ એવી છે! લક્ષ્મી આવે ને મદ ચઢે નહિ, લક્ષ્મી આવે ને નમ્રતા આવે, એવા તો વિરલ. તમને પહેલા જેવી તમારી સ્થિતિ ન હોય; તેવી સારી સ્થિતિ પુણ્યયોગે મળી હોય, તો તમે તમારી આન્તર દશાનું અવલોકન કરી જોજો ને ? એમાથી ય તમને ઘણું જાણવાનું મળશે

## હૈયું ઘડાવું જોઈએ !

લક્ષ્મી આવે, તેની સાથે નમ્રતા આવે, જરૂરવાળાને દેવાનું મન થાય, એવા કુળસસ્કારો મળ્યા છે ? શિક્ષણમાથી એ સસ્કારો મળ્યા છે ? તમારા વડિલોએ પણ તમને એવી શિખામણ આપી છે ? નહિ, તો આવાઓની પાસે મધ્યમ વર્ગના ઉદ્ધારની વાત, એ તો પ્રાય. આકાશમા કુસુમ ઉગાડવા જેવી વાત છે ને ? હૈયું ઘડાય, તો એ આશા ફળે બાકી તો, એવાને એમને બગલે રહેવા દો ને ! તમે નાહક ગુસ્સો કરીને પાપ વહોરો નહિ જો એ સદુપયોગ નહિ કરે, તો એના પૈસા એને ખાશે, એ વાત માનો છો કે નહિ ? પૈસા ઘણા ભેગા કરશે ને રાખી મૂકશે, તો એથી કાંઈ એ એની સાથે જશે નહિ. એના નસીબમા તો ચાર રોટલી વિગેરે જે કાંઈ હશે, તે જ એ ખાઈ શકશે.

ને ? આજે તો સપત્તિમાનોના ય નસીબમા એવા સયોગો છે કે-કયા પૈસા જાય છે તેની ખબર પડતી નથી, એવી બૂમો એ ય પાડે છે તમે એમ સમજો કે-તમે બહુ નસીબદાર છો કે-એવી લક્ષ્મી તમારી પાસે નથી. મદ ચઢાવે એવી લક્ષ્મી નથી, એ સારૂ નસીબ છે તમારી પાસે લાખ-બે લાખ હોત, તો તમે પણ કદાચ આવા ડાહ્યા ન રહેત કોઇ વાર કોઈ શેઠીયા જોડે વાત કરવાનો પ્રસગ આવી લાગે ને સુખ-દુ ખની વાત જો નીકળે, તો કહેવુ કે-' આજિવિકા ચાલે છે એટલે લ્હેર છે તમારા જેવી ઉપાધિ અમારે નથી આમ સહુન કરતા આવડે છે અને આમ ઉપાધિ નથી, એટલે લ્હેર છે!' પણ નહિ આવડે તમને આવી વાત કરતા, કેમ કે-હૈયામા એ અદીનતા ને એ સતોષ નથી! એની મોટર જોઈને હૈયે તેલ રેડાય છે તમને આવી વાત હૈયાથી કરતા આવડે, તો સામા સપત્તિમાન ઉપર પ્રાય અસર થયા વિના રહે નહિ તમારી મનોદશા ફરે, તો તમે ય તમારી સ્થિતિના પ્રમાણુમા ઘણું કરી શકો તેમ છો આ બે ય સદાચારો જીવનમા ખૂબ જ ઉપયોગી છે આપત્તિમા અતિશય અદીન બન્યા રહેવું અને સપત્તિમા નમ્રતા રાખવી આપત્તિ તો સપત્તિવાળા અને બીન સપત્તિવાળા બધાને આવે, માટે સૌએ આપત્તિમા અતિશય અદીન બન્યા રહેવાના સદાચારવાળા બનીને, જેની પાસે જેટલી સપત્તિ હોય અગર જેટલી સપત્તિ આવે-તેને છાજતી રીતિએ નમ્રતાથી વર્તવાના સદાચારવાળા બની જવું જોઇએ સપત્તિ મળે પુણ્યથી, પણ જે ઉદ્ધત બને, તેને એનુ એ પુણ્ય મારે પુણ્યબળે સપત્તિને પામીને જે નમ્ર બને, તેનુ પુણ્ય ઘટે નહિ પણ વધ્યા જ કરે.

## નવમો સદાચાર-અવસરે જરૂર પૂરતું બોલવું

હવે નવમો સદાચાર છે-'प्रस्तावे मितभाषित्वम् ।' માણસ એનું નામ, કે જે વગર અવસરે બોલે નહિ અને અવસરે બોલે તે પણ મર્યાદાપૂર્વક બોલે જીભ મળી છે માટે મારે બોલવું જ જોઇએ, એવું જે માને તે માણસ ન કહેવાય જે અવસરે જ બોલે ને અવસરે પણ મર્યાદાથી બોલે, તે માણસ પણ હમણા તો બોલવાનો યુગ ચાલે છે ને ? આજે તો ન બોલે તે માણસ નહિ, એવું છે ને ? લગભગ સૌને બોલવા જોઇએ પહેલા વક્તાઓ થોડા હતા અને શ્રોતાઓ ઘણા હતા આજે વક્તાઓ ઘણા છે ને શ્રોતાઓ ઓછા છે કેટલીક વાર તો, એવા એવા માણસો પણ બોલવાને ઉભા થઈ જાય છે કે-એમને બોલતા સાભળીને સારા માણસોને એમ થાય કે-'આવાઓ આના કરતા તો ન બોલે તો સારૂ !' બહુ બોલવું, તે કાઈ ડહાપણ છે ? આ આર્ય દેશમા, પૂર્વકાળમા, આ સદાચાર પણ સારી રીતિએ જીવન્ત હતો સામાન્ય રીતિએ અવસર વિના બોલવું નહિ, બોલવું તો તે અવસરે બોલવું, અવસરે જે બોલવું તે પણ માત્ર જરૂર પૂરતું જ બોલવું એટલે પરિમિત જ બોલવું અને પરિમિત બોલવું તે ય જે બોલવાથી સ્વનુ અને પરનુ હિત થાય તેમ હોય, કોઈનુ ય અહિત કરનારૂ હોય નહિ, તેવું બોલવું ! સ્વભાવ જ આવી કાળજીથી બોલવાનો કેળવવો, એ નવમા સદાચારનો પરમાર્થ છે

## બોલનારો કે બકનારો ?

તમને આ વાત ગમે છે ? બોલવું જ હોય તો આવો

ખ્યાલ રાખીને જ બોલવું જોઈએ, એમ થાય છે? જે માણસ બહુબોલો હોય, વાત વાતમાં બોલ બોલ કરતો હોય, તેની તમારે મન કેટલી કિંમત ? એ તમને કેવો લાગે ?

સ૦ વાચાળ

અને તમે એ પ્રમાણે બોલો તો ?

સ૦ એવા જ લાગીએ

આ પણ એક સદાચાર છે અને તે સારા બનવાને માટે તથા સારા બન્યા રહેવાને માટે જરૂરી છે બોલવું તો અવસરે જ બોલવું, અવસરે પણ જેટલુ બોલવું જોઈએ તેથી અધિક બોલવું નહિ, અને જેટલુ બોલવુ તે ય એવો વિચાર કરીને બોલવું કે-શું બોલવાથી ને કેવા પ્રકારે બોલવાથી સ્વનું અને પરનું અધિક હિત થાય તેમ છે ? એટલે અવસરે જ, જરૂર જેટલુ અને જે બોલવાથી સ્વનુ ને પરનું અધિક હિત સધાય તેમ હોય તેવું જ બોલવું ! આજે ઘણાઓ કહે છે ને કે-'મેં એને કહી દીધું' પણ આપણે એને પૂછીએ કે-'તેં કહી તો દીધુ, પણ તેનું પરિણામ શું આવ્યુ ?' તો શું કહે ? 'એણે કાંઈ પરવા કરી નહિ' અથવા તો 'એ મોઢુ ચઢાવીને ચાલી ગયો' અથવા તો 'એણે મને તુચ્છકારી કાઢયો' એવુ એવું જ કહે ને ? પછી એને પૂછીએ કે-'તો પછી તેં એને કહ્યુ શું કામ ? તેં એના ભલાને માટે કહ્યું હતું, તો એનું ભલુ શું થયુ ?' ત્યારે કહે છે કે-'એ ભલા બલાની મને કશી ખબર નથી આપણને તો મહીં ઉઠયું કે-'કહી દઈએ' એટલે જે મનમા આવ્યુ તે બોલી નાખ્યુ !' જેને ભલા-બુરાની સમજ નથી, ભલા માટે કહેવુ છે-એવી ઈચ્છા નથી, અવસર-અનવસરનો વિચાર નથી અને પોતે શું બોલે છે

-તેનું ભાન નથી, આવા બોલનારાને બોલનારો કહેવાય કે બકનારો કહેવાય? વસ્તુત બોલનારો ક્યારે કહેવાય? અવસરે બોલે તો, અવસરે પણ પરિમિત બોલે તો, અને પરિમિત પણ હિતાહિતનો વિચાર કરીને જે હિતકારક હોય તે બોલે તો!

કજીયાઓ શમે

"અવસર વિના તો બોલવું જ નહિ, અવસરે ય બોલવું તે અપરિમિત નહિ બોલવું પણ પરિમિત બોલવું; અને પરિમિત પણ કોઈને ય અહિતકારી બને તેવું બોલવું નહિ પણ હિતકારી વચન જ બોલવું"—આ સદાચારનું સાચું લક્ષ્ય જો આજની દુનિયામાં આવી જાય, તો દુનિયાના ઘણા ખરા કજીયાઓ તો ઉત્પન્ન જ થવા પામે નહિ અને ઉત્પન્ન થવા પામેલા ઘણા ખરા કજીયાઓ આપોઆપ શમી જવા પામે વસ્તુત હિતકર શું અને અહિતકર શું-એ વાત તો પછી, પણ સામાન્ય રીતિએ તો હિતનો અને અહિતનો ખ્યાલ છે ને? આ સદાચાર આવે તો બહારના તો ઘણા ખરા કજીયાઓ શમી જાય, પણ ઘરમાં ય પ્રાય કજીયો થાય નહિ એટલે ઘરમાં ને બહાર, કેટલી બધી શાન્તિનો તમને અનુભવ થવા પામે?

જાતને ખરૂ નથી કહેતો તે બીજાને ખરૂ કહે?

સ૦ ખરાનું ખરું કહેવું, તે તો ગુણ છે ને?

ખરાનું ખરૂં કહેવું તે ય ગુણ રૂપ તો ત્યારે જ, કે જ્યારે એનાથી ગુણ થાય! જે ગુણ કરે નહિ અને દોષ કરે, તેને ગુણ રૂપ કહેવાય? યોગ્યને યોગ્ય અવસરે ને યોગ્ય રીતિએ કહેવાય, તો તે ગુણ કરે અને એથી એ બોલવું ગુણ

રૂપ કહેવાય, પણ જેને તેને જ્યા ત્યા જેમ તેમ કહેવું, તે કાઈ ગુણ નથી તમે બધા બધે ખરાનુ ખરૂ કહેનારા છો ? તમે તમારી જાતને ય કોઈ દિ' ખરૂ કહ્યુ ? 'ભાઈ ! વગર તેવડે ને વગર શક્તિએ આટલી ધાધલ કેમ કરે છે ?'–એવું કોઈ વાર તમે તમારી જાતને પૂછ્યુ છે ખરૂ ? ત્યારે જે પોતાની જાતને ય ખરૂ નથી કહી શકતો, તે બીજાને ખરૂ કહી શકશે ? શાસ્ત્રે ખરૂં બોલવાનુ કહ્યુ છે, પણ ગમે તેમ ખરૂ બોલવાની ના પાડી છે ! ખરૂ પણ અવસરે, યોગ્યને, કહેવાની રીતિએ અને તે ય હિત દેખાય તો કહેવાય

<u>બધાનુ બધુ બોલાય તો કત્લેઆમ મચે</u>

આપણામા જેટલા દોષો છે, તે દોષોને જે કોઈ બરા બર જાણતો હોય, તે જો આપણા દોષોને કહેવા માડે, તો તેને આપણે સાભળી શકીશું ? અરે, જરાક વાત થાય છે ત્યા તો ઘણાને ઉકળાટ આવી જાય છે ઘણા કહી દે છે કે– 'તું કાઈ મારો માલિક–બાલિક છો ? કેમ આવ્યો છુ અહીંયા ? તું મને કહેનારો કોણ થાય છે ?' એટલે તમે કોઈનું ન સાભળો અને તમારૂ સૌ સાભળે, એમ ? તમે કોઈ મોટા જગદ્ગુરૂ છો ? જે કાળમા અનતજ્ઞાનિઓ દેશના દેવાને બેસતા હશે, તે કાળમા શું એ બધાને એમ કહ્યા કરતા હશે કે–તારામા આ દોષ છે ને તારામા તે દોષ છે ? એ બધાનું બધુ બધી રીતિએ જાણે, પણ એવું બોલે નહિ એવા જો બધાનુ બધુ બોલવા માડે, તો તો કત્લેઆમ જ મચે ને ? મને તો તેવું જ્ઞાન નથી, પણ અહીં પાસે બેઠેલા બે પરસ્પર કરડી નજર કરતા હોય, મને ખબરેય પડે કે–આ

એક બીજા પ્રત્યે શત્રુભાવવાળા છે, પણ એ વાત બોલાય? બે પાસે બેઠેલા પરસ્પરના ખરાબની કલ્પના કરતા હોય, પણ એ વાત જો કહેવાય તો ધાધલ જ મચે ને? બહુ જાણનારો તો બહુ ગંભીર હોવો જોઇએ જે જ્ઞાની ગંભીર નહિ, તે ખરો જ્ઞાની જ નહિ જેમ તેમ બોલી નાખવું, એ તો જ્ઞાનનું અજીર્ણ છે એટલે બોલવું ક્યારે?

સ૦ અવસરે

એનો અર્થ એ થયો કે-અનવસરે બોલવું તે અનાચાર છે અવસરે પણ કેટલુ બોલવું?

સ૦ થોડુ

થોડુ એમ નહિ, પણ જેટલુ બોલવાની જરૂર હોય તેટલુ હું થોડુ બોલુ તો? એક વાતને સમજાવવાને માટે પણ કેટકેટલી વિચારણાઓ રજૂ કરવી પડે છે? એટલે ઘણું બોલવું કે થોડુ બોલવું-એવો નિયમ નહિ, પણ અવસરે જરૂર જેટલુ બોલવું અને તે ય એવું જ બોલવાની કાળજી રાખવી કે-જેમા પોતાનું ય હિત હોય અને પરનું ય હિત હોય

વિસવાદ નહિ થવો જોઈએ

હવે કહે છે કે-અવસરે જે મિત અને હિત બોલવાનો સ્વભાવ કેળવવાનો, તેમા વિસવાદ ન થાય-તેની પણ કાળજી રાખવાની ઘડીમા આમ બોલવું ને ઘડીમા તેમ બોલવું, તે ય અનાચાર છે. આ અનાચારથી બચવાને માટે માણસે કેવું બોલવાની ટેવ પાડવી જોઈએ? હકીકતમા જુઠું ન હોય તેવું બોલવાની ટેવ પાડવી જોઈએ જે કાંઈ પણ બોલવું તે હકીકતમા જુઠ્ઠુ તો નહિ જ બોલવું આવા સદાચારને જેણે

અપનાવ્યો હોય, તે વિસવાદનના દોષથી બચી શકે ને?

સ૦ જરૂર

અને જે જેવો અવસર તેવી વાત કરતો હોય તે? એવાના બોલવામા વિસવાદપણું આવી જ જાય

જુઠ્ઠું નહિ બોલવાનો નિયમ

અહીં એક વાત ધ્યાનમા રાખવાની છે કે–જે બોલો તે કદાચ હકીકતમા સાચુ હોય, તો પણ જો કોઈના ય હિતનુ ઘાતક હોય, તો તે વસ્તુત સાચુ નથી કારણ કે–પોતાના અને પરના, ઉભયના હિતને માટે જ સાચુ પણ બોલવાનુ છે એટલા આટે તો, નિયમ કેવો રાખ્યો? જુઠ્ઠું નહિ બોલ વાનો નિયમ ખરો, પણ 'સાચુ બધું બોલવું જ'–એવો નિયમ નહિ બોલવું તે સાચુ બોલવુ, પણ સાચુ તે બધું બોલવું જ–એવો નિયમ નહિ ઘણું સાચુ પેટમા લઈને મરી જવું પડે સાચુ પણ હિંસાથી બચવાને માટે બોલવાનુ છે, એટલે જે હકીકતમા સાચુ હોય, પણ જેને બોલવાથી કોઈની ય હિંસા થાય તેમ હોય, તેવું બોલનારને સાચાબોલો ન કહે વાય, પણ એ વચનને હકીકતમા સત્ય વચન છતા ય અસત્ય વચન કહેવાય એટલે જુઠ્ઠુ નહિ બોલવાની પ્રતિજ્ઞા હોય છે અને જુઠ્ઠુ નહિ બોલવાની પ્રતિજ્ઞામા એવા પ્રકારના પણ અસત્ય વચનના ત્યાગની પણ પ્રતિજ્ઞા આવી જાય છે જે સાચું–તે બધું બોલવાની પ્રતિજ્ઞા હોય જ નહિ સાચુ બધુ બોલી શકાય જ નહિ 'હકીકતમા જે સાચુ, તે બોલવામા વાધો જ નહિ'–આવું મનાય નહિ એમા તો બહુ વાધા એમ સાચુ બધા બોલવા માડે, તો ઉત્પાત મચ્યા વિના રહે

નહિ તમને અહીં તમે જે સાચુ જાણુતા હો, તે બોલવા ઉભા કરૂ ? જે જે બનાવ વિષે તમે બરાબર જાણુતા હો, તે તે બનાવની સાથે સાચી બધી વિગત કહો, એમ કહું ? કોઈ નહિ બોલે તમારા જીવનમા પણુ એવા ઘણા બનાવો બનેલા છે ને, કે જે જાહેરમા ન બોલી શકાય ? એટલે, બહુ બહુ તો એમ જ કહેવાય કે–' જુઠ્ઠું નહિ બોલતો બોલવાથી નુકશાન હોય તો મુગો રહેજે, સાભળ્યું ન સાભળ્યું કરજે ' પણુ 'બીજુ કાઈ વિચારીશ નહિ અને સાચુ બોલજે '–એમ તો કહેવાય નહિ ને ?

## આ-દશમો સદાચાર

એટલે, માણુસે બોલતા કેટલી કાળજી રાખવી પડે ? જે બોલવું તે અવિસવાદી બોલવું એટલે જુઠ્ઠું તો બોલવું જ નહિ, કે જેથી વિસવાદનની સભાવના રહે એવું અવિસવાદી વચન પણુ હિતકર હોય તો જ બોલવું અવિસવાદી અને હિતકર વચન પણુ, મિત એટલે જરૂર જેટલુ જ બોલવું એ રીતિએ જરૂર જેટલુ વચન પણુ, અવસરે બોલવું કેટલા સદાચારો થયા ?

સ૦ નવ

ના, દશ 'અવિસવાદી બોલવું'–તે દશમો સદાચાર છે નવમો સદાચાર ' પ્રસ્તાવે 'મિતભાષિત્વમ્ ' કહ્યો છે અને ' અવિસવાદનમ્ '–એ દશમો સદાચાર છે

## અગીયારમો સદાચાર-લીધેલા વ્રતનિયમાદિનો બરાબર નિર્વાહ કરવો

હવે અગીઆરમો સદાચાર પ્રતિપન્ન ક્રિયા, એ અગીઆ-

અપનાવ્યો હોય, તે વિસવાદનના દોષથી બચી શકે ને?

સ૦ જરૂર

અને જે જેવો અવસર તેવી વાત કરતો હોય તે? એવાના બોલવામા વિસવાદપણું આવી જ જાય

જુઠ્ઠુ નહિ બોલવાનો નિયમ

અહીં એક વાત ધ્યાનમા રાખવાની છે કે—જે બોલો તે કદાચ હકીકતમા સાચુ હોય, તો પણ જો કોઈના ય હિતનુ ઘાતક હોય, તો તે વસ્તુત સાચુ નથી કારણ કે—પોતાના અને પરના, ઉભયના હિતને માટે જ સાચુ પણુ બોલવાનુ છે એટલા માટે તો, નિયમ કેવો રાખ્યો? જુઠ્ઠું નહિ બોલવાનો નિયમ ખરો, પણુ 'સાચુ બધુ બોલવું જ'—એવો નિયમ નહિ બોલવું તે સાચુ બોલવુ, પણુ સાચુ તે બધુ બોલવું જ—એવો નિયમ નહિ ઘણું સાચુ પેટમા લઈને મરી જવુ પડે સાચુ પણુ હિંસાથી બચવાને માટે બોલવાનુ છે, એટલે જે હકીકતમા સાચુ હોય, પણુ જેને બોલવાથી કોઈની ય હિંસા થાય તેમ હોય, તેવું બોલનારને સાચાબોલો ન કહે વાય, પણુ એ વચનને હકીકતમા સત્ય વચન છતા ય અસત્ય વચન કહેવાય એટલે જુઠ્ઠુ નહિ બોલવાની પ્રતિજ્ઞા હોય છે અને જુઠ્ઠુ નહિ બોલવાની પ્રતિજ્ઞામા એવા પ્રકારના પણુ અસત્ય વચનના ત્યાગની પણુ પ્રતિજ્ઞા આવી જાય છે જે સાચું—તે બધુ બોલવાની પ્રતિજ્ઞા હોય જ નહિ સાચુ બધુ બોલી શકાય જ નહિ 'હકીકતમા જે-સાચુ, તે બોલવામા વાંધો જ નહિ'—આવું મનાય નહિ એમા તો બહુ વાધા એમ સાચું બધા બોલવા માંડે, તો ઉત્પાત મચ્યા વિના રહે

નહિ તમને અહીં તમે જે ત્યાનુ જાણવા હો, તે બોલવા ઉભા કરું ? જે જે બનાવ વિષે તમે બરાબર જાણવા હો, તે તે બનાવની ત્યાંયે સાચી બધી વિગત કહો, એમ કહું ? કોઈ નહિ બોલે તમારા જીવનમા પણ એવા ઘણા બનાવો બનેલા છે ને, કે જે જાહેરમા ન બોલી શકાય ? એટલે, બહુ બહુ તો એમ જ કહેવાય કે–' જુઠ્ઠું નહિ બોલતો બોલવાથી નુકશાન હોય તો મુગો રહેજે, સાભળ્યું–ન સાભળ્યું કરજે ' પણ 'બીજુ કાઈ વિચારીશ નહિ અને સાચુ બોલજે '–એમ તો કહેવાય નહિ ને ?

<u>આ–દશમો સદાચાર</u>

એટલે, માણસે બોલતા કેટલી કાળજી રાખવી પડે ? જે બોલવું તે અવિસવાદી બોલવું એટલે જુઠ્ઠુ તો બોલવું જ નહિ, કે જેથી વિસવાદનની સભાવના રહે એવું અવિસવાદી વચન પણ હિતકર હોય તો જ બોલવું અવિસવાદી અને હિતકર વચન પણ, મિત એટલે જરૂર જેટલું જ બોલવું એ રીતિએ જરૂર જેટલું વચન પણ, અવસરે બોલવું કેટલા સદાચારો થયા ?

સ૦ નવ

ના, દશ 'અવિસવાદી બોલવું'–તે દશમો સદાચાર છે નવમો સદાચાર ' प्रस्तावे मितभाषित्वम् ' કહ્યો છે અને ' अविसंवादनम् '–એ દશમો સદાચાર છે

<u>અગીયારમો સદાચાર–લીધેલા વ્રતનિયમાદિનો બરાબર નિર્વાહ કરવો</u>

હવે અગીઆરમો સદાચાર પ્રતિપન્ન ક્રિયા, એ અગીઆ-

રમો સદાચાર છે જે કોઈ સારા વ્રત-નિયમાદિ લીધા હોય, તેનો માણસે નિર્વાહ કરવો, એ પણ એક સદાચાર છે આપણે જે કોઈ સારી પ્રતિજ્ઞા કરીએ, તેના નિર્વાહની આપણી તૈયારી હોવી જોઇએ વ્યવહારમા તમે કોઇને કાઈ વચન, કાઈ ખાત્રી, કાઈ કૉલ આપો છો ખરા ? પછી તેને બરાબર વળગી રહો છો કે પછી વાત વખતે વાત કરી, પછી શું ?–એમ કરો છો ? તેને ફેરવવામા તમને હરકત નહિ ને કાઈ ? જે કોઈ સારા નિયમો જીવનમા લીધા હોય, જેને જેને સારા વચનો આપ્યા હોય, ખાત્રી આપી હોય, કૉલ આપ્યા હોય, તેને તેને અખંડિત રીતિએ વળગી રહેવું જોઇએ સયોગ ફરી ગયા માટે ફરી બેઠા, એમ નહિ થવું જોઇએ જે વ્રત-નિયમાદિને પોતે ગ્રહણ કરેલ હોય, તેનો નિર્વાહ કરવા રૂપ આ સદાચાર જેનામા હોય, તેને જો સન્માર્ગને પમાડવાને માટે પણ યોગ્યતા જોઇને યોગની ભૂમિકાએ ચડાવ્યો હોય, તો અને ત્યા સુધી એ પાછો ન પડે ! જેનામા આ સદાચાર ન હોય, તેને યોગની ત્રીજી, બીજી કે પહેલી ભૂમિકાએ લઈ જવાય જ નહિ આ સદાચાર તો જોઇએ જ કે-જે વ્રત નિયમાદિ લીધા તેને, સહન કરવુ પડે તો સહન કરીને પણ, નિભાવવા છે આ સદાચારનુ પાલન કરવાને માટે સત્ત્વ જોઈએ કાયર માણસો આ સદાચારનું પાલન કરી શકે નહિ જેમણે પરમાર્થને સિદ્ધ કરવો હોય, તેમનામા આ સદાચાર તો અવશ્ય આવવો જોઇએ

<u>બારમો સદાચાર-કુલમર્યાદાનુ પાલન</u>

બારમો સદાચાર છે-'कुलधर्मानुपालनम् ।' જે કુળમા

જન્મ્યો, તે કુળમા જે ધર્મો એટલે આચારો ચાલ્યા આવતા હોય, તે આચારોને બાધ ન પહોચે તેવી રીતિએ વર્તવું, એ પણ એક સદાચાર છે જે જે કુલાચારો અવિરૂદ્ધ હોય, તેવા પોતાના કુળના આચારોને અનુસરવું ગમે તેવા કુલાચારોને અનુસરવું-એમ નહિ, પણ અવિરૂદ્ધ એવા કુલાચારોને અનુસરવું. આમા મર્યાદાશીલતા છે ઉત્તમ કુળોમા ઉત્તમ આચારો પ્રવર્તતા હોય છે એ આચારોને, બહુ વિષયી અને બહુ કષાયી અનુસરી શકે ખરો ? વિષયોની વાસનાને અને કષાયોની વૃત્તિને કાબૂમા લીધા વિના, ઉત્તમ કુળના આચારોને અનુસરી શકાય નહિ, તેથી ધીમે ધીમે હમણા મર્યાદાનો લોપ થતો જાય છે ને ? એક કાળમા, કુળમર્યાદાના યોગે પણ, માણસો ઘણા અનાચારોથી બચી જતા હતા પોતપોતાના કુળની ઉત્તમ મર્યાદાઓનું પાલન કરવાનું લક્ષ્ય પણ સદાચારનુ સહાયક બને છે, માટે એ પણ એક સદાચાર છે

ધનવ્યય ક્યા થાય ને ક્યા ન થાય?

હવે તેરમા અને ચૌદમા સદાચારની જોડી છે આજનો સમય પૂરો થવામા છે અને આ તેરમા અને ચૌદમા સદાચારનું વર્ણન કરવાને માટે કાઈક વધુ સમયની જરૂર છે જેની પાસે ધન હોય, તેણે તેના ખોટા વ્યયનો ત્યાગ કરવો-એ તેરમો સદાચાર છે અને તેનો સ્થાને વ્યય કરવો-તે ચૌદમો સદાચાર છે અસદ્ વ્યયનો ત્યાગ અને સ્થાને વ્યય, એ બે સદાચારો સહેલા છે? આ કાળમા ? આ કાળમા આ બે સદાચારો જરૂરી તો ઘણા છે, પણ સહેલા છે ખરા ? આજે કેવા ખોટા ખર્ચો ચાલી રહ્યા છે, તેની થોડીક વિચારણા તો

કરવી પડશે ને ? આ બે સદાચારો જેનામા હોય, તેનો આ લોક પણ સુધરે અને પરલોક પણ સુધરે. વ્યયની વાતમા એ વાત પણ કરવી પડશે કે-આયાનુસારી વ્યય આવકને અનુસારે વ્યય કરવાનો અને તે ય જો ખોટો હોય તો છોડી દેવાનો અને સ્થાને વ્યય ન થતો હોય તો તે કરવાનો શરૂ કરવાનો આ તો તમને ટૂકમા કહ્યુ એ માટે તમે હવે વિચારી રાખશો ને ?

યોગ્યતા વિના દેવાદિની વાત રૂચે નહિ !

હવે બહુ થોડા સદાચારો બાકી છે, પણ જે છે તે મહત્ત્વના છે આ સદાચારોને જે જીવતો હોય, તેને માટે આગળના બે ગુણો–તપ અને મુક્તિનો અદ્વેષ, એ સહેલા ગણાય. યોગની પૂર્વભૂમિકામા ચાર ગુણો કહ્યા છે ગુરૂ–દેવાદિપૂજન, સદાચાર, તપ અને મુક્તિનો અદ્વેષ. એ આવે એટલે જીવ યોગની પૂર્વભૂમિકામા સુસ્થિર બને. આવો જીવ, સામાન્ય રીતિએ તો દેવ, ગુરૂ, ધર્મને માનતો જ હોય, એટલે એની પાસે જ્યારે દેવના, ગુરૂના ને ધર્મના સ્વરૂપનુ વર્ણન કરાય, ત્યારે તેને એ વર્ણનને સાભળવામા બહુ આનદ આવે. એમાથી એને યોગની ત્રીજી ભૂમિકાને અને તે પછી પહેલી કે બીજી ભૂમિકાને પામતા વાર લાગે નહિ, એમ સામાન્ય રીતિએ કહી શકાય વસ્તુત કેવાને દેવ કહેવાય, કેવાને ગુરૂ કહેવાય અને કેવાને ધર્મ કહેવાય–એ વાત જાણવા મળે, તો એથી યોગની પૂર્વભૂમિકાને પામેલા જીવોને ઘણો આનદ થાય બાકી, જેનામા યોગની પૂર્વભૂમિકાની યોગ્યતા ય નથી હોતી, તેને તો દેવાદિની વાત ગમતી નથી ત્યારે તેને શું ગમે ? એવાને શું ગમે, એ વાત મનમા રાખી મૂકવા જેવી છે ને ?

## ખર્ચ આવકને અનુસરીને

હવે તો તમે નક્કી કરીને આવવાના ને કે-આપણી આવક કેટલી અને આપણો ખર્ચો કેટલો ? આવકથી અધિક ખર્ચો નહિ અને જે ખર્ચો છે તે ય વ્યાજબી છે, એમ પૂરવાર કરી શકાય તેમ છે કે નહિ, એ ય વિચારશો ને ? ખોટો ખર્ચો કરીએ છીએ કે નહિ અને ખર્ચવા યોગ્ય સ્થાને ખર્ચીએ છીએ કે નહિ, એ બે તમે નક્કી કરીને આવ્યા હશો, તો જ્યારે હું કહીશ ત્યારે તમે પણ કહેવાજોગું કહી શકશો માટે તમારો ખર્ચો આવકને અનુસરીને છે કે આવક ઉપરાન્તનો છે અને જે ખર્ચો છે તે પણ વ્યાજબી છે કે નહિ ?–તેનો નિર્ણય કરીને આવશો ને ? વિશેષ વિગત અનુકૂળતા હશે તો આવતા રવિવારે–

## નવમું પ્રવચન

વિ સ ૨૦૦૭, શ્રાવણ સુદી ૧૦, રવિવાર
તા. ૧૨ ૮ ૫૧ સવારે ૮॥ થી ૧૦॥
સ્થલ–પ્રેમાભાઈ હૉલ, ભદ્ર, અમદાવાદ

[ તા ૧૨ ૮ '૫૧ રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી અમદાવાદ–પ્રેમાભાઇ હૉલમાં, પૂ પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચનશ્રેણિને અંગેનું આ નવમુ જાહેર પ્રવચન થયું હતું 'સંદેશ' અને '**ગુજરાત સમાચાર**'–એ બન્ને સ્થાનિક દૈનિકોના પ્રતિનિધિઓ હાજર હતા અને પોતપોતાના પત્રના તા ૧૩ ૮ '૫૧, સોમવારના અંકમાં તેમણે પોતપોતાનો તૈયાર કરેલો અહેવાલ પ્રગટ કર્યો હતો તેના ઉપરની નોંધમા–

'**સંદેશ**'ના પ્રતિનિધિએ જણાવ્યુ હતું કે–" રામાયણમા સસ્કૃતિનો આદર્શ એ વિષય પર જૈનાચાર્ય શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે જે વ્યાખ્યાનમાળા શરૂ કરેલી છે, તેનુ છઠ્ઠુ (૯મુ) પ્રવચન આજે મહારાજશ્રીએ પ્રેમાભાઈ હોલમા આપ્યુ હતુ જૈન અને જૈનેતર ભાઇ–બ્હેનોની વિશાળ મેદની હાજર હતી"

જ્યારે '**ગુજરાત સમાચાર**'ના પ્રતિનિધિએ જણાવ્યુ હતુ–" આચાર્યશ્રીનુ પ્રેરક વ્યાખ્યાન સાભળવા ભાવિક સાધુ સાધ્વીઓ, જૈન સ્ત્રી–પુરૂષો તેમજ અન્ય કોમના માણસોની સખ્યાને સમાવવા હવે તો પ્રેમાભાઈ હૉલ પણ નાનો પડવા લાગ્યો છે આજે હોલ ચીક્કાર ભરાઈ ગયા પછી પણ શ્રોતાઓનો ધસારો ચાલુ રહ્યો હતો પરિણામે વ્યાખ્યાનમા ચાર વાર વિક્ષેપ પડ્યો હતો "

નવમા પ્રવચનનુ આ નીચે આપવામા આવતુ સારભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલુ છે –સ શ્રી જૈન પ્રવચન ]

પ્રાસ્તાવિક ˚

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ, અનાદિકાળથી આ સસારમા પરિભ્રમણ કરતા જે જીવો, તે જીવોમાના જે જીવો આ મનુષ્યભવને પામ્યા છે, તેઓ મનુષ્યજીવનના પરમાદર્શ રૂપ જે પરમ પદ, તેના અર્થી બને—એ માટે અને પરમ પદની સાથે આત્માને યોજી આપનાર જે યોગ, તેના ઉપાસક બને, તો પરિણામે તેઓ આ સસારસાગરથી નિસ્તારને પામીને પરમ પદે પહોચી જાય અને એમ તેઓ સદાને માટે અનન્ત સુખના ભોક્તા થાય—એ માટે, પરમ પદને અને તેની સાથે આત્માને યોજી આપનાર યોગ આદિને સાભળવાને માટે, સાભળીને સમજવાનો પ્રયત્ન કરવાને માટે અને સમજીને જે છોડવા લાયક હોય તેને છોડવાને માટે તથા જે સેવવા લાયક હોય તેને સેવવાને માટે, કેવા જીવો લાયક ગણાય છે અથવા તો એ પ્રકારની લાયકાતને મેળવવાને માટે કેવા ગુણો જોઇએ—એનુ વર્ણન કરતા, ચાર ગુણો દર્શાવ્યા છે ગુરૂ–દેવાદિપૂજન, સદાચાર, તપ અને મુક્તિનો અદ્વેષ—આ ચાર ગુણો યોગની પૂર્વભૂમિકાને પામેલા જીવોમા હોય, એટલે કે—જે જીવોએ યોગની પૂર્વભૂમિકાએ પહોચવું હોય અને પછી ક્રમે કરીને પરમ પદે પહોચવું હોય, તે જીવોએ આ ચાર ગુણોને પહેલા મેળવવા જોઇએ અહીં આપણે હાલ આ ચાર ગુણો પૈકી બીજા ગુણ–સદાચારનું વર્ણન ચાલે છે તેમા આપણે ગયા રવિવાર સુધીમા બાર સદાચારોનું વર્ણન કરી આવ્યા છીએ

વ્યય આવક મુજબનો જોઇએ

તેરમો સદાચાર છે—અસદ્ વ્યયનો પરિત્યાગ અને ચૌદમો

સદાચાર છે—સદા સ્થાને વ્યય આ સદાચારની વાત કરવાને માટે, પહેલી આર્ય દેશના માનવીઓની એક માન્યતાની વાત કરી લેવી છે. એક માન્યતા, કે જે આ આર્ય દેશમા પહેલાના કાળમા બહુ રૂઢ હતી, તે નાશ પામી ગઈ છે, તેથી આ સદાચાર દુર્લભ બની જવા પામ્યો છે નીતિશાસ્ત્રે એ વાત ભારપૂર્વક કહી છે કે—' વ્યય આયાનુસારી હોવો જોઈએ ' આજે આ માન્યતા ઘણે અંશે નષ્ટ થઈ જવા પામી છે. મનુષ્ય મનુષ્ય તરીકેના જન્મને પામ્યો, તે પોતાના આધાર ઉપર જીવવાને માટે કે બીજાના આધાર ઉપર જીવવાને માટે? મનુષ્યે જીવવાને માટે બીજાના ઉપર આધાર રાખવાનો હોય કે પોતાના કર્મ ઉપર આધાર રાખવાનો હોય? ડાહ્યો મનુષ્ય જે ખર્ચો રાખે, તે પોતાની આવક મુજબ રાખે કે ખર્ચો નક્કી કરીને આવક કરવાને મથે? પોતે પ્રમાણિકપણે પ્રયત્ન કરે અને એથી જે આવક થાય—તે મુજબ ડાહ્યો માણસ ખર્ચો રાખે કે ખર્ચો નક્કી કરીને પછી કમાવાને માટે બજારમા નીકળે? જ્યારથી ખર્ચો નક્કી કરીને આવક કરવાને માટે નીકળનારો વર્ગ વધ્યો, ત્યારથી અનીતિ, અન્યાય, અપ્રમાણિકતા, બેવફાઈપણું, પ્રપચ, છેતરપીંડી—એ વિગેરે વધી જવા પામ્યું છે. આજે આ બધી જે અણગમતી સ્થિતિ સર્જાઈ જવા પામી છે, તે સ્થિતિને સર્જી કોણે? પહેલા જેણે એ નક્કી કર્યું કે—૧૦૦, ૨૦૦ અગર ૫૦૦, ૧૦૦૦ તો જોઈએ જ આટલુ તો જોઈએ જ—એમ નક્કી કર્યું અને તે પછી નિર્ણય કર્યો કયો? જે જોઈએ છે, તે જે રીતિએ મળે તે રીતિએ મેળવવા, એવો જ નિર્ણય ને? આવી મનોવૃત્તિ આવે, પછી થાય શું? ગમે ત્યાથી પણ આટલા તો જોઈએ જ, તે કઈ

પડે ને ? સારા કપડા પહેરતો હોય, બજારમા સારે ઠેકાણે બેસતો–ઉઠતો હોય અને ગમે તે રીતિએ પણ આબરૂ જમાવેલી હોય, તેને શાહ કહ્યા વિના છૂટકો નહિ નીતિએ ઘડી આપેલો જે નિયમ કે–ખર્ચ કરવો તે આવકને અનુસરીને કરવો, આ નિયમની હમણા હમણામા બહુ અવગણના થઈ જવા પામી છે માણસ જાતમા એક સ્વાભાવિક માન્યતા હતી કે–'આપણાથી સારી રીતિએ કદાચ ન જીવી શકાય, તો ય આપણે ખરાબ રીતિએ તો નહિ જ જીવવુ જોઈએ' આ માન્યતા જ્યા સુધી ન આવે, ત્યા સુધી આની પાછળના જે સદાચારો છે, તે આવવા મુશ્કેલ બને, એમા નવાઈ નથી

આપણા કર્મે જન્મ્યા છીએ અને આપણા કર્મે જીવવાનુ છે :

જેમ અસદ્ વ્યયના પરિત્યાગની વાત કરવી છે, તેમ સ્થાને વ્યય કરવાની વાત પણ કરવી છે પછી પ્રધાન કાર્યો, એટલે તેવા કાર્યો, કે જેના યોગે વિશિષ્ટ ફલની પ્રાપ્તિ થાય, તેવા કાર્યોનો આગ્રહ રાખવાની વાત કરીને, આત્માને ઉન્મત્ત ને બેભાન બનાવનાર પ્રમાદના ત્યાગની વાત કરવી છે લોકાચારાનુવૃત્તિની તથા સર્વત્ર ઔચિત્યના પાલનની પણ વાત કરવી છે પછી છેલ્લે એ સદાચાર છે કે–કંઠે પ્રાણ આવે તો તે મંજૂર, પણ જે પ્રવૃત્તિને ગર્હિત કહેવાય, કુત્સિત કહેવાય, દૂષણ લગાડનારી કહેવાય, તે તો આચરવી જ નહિ કુળને કલક આપનારી પ્રવૃત્તિ તો, પ્રાણે કણ્ઠગતે થઈ જાય તો ય ન કરવી, એ સ્થિતિએ પહોચવુ છે આ બધા સદાચારો કહેવા છે, માટે સમજાવવુ છે કે–આપણે જન્મ્યા છીએ,

તે આપણા જ કર્મે જન્મ્યા છીએ, જીવવાનું છે તે ય આપણા કર્મેથી જ જીવવાનું છે, અને અહીં જીવવાનું પણ ત્યા સુધી જ છે, કે જ્યા સુધી આપણને અહીં જીવાડનારૂં આપણું કર્મ હોય આપણને જીવવાની ગમે તેટલી ઇચ્છા હોય, જીવવાને માટે આપણે ચાહે તેટલુ ભેગુ કર્યું હોય અને ગમે તેટલી જીવવાની કીસ્લેબધી કરી લેવાને માટે આપણે દિન–રાત મથ્યા હોઈએ, પણ જ્યા આ ભવમા આપણને જીવાડનાર આપણું કર્મ ખલાસ થયું કે–અહીંથી આપણે ગયે જ છૂટકો. એટલે આ જીવનમા આપણું કર્મ આપણને જેટલો કાળ જીવવા દે, તેટલા કાળમા આપણે તો જેટલુ સધાય તેટલુ સાધી લેવું છે એ માટે જ, આપણે આ બધી વાતો માડી છે. હમણા જે કહ્યા, તેટલા સદાચારોનુ નિરૂપણ કરીને, ત્રીજો ગુણ જે તપ અને ચોથો ગુણ જે મુક્તિનો અદ્વેષ, તેનો ટૂકમા ખ્યાલ આપવાની ભાવના છે એ પછી, આપણે એ વિચારવાની ભાવના છે કે–આ ચાર ગુણોને પામેલો જીવ, એવા પ્રકારની લાયકાતવાળો જે જીવ હોય છે તે જીવ, એને જો કોઈ સુન્દર સામગ્રી મળી જાય છે, તો તે કેવો જિજ્ઞાસુ બને છે, કેવો પુરૂષાર્થી બને છે, જિજ્ઞાસુ ને પુરૂષાર્થી બનીને એ જીવ કેવી યોગની શ્રેણિઓએ ચઢે છે અને એમ યોગની સાધના કરતે કરતે એ જીવ કેવી રીતિએ પોતાના પરમાદર્શ રૂપ પરમ પદને સાધે છે

<u>મહાપુરૂષોને સાભળી મહાપુરૂષતા મેળવો</u>

આટલો વિચાર કર્યા પછીથી જ, રામાયણના પાત્રો લેવા –એવી ભાવના છે, કે જેથી એ પાત્રોમા રહેલી જે જે ઉત્તમ

પડે ને ? સારા કપડા પહેરતો હોય, બજારમા સારે ઠેકાણે બેસતો-ઉઠતો હોય અને ગમે તે રીતિએ પણ આબરૂ જમાવેલી હોય, તેને શાહ કહ્યા વિના છૂટકો નહિ નીતિએ ઘડી આપેલો જે નિયમ કે-ખર્ચ કરવો તે આવકને અનુસરીને કરવો, આ નિયમની હમણા હમણામા બહુ અવગણના થઈ જવા પામી છે માણસ જાતમા એક સ્વાભાવિક માન્યતા હતી કે-'આપણાથી સારી રીતિએ કદાચ ન જીવી શકાય, તો ય આપણે ખરાબ રીતિએ તો નહિ જ જીવવુ જોઈએ' આ માન્યતા જ્યા સુધી ન આવે, ત્યા સુધી આની પાછળના જે સદાચારો છે, તે આવવા મુશ્કેલ બને, એમા નવાઈ નથી

આપણા કર્મે જન્મ્યા 'ીએ અને આપણા કર્મે જીવવાનુ છે :

જેમ અસદ્ વ્યયના પરિત્યાગની વાત કરવી છે, તેમ સ્થાને વ્યય કરવાની વાત પણ કરવી છે પછી પ્રધાન કાર્યો, એટલે તેવા કાર્યો, કે જેના યોગે વિશિષ્ટ ફલની પ્રાપ્તિ થાય, તેવા કાર્યોનો આગ્રહ રાખવાની વાત કરીને, આત્માને ઉન્મત્ત ને બેભાન બનાવનાર પ્રમાદના ત્યાગની વાત કરવી છે લોકાચારાનુવૃત્તિની તથા સર્વત્ર ઔચિત્યના પાલનની પણ વાત કરવી છે પછી છેલ્લે એ સદાચાર છે કે-કંઠે પ્રાણ આવે તે તે મજૂર, પણ જે પ્રવૃત્તિને ગર્હિત કહેવાય, કુત્સિત કહેવાય, દૂષણ લગાડનારી કહેવાય, તે તો આચરવી જ ન... કુળને કલંક આપનારી પ્રવૃત્તિ તો, પ્રાણે કંઠગતે થઈ... તો ય ન કરવી, એ સ્થિતિએ પહોચવુ છે આ અધા... આદો કહેવા છે, માટે સમજાવવું છે કે-આપણે જન્મ્યા

તે આપણા જ કર્મે જન્મ્યા છીએ, જીવવાનું છે તે ય આપણા કર્મેથી જ જીવવાનું છે, અને અહીં જીવવાનું પણ ત્યાં સુધી જ છે, કે જ્યાં સુધી આપણને અહીં જીવાડનારૂં આપણું કર્મ હોય આપણને જીવવાની ગમે તેટલી ઇચ્છા હોય, જીવવાને માટે આપણે ચાહે તેટલું ભેગું કર્યું હોય અને ગમે તેટલી જીવવાની કીલ્લેબધી કરી લેવાને માટે આપણે દિન-રાત મથ્યા હોઇએ, પણ જ્યાં આ ભવમાં આપણને જીવાડનારૂં આપણું કર્મ ખલાસ થયું કે—અહીંથી આપણે ગયે જ છૂટકો. એટલે આ જીવનના આપણું કર્મ આપણને જેટલો કાળ જીવવા દે, તેટલા કાળમાં આપણે તો જેટલું સધાય તેટલું સાધી લેવું છે એ માટે જ, આપણે આ બધી વાતો માંડી છે હમણાં જે કહ્યા, તેટલા સદાચારોનું નિરૂપણ કરીને, ત્રીજો ગુણ જે તપ અને ચોથો ગુણ જે મુક્તિનો અદ્વેષ, તેનો ટૂંકમાં ખ્યાલ આપવાની ભાવના છે એ પછી, આપણે એ વિચારવાની ભાવના છે કે—આ ચાર ગુણોને પામેલો જીવ, એવા પ્રકારની લાયકાતવાળો જે જીવ હોય છે તે જીવ, એને જો કોઈ સુન્દર સામગ્રી મળી જાય છે, તો તે કેવો જિજ્ઞાસુ બને છે, કેવો પુરૂષાર્થી બને છે, જિજ્ઞાસુ ને પુરૂષાર્થી બનીને એ જીવ કેવી યોગની શ્રેણિઓએ ચઢે છે અને એમ યોગની સાધના કરતે કરતે એ જીવ કેવી રીતિએ પોતાના પરમાદર્શ રૂપ પરમ પદને સાધે છે

## મહાપુરૂષોને સાંભળી મહાપુરૂષતા મેળવો

આટલો વિચાર કર્યા પછીથી જ, રામાયણના પાત્રો લેવા —એવી ભાવના છે, કે જેથી એ પાત્રોમાં રહેલી જે જે ઉત્તમ

હજુ સુધી આવ્યો નથી આ દેશમા હજુ પણ એ માનવતા ઠીક ઠીક પ્રમાણમા જીવતી છે કે-ભૂખ્યો ને ખરેખર ભૂખ્યો છે-એવી ખબર પડે, તો આ દેશના હિંનકોમા ય એ ભાવ બેઠો છે કે-ભૂખ્યાની ભૂખને ભાગવાને માટે કાઈ ને કાઈ દેવુ! પણ આજની બેકારીના મૂળમા મુખ્યત્વે એ વાત છે કે-હમણા હમણામા બીજો વ્યય ખૂબ ખૂબ વધી ગયો છે જરૂરી ખાવા-પીવા અને જરૂરી પહેરવા-ઓઢવાના વ્યય કરતા પણ, બીજા બીજા વ્યયો વધી જવા પામ્યા છે હમણા હમણામા કેટલાક વ્યયો તો એવા વધ્યા છે કે-અહીં આ વાતને થોડીક સ્પષ્ટ કરી લીધા બાદ, પ્રમાદના વિવર્જનની જ્યારે વાત આવશે, ત્યારે એ વાત વધારે સ્પષ્ટતાથી કહેવી પડશે અહીં તો, એ વાત છે કે-જીવનને જીવવાને માટે જે કાઈ જરૂરી, તે સિવાયની પ્રવૃત્તિમા પાપથી કમાએલ પૈસો ખર્ચતા હૈયું કપવુ જોઈએ બાકી તો, ખોટા દેખાવમા પડેલાઓને, ખોટા મોજ-શોખમા પડેલાઓને અને ખોટા વ્યસનોમા સપડાએલા ઓને તો, તેમની પાસે જેટલા પૈસા આવશે, તે પૈસા ઓછા જ લાગવાના

<u>દરજાની વાતે પાપ ઘર ઘાલ્યુ છે</u>

આજે તો સારૂ કમાનારની ય ફરીયાદ છે કે-'આ કાળમા પૂરૂ થાતું નથી' એવાને કહેવુ પડે કે-'તુ એ જો કે-તારાથી અડધુ કમાનાર કેમ જીવતા હશે! એ બધાનુ પેટ નાનુ છે ને તારૂ પેટ મોટુ છે? પેટ મોટુ નથી, કદાચ નાનુ ય હશે! તને જો એ હજારમા પણ નથી ચાલતું, તો પછી બસો કમા-નારનુ કેમ ચાલે છે?'

સ૦ દરજ્જા પ્રમાણે ખર્ચ કરવા જોઈએ ને ?

દરજ્જા મુજબના ખર્ચની વાત તો, ચૌદમા સદાચારમા આવવી જોઈએ અહીં તો અસદ્ વ્યયના પરિત્યાગની વાત છે, એટલે દરજ્જાના નામે પણ અસદ્ વ્યય કરવો, એ તો અનાચાર જ છે આજે તો, દરજ્જાની વાતે પણ ઘર ઘાલ્યું છે 'આપણા દરજ્જા મુજબ મારે તો આ જોઈએ ને તે જોઈએ'—એમ કહીને બચ્ચા પણ જીવ ખાય છે—એમ કહે છે માત્ર બચ્ચા જ શું કરવાને ? સ્ત્રીઓ પણ દરજ્જા મુજબ માગતી થઈ ગઇ છે ને ? સ્ત્રીઓ દરજ્જાના નામે જેમ ફાવે તેમ માગ્યે જ જાય, એ માટે શું કહું ? અને જેમણે અક્કલ વેચી છે—એવા પુરૂષો એને ગમે ત્યાથી ને ગમે તેમ કરીને લાવીને દીધે જ જાય, એ માટે ય શું કહેવું ? આ વિષમ કાળમા તો, કયો વ્યય કરવો અને કયો વ્યય ન કરવો, કયો વ્યય કેટલો કરવો અને કયો વ્યય કેટલો કરવો નહિ, એ વિગેરે બાબતો બહુ સાવચેતી માગે છે પણ તમે ઘરમા એમ નહિ કહેવાના કે—'તમે બધુ માગો તો છો, પણ તમે જાણો છો કે—કેટલા પાપે આ પૈસો આવે છે ? આમ પાપથી આવેલા પૈસાનો ઉપયોગ ગમે તેમ કરવો છે ? આપણી પાસે શું પૈસાનો સદ્વ્યય કરવાની જગ્યા નથી, કે જેથી આપણે અસદ્ વ્યય કરીએ ?' આવું તમે કહી શકો ખરા ? તમે તમારા અસદ્ વ્યયને તજી દઈને, જો આ વાત ઘરમા કરો અને ઘરમા બાઈઓ વિગેરે પણ જો અસદ્ વ્યયના પરિત્યાગ રૂપ સદાચારના લક્ષ્યવાળી બની જાય, તો આ આર્ય દેશમા કોઈ ભયકર ઉપાધિ જેવું કાંઈ રહે નહિ આટલા માત્રથી જ, તમે તમારા ઘણા દુ ખોથી મુક્ત બની જાવ, પણ આજે તમને જે દરજ્જા

વિગેરેનું ભૂત વળગ્યું છે, તે જશે ખરું?

પૈસો વહેંચવાનું કહો છો તે શોભતું નથી

પ્ર૦ પૈસો ખર્ચીએ તે વહેંચાવાનો ખરો ને? અમારી પાસેથી બીજાની પાસે જાય, એમ ફરતો થાય ને?

પણ તે ખોટી રીતિએ તો નહિ જ વહેંચાવો જોઈએ અત્યારે જે રીતિએ અસદ્‍ વ્યય થાય છે, તેમાં પૈસો વહેંચાય –એ બુદ્ધિ છે? પૈસો વહેંચાય–એવી બુદ્ધિ હોય, તો પૈસાને સારામાં સારી રીતિએ વહેંચી શકાય તેમ છે જો તમને આવડે, તો તમે પૈસાને એવી સારી રીતિએ વહેંચી શકો કે–મેં પૈસો વહેંચ્યો, એમ તમે બોલો તો તે શોભે તમે આજે જે રૂપમાં કહો છો, તે રૂપમાં 'પૈસો વહેંચીએ છીએ'–એમ કહેવું, એ શોભે એવું નથી આજે પૈસાનો જે રીતિએ ઉપયોગ થઈ રહ્યો છે, તે ઉપયોગ એવો છે કે–મોટે ભાગે અસદ્‍ વ્યયમાં જાય આજે પૈસાના ઉપયોગનો પ્રકાર જ મોટે ભાગે એવો છે કે–તેણે જ આજના ઘણા ખરા રોગોને વધાર્યા છે અને દવા-ખર્ચને પણ એણે જ વધાર્યો છે હવા એની મેળે બગડી નથી, પણ આજના માણસોએ પોતાની નીતિ–રીતિથી હવાને પણ બગાડી દીધી છે અસદ્‍ વિચારોથી અને અસદ્‍ વિચારો-માંથી પેદા થતા આંદોલનોમાંથી પણ, હવાને બગાડનારૂં તત્ત્વ પેદા થાય છે આજે રોગ કેટલા બધા પેદા થઈ જવા પામ્યા છે? રોગના જાણકાર ગણાતા ડૉક્ટરો અને વૈદ્યો વિગેરેમાં પણ ઘણાઓને, આજના ઘણા ખરા રોગોના નામ પણ નથી આવડતા. આ બધા રોગો એમ ને એમ વધી ગયા? ના, અસદ્‍ વ્યયના આ બધા પરિણામો છે.

## આજનો મોટો વર્ગ બાણે ખાનારો મટીને ભટકીને ખાનારો બની ગયો છે

ખાન-પાન કાંઈ ઓછા બગડયા છે ? આગળના માણસ બાજે બેસે તો લાગે કે-જમવા બેઠા છે આજે કહેવું પડે કે-જમતા તો એ ! પછી ભલે ને બે ચીજો ભાણામા હોય, પણ લાગે કે-ભાણું ભરેલુ છે, તમારે પચીસ ચીજ હોય, તો ય ભાણું ભરાય નહિ બધુ જરા જરા હોય, કેમ કે-તમારૂં પેટ કેટલુ ? પાછુ બાજે ખાધુ એ ખાધુ, એવું પણ નહિ ને ? આજનો મોટો વર્ગ બાણે ખાનારો નથી રહ્યો, પણ ભટકીને ખાનારો બની ગયો છે અમારે કેટલીક વાર બજાર વિગેરેના રસ્તે નીકળવું પડે, ત્યારે મોટી મોટી હોટેલો અને મોટા મોટા રેસ્ટોરા, કે જે રસ્તા ઉપર હોય, તેના ઉપર અમારી નજર તો પડી જાય ને ? જીવદયાના પાલન માટે જેમ નીચી નજર રાખવી પડે છે, તેમ ભીડ આદિને અંગે ઉંચી નજરે ય કેટલીક વાર જોવું પડે છે એવા કોઈ વખતે, અમને એમ પણ થાય કે-'આ દેશમા આટલા બધા ભટકતા ક્યાથી પાકયા કે-આ લોકોનો આ ધધો ધીકતો ચાલે છે ?' તમે પણ એના ઘરાકોમાના હશો ને ? તમારા ઘરોમા તમને તમારી મા, બેન, બૈરી કે દીકરી વિગેરેમાથી કોઈ રાધીને જમાડે તેમ નથી ? પણ વાત એ છે કે-ઘરે ગમે તેટલુ ખાવા છતા ય, બહાર ખાધા વિના ચેન પડતું નથી પેલા લોકો ખાતા વધારે અને ભટકતા ક્યા ય નહિ ભૂતકાળમા, એટલે જેને બહુ વર્ષો વીતી ગયા નથી, એ કાળમા પદ્ધતિ હતી કે-બાજે બેસીને જમવું, એ લોકો કાંઈ ભૂખ્યા નહોતા

વિગેરેનું ભૂત વળગ્યું છે, તે જાયે ખરું?

પૈસો વહેંચવાનુ કહો છો તે શોભતુ નથી

સ૦ પૈસો ખર્ચીએ તે વહેંચાવાનો ખરો ને? અમારી પાસેથી બીજાની પાસે જાય, એમ ફરતો થાય ને?

પણ તે ખોટી રીતિએ તો નહિ જ વહેંચાવો જોઇએ અત્યારે જે રીતિએ અસદ્ વ્યય થાય છે, તેમા પૈસો વહેંચાય –એ બુદ્ધિ છે? પૈસો વહેંચાય–એવી બુદ્ધિ હોય, તો પૈસાને સારામા સારી રીતિએ વહેંચી શકાય તેમ છે, જો તમને આવડે, તો તમે પૈસાને એવી સારી રીતિએ વહેંચી શકો કે–મે પૈસો વહેંચ્યો, એમ તમે બોલો તો તે શોભે તમે આજે જે રૂપમા કહો છો, તે રૂપમા 'પૈસો વહેંચીએ છીએ'–એમ કહેવુ, એ શોભે એવું નથી આજે પૈસાનો જે રીતિએ ઉપયોગ થઈ રહ્યો છે, તે ઉપયોગ એવો છે કે–મોટે ભાગે અસદ્ વ્યયમા જાય આજે પૈસાના ઉપયોગનો પ્રકાર જ મોટે ભાગે એવો છે કે–તેણે જ આજના ઘણા ખરા રોગોને વધાર્યા છે અને હવા-ખર્ચને પણ એણે જ વધાર્યો છે હવા એની મેળે બગડી નથી, પણ આજના માણસોએ પોતાની નીતિ–રીતિથી હવાને પણ બગાડી દીધી છે અસદ્ વિચારોથી અને અસદ્ વિચારોમાથી પેદા થતા આન્દોલનોમાથી પણ, હવાને બગાડનારૂ તત્ત્વ પેદા થાય છે આજે રોગ કેટલા બધા પેદા થઇ જવા પામ્યા છે? રોગના જાણકાર ગણાતા ડૉકટરો અને વૈદ્યો વિગેરેને પણ ઘણાઓને, આજના ઘણા ખરા રોગોના નામ પણ નથી આવડતા, આ બધા રોગો એમ ને એમ વધી રહ્યા? – અસદ્ વ્યયના આ બધાં પરિણામો છે.

## આજનો મોટો વર્ગ ભાણે ખાનારો મટીને ભટકીને ખાનારો બની ગયો છે

ખાન-પાન કાંઈ ઓછા બગડયા છે ? આગળના માણસ ભાણે બેસે તો લાગે કે-જમવા બેઠા છે આજે કહેવું પડે કે-જમતા તો એ ! પછી ભલે ને બે ચીજો ભાણામા હોય, પણ લાગે કે-ભાણું ભરેલુ છે, તમારે પચીસ ચીજ હોય, તો ય ભાણું ભરાય નહિ બધુ જરા જરા હોય, કેમ કે-તમારૂ પેટ કેટલુ ? પાછુ ભાણે ખાધુ એ ખાધુ, એવું પણ નહિ ને ? આજનો મોટો વર્ગ ભાણે ખાનારો નથી રહ્યો, પણ ભટકીને ખાનારો બની ગયો છે અમારે કેટલીક વાર બજાર વિગેરેના રસ્તે નીકળવું પડે, ત્યારે મોટી મોટી હૉટેલો અને મોટા મોટા રેસ્ટોરા, કે જે રસ્તા ઉપર હોય, તેના ઉપર અમારી નજર તો પડી જાય ને ? જીવદયાના પાલન માટે જેમ નીચી નજર રાખવી પડે છે, તેમ ભીડ આદિને અંગે ઉંચી નજરે ય કેટલીક વાર જોવું પડે છે એવા કોઇ વખતે, અમને એમ પણ થાય કે-'આ દેશમા આટલા બધા ભટકતા ક્યાથી પાકયા કે-આ લોકોનો આ ધધો ધીકતો ચાલે છે ?' તમે પણ એના ઘરાકોમાના હશો ને ? તમારા ઘરોમા તમને તમારી મા, બેન, બૈરી કે દીકરી વિગેરેમાથી કોઈ રાધીને જમાડે તેમ નથી ? પણ વાત એ છે કે-ઘરે ગમે તેટલુ ખાવા છતા ય, બહાર ખાધા વિના ચેન પડતું નથી પેલા લોકો ખાતા વધારે અને ભટકતા કયા ય નહિ. ભૂતકાળમા, એટલે જેને બહુ વર્ષો વીતી ગયા નથી, એ કાળમા પદ્ધતિ હતી કે-ભાણે બેસીને જમવું, એ લોકો કાઇ ભૂખ્યા નહોતા

રહેતા એ જમતા ખરા, પણ તે જીવવાને માટે! એમનું ખાવાનું જીવવાને માટે હતું! તમે જીવવાને માટે ખાવ છો કે જીભને સંતોષવાને માટે ખાવ છો? ખાવાનું હોય જીવવાને માટે કે જીભને માટે? આજે તો મોટે ભાગે પેટને હાનિ કરે-તેની ય ચિન્તા ઓછી છે અને જીભને ફાવે તે ખાવું-એવી વૃત્તિ વધી ગઈ છે એથી જ ઘણાને ઘરનું ખાવાનું ફાવતું નથી એના યોગે અસદ્ વ્યય કેટલો બધો વધી ગયો છે? ખાવું થોડું ને ખર્ચો ઘણો! આ રીતિએ જો તમે વિચાર કરો અને થોડાક સંયમી બની જઈને જીવવા માંડો, તો તમારા ચાલુ ખર્ચ માંથી આશરે અડધો ખર્ચ તો આજે કપાય તેમ છે

## ઘર છતાં ઘર બહાર ખાનારા કેટલા?

બજારમાં મોટી હોટેલો ખોલીને બેઠેલાઓનો ધંધો તો, અસદ્ વ્યય કરનારાઓના યોગે જ ચાલે છે ને? એમાં જે જાય છે, તે જે રખડતા હોય, ઘરબાર વિનાના હોય, તે જ જાય છે કે ઘરબાર માંડીને બેઠેલાઓ પણ એમાં જાય છે? અમદાવાદની લાખોની વસ્તિમાં ઘરબારવાળા ઘણા છે કે ઘરબાર વગરના ઘણા છે? અમદાવાદમાં જેને ઘરબાર જ ન હોય એવા ઘણા કે જેના ઘરબાર મંડાએલા હોય એવા ઘણા?

સ૦ ઘરબારવાળા ઘણા

ઘરબારવાળા ઘણા છે, તે છતાં ય આટલા બધા ઘર જોઈએ બહારના? જેટલા ઘરબારવાળા છે, તેમાંના ઘર બહાર ખાનારા છે?

સ૦ ઘણા

અમદાવાદમાં? ઘરબારવાળા હોય ને ઘરની બહાર ખાય? ઘરની બાયડીઓને રસોઈ નહિ આવડતી હોય, માટે'

ઘરની બહાર ખાતા હશે ? તમારા સ્વચ્છન્દથી એની ય આબરૂ જાય ને ? જો ના, તો આમાં શું તત્ત્વ છે, એ તો મને કહો ! તમે ઘરમાં ખાવ તો ખર્ચો વધે કે બહાર ખાવ તો ખર્ચો વધે ?

સ૦ બહાર ખાવામાં જ ખર્ચો વધે

અને તેમ છતાં ય, આવા કાળમાં ય, એવો ખર્ચો કરનારાઓ જીવે છે ? ઘરબારવાળા હોવા છતાં પણ બહાર ખાતા હોય, એવા માણસો અમદાવાદની વસ્તિના હિસાબે એક–બે ટકા જેટલા હશે કે વધારે ?

સ૦ એક બે ટકા જેટલા માણસો બહાર નહિ ખાતા હોય !

એમ ? ઘર બહાર ખવડાવનારાઓએ જે પેઢી ખોલી છે, તે પરોપકાર માટે ખોલી છે ? એ બધા તમને સારો માલ જ ખવડાવતા હશે ? જેટલા પૈસા લે, તે મુજબનો પૂરો માલ આપે, એવા હશે ? જરા વિચાર તો કરો કે–ક્યાં જઈ રહ્યા છો ? એક નાના કપના બે આના આપનારા માણસોનો કાંઈ તોટો છે ? આવું શાથી થઈ ગયું ? બે રોટલા ખાઈને જીવનારી જાત, બે કપ ચહા પીતી થઈ ગઈ આ અસદ્ વ્યય નથી ?

## માણસ ખાધે–પીધે ને પહેર્યે–ઓઢયે બગડયો એથી ઘણા અનર્થો જન્મ્યા છે

સ૦ પૈસા વધ્યા ને ?

પૈસા ખૂટયા, એ વાત ખોટી ને ? આજે મોંઘવારી ઘણી વધી ગઈ છે, પણ મોટા ભાગને કમાણી ય વધી છે ને ? મોટો ભાગ, ગમે તે રીતિએ, આડા–ટેડા કરીને પણ પૈસા લઈ આવે છે ને ? ભલે પગાર સોનો લાવતો હોય, પણ ગમે તે રીતિએ ઘણાઓ ખર્ચો જેવું ઉભું કર્યા વિના રહેતા નથી;

સૌના પગારદારને ય ત્રણ વાર ચહા જોઈએ ચહા પીઈને હોઠ લાલ કરવા જોઈએ અને લાલ મોમાં આગળ સળગતો વળ કાઢ દેખાતો જોઈએ બજારમાં આવા એક-બે નહિ, ઘણાઓ દેખાય પહેરવેશ પણ કેવો ? અમે ય હજારો માણસોને જોઇએ તો ખરા ને ? કાપડની બૂમ છતાં સૌના અંગ ઉપર કેટલું કાપડ દેખાય ? એટલે ગમે તે સ્થિતિમાં પણ જે માણસો આમ જીવતા દેખાય છે, તે પોતાની માનેલી જરૂરને પૂરી કરવાને માટે ગમે તેમ મેળવે છે અને ગમે તેમ ખર્ચે છે, એવું માનવું પડે ને ? માણસ ખાધે-પીધે અને પહેર્યે-ઓઢયે બગડ્યો છે, તેથી કેટલા બધા અનર્થો જન્મવા પામ્યા છે ? એણે જીવનને કેવું બનાવી દીધું છે ? હું કાંઈ એવો જ્ઞાની નથી કે-મને બધાના જીવનની ખબર પડે બધાના જીવનની ખબર પડે, તો યે તે કાંઈ કહેવાય છે ? એટલે સૌ પોતપોતાના જીવનને તપાસવા માંડે 'મેં અસદ્ વ્યય કર્યો છે કે નહિ અને કર્યો છે તો કેટલો અસદ્ વ્યય કર્યો છે ? એથી મેં મારે નહિ કરવા લાયક કામો કર્યા છે કે નહિ અને કર્યા છે તો તે કેટલા કર્યા છે ?' સારા કામની વાત તો પછી છે આવો વિચાર દરેક કરે અને દરેક જો અસદ્ વ્યયનો ત્યાગ કરવાના પ્રયત્નમાં લાગી જાય, તો ઘણા દુર્ગુણો જાય, ઘણા અનાચારો જાય, ઘણા દુઃખો જાય અને પછી સારા કામ કરવાની અનુકૂળતા પણ ઘણી થાય

'ખર્ચો પૂરો થાતો નથી '-એમ બોલનારાઓ કહે કે-
'આવક સારી છે અને ખર્ચો થોડો છે'- એવું થાય

માણસે માણસાઈથી જીવવું હોય, તો આ નિયમન

કરવા જેવું છે ને ? ધર્મની વાત પછી છે, પણ સામાન્યપણે ય જે સારી રીતિએ જીવવાને ઇચ્છતો હોય, તેનો આ તો એક સહજ આચાર છે. મનુષ્ય તરીકે જન્મ્યા, પણ મનુષ્યને છાજતી રીતિએ જેમને જીવવું હોય અને પ્રગતિ સાધવી હોય, તેમને માટે અસદ્ વ્યયનો ત્યાગ, એ પણ એક જરૂરી સદાચાર છે પહેલા માણસો એક વાર ને બે વાર ખાય, તે પછી એ કોઈ ત્રીજી વાર ખાવાનુ કહે, તો ના કહી દેતા કહેતા કે–આ તો પેટ છે એ લોકોને વૈદ્ય ડૉક્ટરની બહુ જરૂર પડતી નહિ ગામડાઓમા તો એવું બનતું કે–પ્રાય આઠ, દશ, પદર ગામો વચ્ચે એક વૈદ્ય હોય એટલા ગામો વચ્ચે વૈદ્ય એક અને તે ય કહે કે–નિરાત છે, બહુ ઉપાધિ નથી દર્દિઓ ય થોડા અને પોતાનો ખર્ચ પણ થોડો કોઈ માદો પડે ને નાડી બતાવવા આવે, તો વૈદ્ય એને તપાસે ખરો, પણ દવા તો ખાસ જરૂર લાગે તો જ આપે જ્યા સુધી બને ત્યા સુધી તે બે ચાર લાંઘણ ખેંચવાનું કહી દે દવા તો ન છૂટકે આપે મોટે ભાગે પેટ બગડે ત્યારે જ શરીર બગડે ને ? અને પેટ પણ મોટે ભાગે તો જીભ બગડે ત્યારે બગડે ને ? આજે ઘરબારવાળા હોવા છતા પણ જે બહાર ખાનારા છે, તેમને પેટનું ભાન છે ખરૂં ? જીભને નહિ બગાડવાનું ભાન ખરૂં ? અસદ્ વ્યયનો પરિત્યાગ કરતા જે–તે, જેમ–તેમ ને જ્યાં–ત્યા ખાવા–પીવાનું બધ થઈ જાય છે, ઘણાં વ્યસનો છૂટી જાય છે, અને ખોટા મોજશોખો ઉપર કાબૂ મૂકાઇ જાય છે આ રીતિએ જેઓ અસદ્ વ્યયનો ત્યાગ કરી શકશે, તેઓ પછી તો એવું બોલનારા થઈ જશે કે–‘ આવક સારી છે અને ખર્ચો થોડો છે ’ આજે ‘ ખર્ચો પૂરો થાતો નથી ’–એવું બોલનારો મોટો વર્ગ

છે, પણ જો અસદ્ વ્યયનો પરિત્યાગ થઈ જશે, તો 'આવક સારી છે અને ખર્ચો થોડો છે'–એવું બોલે એવો મોટો વર્ગ નીકળશે આજના ઘણા કપરા ગણાતા કાળમાં પણ, આવું પરિણામ આવે–એવું મારું અનુમાન છે આવું અનુમાન કરવામાં કાંઈ ભૂલ થતી હોય, તો તમે કહી શકો છો, અને આ અનુમાન જો સાચું હોય, તો આજની મુશ્કેલીઓમાંની ઘણી તો અસદ્ વ્યયની કુટેવે જ ઉભી કરી છે, એમ સાબીત થાય છે

માત્ર પેટ માટે બજારે જનારા થોડા

અસદ્ વ્યય બંધ એટલે મોજશોખના સાધનો બંધ અને એથી કેટલો ખર્ચો ઘટે? એમાંથી કેટલી બચત થાય? પછી તો, ખાવામાં ય સંયમ એક બે વાર જ ઘરે ખાવાનું, બહાર કશું ખાવા–પીવાનું નહિ, ઘરે એક બે વાર ખાવાનું તે ય પેટને તપાસીને જ ખાવાનું, પણ જીભ માગે તે ખાવાનું નહિ! એમાં વાંધો આવે કાંઈ? તમે વારંવાર પેટની જ વાતને આગળ ધરો છો ને? કોઈ પૂછે કે–'બજારમાં કેમ નીકળ્યા? મજુરી કેમ કરો છો?' તો ઝટ પેટ બતાવાય છે પેટને માટે આ બધું કરવું પડે છે, એમ કહે છે આ વાત સાચી છે? આજે પેટ પૂરતું કમાવાને માટે બજારે જનારા કેટલા? પેટ ખાતર જ બજારે જનારાઓમાંના તમે છો?

સ૦ પેટ માટે જનારા થોડા

ત્યારે તમે ખોટું બોલો છો ને? પેટ કેટલું? બહુ નાનું એ તો સામાન્ય પગે એવો બોજો માગે વધારે ધાંધલ તો જીભની છે જીભ ઉપર કાબૂ આવી જાય, તો ખર્ચનો કાંઈ ફેર પડે ખરો?

સ૦ ઘણો

માટે જ કહ્યુ કે-જો અસદ્ વ્યય બંધ થઈ જાય, તો મોટો ભાગ કહે કે-'આપણે આવક મોટી છે અને ખર્ચો થોડો છે'

## તેરમા વિના ચૌદમો આવે ક્યાથી

તમને જેમ અસદ્ વ્યયના ત્યાગી બનાવવા છે, તેમ સ્થાને સદાને માટે વ્યય કરનારા બનાવવા છે એ માટે ઉદારતા લાવવી પડશે ઉદારતા વિના 'स्थाने चैतत्क्रिया सदा' -એવો જે ચૌદમો સદાચાર છે, તે નહિ આવે, પણ જેઓના હૈયામા સ્થાને વ્યય કરવા જોગી થોડી-ઘણી ઉદારતા હોય, તેઓ પાસે ય ફાજલ નાણું ને ફાજલ સમય ન હોય, તો તે કરે શું? એ માટે, અસદ્ વ્યયના પરિત્યાગની વાત પહેલી કહી છે અસદ્ વ્યયમા સપડાઈ ગયેલા માણસ પાસે બચત ન રહે અગર ઓછી રહે ને? આજે અસદ્ વ્યયે તો ઘર ઘાલ્યું છે વાત વાતમા ખોટો ખર્ચો કરવાનો વ્યવહાર થઈ ગયો છે કોઈ બે જણ મળવા આવ્યા, તો ઝટ કહેશે કે-'ચહા મૂકો' એ બે જણને ચહા પાય અને સાથે પોતે પણ પીએ હમણા જ ચહા પીઈને બેઠો હોય તો ય! એમ નહિ કહે કે-તમારા આવતા પહેલા બે બીજા આવેલા, તેમને માટે ચહા મૂકેલી અને તે વખતે મેં પીધી છે આ ચહા પીધેલી હોય તો ય પીએ અને આવનાર પણ બીજે અગર પોતાને ઘરે ચહા પીઈને ચાલ્યા આવ્યા હોય તો ય પીએ આ અસદ્ વ્યય નથી? આ તો ઘરની વાત, પણ બહાર તો આના કરતા ય ખરાબ હાલત છે ને? બે મળ્યા કે-ચહાની ને ખાવાની વાત! બહાર ખાધા વિના ન ચાલે? ઘરબારવાળાએ

બહાર ખાવું નહિ, મન થાય તો ય ઘરે કરાવીને ખાવું, આટલો ય નિયમ કરવાની તૈયારી છે ?

સ૦ ટેસ્ટ ન આવે તે ?

એટલે જીભ ખાતર અસદ્ વ્યય થાય છે અને એ અસદ્ વ્યય કરીને દવાનો ખર્ચ ઉભો કરાય છે તેમ જ અનેક દુર્ગુણો પોષાય છે

## સારાની વાત સારા બનવાને સાંભળવાની

આવી દશા છે, માટે જ યોગની વાતને ઉભી રાખીને આ રીતિએ માનવસમાજના ઘડતરની વાત લેવી પડી એમ ને એમ તમારે રામને ને સીતાને સાભળવા હોય તો એમ સભ-ળાવવામા સાર શો આવે ? તમને રામ, સીતા વિગેરેને સાભળાવવાની ઈચ્છા છે, પણ તે શા માટે ? એમના ગુણોનુ વર્ણન ચાલે, ત્યારે એ ગુણોને યથાશક્ય પણ ઝડપી લેવાની તમારી તૈયારી હોવી જોઈએ સાગની વાતને સાભળીએ, તે સારા બનવાને માટે સાભળવાની એ માટે હૈયામા લાયકાત પ્રગટાવવી પડશે વર્તમાનમા લાયકાતની વાતમા ઘણી ખામી પડી ગઈ છે

## અસદ્ વ્યયથી ધન તો બગડે છે, પણ તન અને મનેય બગડે છે

વર્તમાન કાળમા બહુ ખોટા ખર્ચા વધી ગયા છે એથી માત્ર ધન બગડે છે-એમ નહિ, પણ તન ને મન પણ બગડે છે, આજે તો ખોટા ખર્ચાઓ વ્યવહાર રૂપ થઈ ગયા છે બીડી નહિ પીનારા બીડી પીતા થઈ ગયા કેમ ? કહે છે કે-પાય એની પીવી પડે અને પીધી એને પાવી પડે. પહેલા

બીડી નહિ પીનારને બીડી પીતો જોઇને પૂછીએ કે–' તું આ ક્યાથી શીખ્યો ? ' ત્યારે કેટલાક કહે છે કે–' હું તો નહોતો પીતો, પણ ચાર ભાઈબંધની વચ્ચે બેસીએ, તે ધરે એટલે ના પડાય નહિ અને એની પીધી એટલે મારે પાવી પડે, એમ ટેવ પડી ગઇ ! ' કાળ તો જુઓ બીડી વિગેરે સ્વાગતની ચીજ ગણાય છે. બીડી વિગેરે સ્વાગતની ચીજ છે કે ફજેતીની ચીજ છે ?

સ૦ સ્વાગતની નહિ, પણ બની ગઇ છે

એ જ વાત છે ને ? હવે તો સ્વાગતમાથી બીડી પણ ગઈ ને ? કેમ કે–બીડી દરિદ્રી લાગે છે સીગારેટ જોઇએ બે એકલા બીડી પીતા હોય, તો ય બે ભેગા થાય એટલે સીગારેટ પીએ. તે ય પાછી કયી જાતની ? મને તો ખબર નથી આ બધો તમને અસદ્ વ્યય નથી લાગતો ? આવો વ્યય બરાબર લાગે છે ? જમવાના સમયે કોઈ પોતાને ત્યા આવી ચઢે, તો ગૃહસ્થનો એ આચાર છે કે–એને પોતાની સાથે જમાડે, પણ બાકીના સમયે કોઇ આવ્યો હોય, તો મુખ્યત્વે પાણીની વિનતિ કરે ગમે ત્યારે ચહા ને ખાવાનુ હોય ? માણસ કાઇ ગમે ત્યારે ને ગમે તેટલી વાર ખાય ? જે ગમે ત્યારે ને ગમે તેટલી વાર ખાય નહિ, તે ચહા–બીડીના બીનજરૂરી ખર્ચો કરે ખરો ? વારવાર ચહા પીનારા ને બીડી ફુંકનારા, થોડા કાળમા પથારીના મેમાન બને તેમા નવાઈ છે ? એટલે એમા તો બધી રીતિએ નુકશાન જ છે ને ?

## પાસુ પુરૂ કરવાની મોટી ચિન્તા

તમે તમારી આયની ને વ્યયની નોધ કાઢીને તપાસજો.

પછી નક્કી કરજો કે–' આ વ્યયમાથી હું કયો કયો વ્યય કરૂ નહિ, તો ય ચાલી શકે તેમ છે ? કયો ખર્ચ કર્યા વિના હુ જીવી શકુ તેમ છુ ?' આવો વિચાર કરીને, તમે જો અસદ્ વ્યયનો ત્યાગ કરી દો, એમ નાણાનો થતો દુર્વ્યય અટકે, તો પછી ઘણા કહે કે–' અમારે ખર્ચો થોડો છે ને આવક ઠીક છે ' પછી ઉદારતા અને સમજ હોય, તો ચૌદમો સદાચાર આવે સારા સ્થાને સદા વ્યય કરતા રહેવું, એ ચૌદમો સદાચાર છે જે અસદ્ વ્યય બહુ કરતા હોય, તેના કમાવામા પણ ઘણું ખોટું હોય છે ખરી આવક ઓછી ને ખર્ચો મોટો હોય, પછી બે પાસા પૂરા કરવાને માટે શું શું કરવું પડે છે, તે વાત ન કરૂ તો સારૂ અસદ્ વ્યયના યોગે અપ કૃત્યો વધ્યા અને સારા, સદા કરવા જેવા કૃત્યો રહી ગયા સુખી ને સામાન્ય બધાની આ દશા છે સામાન્ય લોકોએ પણ આજે એવા એવા ખર્ચા ઉભા કરી દીધા છે કે–પાસાઓ પૂરા થાય નહિ પછી અનીતિ નહિ કરે તો કરે શું ? અસદ્ વ્યય જેમ જેમ વધે, તેમ તેમ અનીતિ વિગેર તો વધે જ શક્તિ જુએ નહિ, ખર્ચો કર્યે રાખે, એનુ પાસું પૂરૂ કરવાની ચિન્તા મોટી, એટલે એ પ્રાય જીવનભર દુ ખી જ રહ્યા કરે એને ઘણું ઘણું નહિ કરવા લાયક પણ કરવુ પડે છે બે પાસા પૂરા કરવા આડુ–અવળુ ઉંધુ–છતું કાંઈ ને કાંઇ કરવું જ પડે અને જે એવું કરતા હોય, તેમની માનસિક સ્થિતિ કેવી હોય ? એવા માણસો તો અહીં આવ્યા હોય, તો ય એમનુ મગજ ચાલતું હોય બીજે ગમે ત્યા જાય, પણ મગજમા તો 'આનુ આમ કરવું છે ને આનુ તેમ કરવું છે'–એવી ઉથલપાથલ ચાલ્યા જ કરે એવાઓની ઉંઘ પણ ઓછી થઈ જાય અને ઉંઘમા પણ એવા

# દશમું પ્રવચન

વિ. સં. ૨૦૦૭ ભાદરવા વદી ૮ રવિવાર
તા. ૧૯-૮-'૫૧ સવારે ૮॥ થી ૧૦॥
સ્વ. પ્રેમાભાઈ હૉલ, ભદ્ર, અમદાવાદ

[તા. ૧૯-૮-'૫૧, રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી, અમદાવાદ-પ્રેમાભાઈ હૉલમાં, પૂ. પ્રવચનકાર મહાત્માનું આ પ્રવચન એડિફેને અંગેનું આ દશમું જાહેર પ્રવચન થયું હતું. દર વખતની માફક આ વખતે પણ આ જાહેર પ્રવચનનો અહેવાલ પોતાના પત્રમાં લેવાને માટે, 'સંદેશ' અને 'ગુજરાત સમાચાર' એ બન્નેય દૈનિકોના પ્રતિનિધિઓ પોતપોતાના કાર્યાલય તરફથી હાજર રહ્યા હતા.

'ગુજરાત સમાચાર'ના પ્રતિનિધિએ પોતાનો અહેવાલ તા. ૨૦-૮-'૫૧ સોમવારના 'ગુજરાત સમાચાર'ના અંકમાં પ્રગટ કરતાં, તેની ઉપરની નોંધમાં જણાવ્યું હતું કે—

"આજે સવારે ૮॥ વાગે પ્રેમાભાઈ હૉલમાં સિદ્ધાન્ત જૈનાચાર્ય શ્રીમદ્ રામવિજયચન્દ્રસૂરીશ્વરજી મહારાજના ચાલતા વ્યાખ્યાનના અનુસંધાનમાં તેઓશ્રીએ 'સદાચાર' ઉપર ગયા રવિવારના અધૂરા પ્રવચનને આગળ વધાર્યું હતું. આજે પણ પ્રવચન સાંભળવા જૈન સાધુસાધ્વીઓ તથા ભાવિક શ્રોતાઓથી હૉલ ખીચોખીચ ભરાઈ ગયો હતો. પરંતુ આજે શ્રોતાગૃહમાં અન્ય શ્રોતાઓની વચમાં પ્રવચન સાંભળવા વિરાજમાન થયેલા રવિશંકર મહારાજની હાજરી વિશેષ ધ્યાન ખેંચતી હતી.

જ્યારે 'સંદેશ'ના પ્રતિનિધિએ પોતાનો અહેવાલ તા ૨૧ ૮ '૫૧ મંગળવારના 'સંદેશ'ના અંકમાં પ્રગટ કરતા, તેના ઉપરની નોંધમાં જણાવ્યું હતું કે-

"જૈનાચાર્ય મુનિ શ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજે અત્રેના પ્રેમાભાઈ હોલમાં 'રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ' એ વિષય ઉપર જે વ્યાખ્યાનમાળા શરૂ કરી છે, તેનું ગયા રવિવારે બાકી રહેલું પ્રવચન આજે સવારે ૮॥ વાગે પ્રેમાભાઈ હોલમાં આપ્યું હતું જૈન અને જૈનેતર ભાઈ-બ્હેનોની આ વ્યાખ્યાન સાંભળવા ઉત્તરોત્તર મેદની વધતી રહી છે આજે શ્રી રવિશંકર મહારાજ પણ પ્રવચન સાંભળવા આવ્યા હતા

દરાના પ્રવચનનું આ નીચે આપવામાં આવતું સાર્ભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલું છે —સં શ્રી જૈન પ્રવચન]

## 'જેટલું જોઈએ તેટલું ચેન કેન મેળવવું'-એવી વૃત્તિ મહાચારની બાધક છે

અતિ દુર્લભ એવા મનુષ્ય-જન્મનો પરમાદર્શ, કે જે પરમ પદની પ્રાપ્તિ સ્વરૂપ છે, તેને સિદ્ધ કરવાને માટે યોગના આદરની જરૂર છે અને વાસ્તવિક રીતિએ યોગ તેનું જ નામ છે કે-આત્માને જે પરમ પદની સાથે યોજી આપે. આત્માને પરમ પદની સાથે યોજી આપનારો જે યોગ છે, એની જે મુખ્ય ત્રણ કક્ષાઓ છે-એ વિષે આપણે કેટલીક વાતો કરી આવ્યા છીએ, અને તે પછીથી, આપણે એ વાત ઉપર આવ્યા છીએ કે-યોગને પમાડનારી સામગ્રી મળતા, યોગની કક્ષાએ પહોચી શકે એવા જીવો, કેવી સ્વભાવસિદ્ધ યોગ્યતાવાળા હોય છે, અથવા તો, યોગની કક્ષાએ પહોચવાની અભિલાષાવાળા આત્માઓએ, કેવા કેવા ગુણોને કેળવવા જોઈએ

આ ગુણોવાળા જીવનને, મહાપુરૂષો, યોગ રૂપ પ્રાસાદની પ્રાથમિક ભૂમિકાને યોગ્ય જીવન રૂપે ઓળખે છે યોગની આ પ્રાથમિક ભૂમિકાને માટે, ચાર ગુણોનો નિર્દેશ કરવા દ્વારા, મહાપુરૂષોએ એ ચાર ગુણોમા અનેક ગુણોનો સમાવેશ કરી દીધો છે એ ચાર ગુણોમા-પહેલા ગુણ તરીકે, આપણે જોઈ આવ્યા કે-યોગની પૂર્વભૂમિકા સ્વરૂપ જીવનને જીવનારા આત્માઓ, ગુરૂ-દેવાદિના પૂજક હોય છે. માતા-પિતાદિ ગુરૂ વર્ગ આદિને અગે અહીં જે વાતો થઈ ગઈ, તે જીવનમા વણાએલી છે કે જીવનમા એને વણવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે, એ વિચાર સૌએ પોતપોતાને માટે કરી લેવાનો છે એ પછી, બીજા ગુણ તરીકે કહ્યુ કે-એ આત્માઓ સદાચારી પણ હોય છે એ આત્માઓ કેવા કેવા સદાચારોને જીવનારા હોય છે, તેનુ વર્ણન કરતા આપણે અત્યાર સુધીમા ચૌદ સદાચારોને જોઈ આવ્યા તેમાના છેલ્લા બે, તેરમો અને ચૌદમો, અસદ્ એવા વ્યયનો પરિત્યાગ કરવા રૂપ અને સ્થાને એટલે દેવપૂજનાદિમા સદા વ્યય કરવા રૂપ-એને અગે આપણે ગયા રવિવારે વિચાર કરી આવ્યા એ બન્ને ય સદાચારોના પાયાને માટે, જો આયાનુસારી વ્યયની નીતિને માનવો સ્વીકારી લે, તો યોગ તો મળવો હોય ત્યારે મળે, કદાચ તેવી સામગ્રી ન મળે ને એથી યોગની પ્રાપ્તિ ન ય થાય, તો પણ એ માનવો પોતાના જીવનને એવી સારી રીતિએ જીવે કે-મરતા પણ એમને પરલોક કેવો મળશે-એની ચિન્તા કરવી પડે નહિ હૈયે ધરપત રહે કે-'મને પરલોક ખરાબ મળવાનો જ નથી, કેમ કે-પરલોક બગડે એવુ કાઈ મેં કર્યું નથી' આ લોકમા ય એ ઘણી શાન્તિ ભોગવે, કેમ કે-કોઈ સુખિને

જોઈને, એને એના સુખની ઈર્ષ્યા આવે નહિ અને પોતે ામે તેવી સ્થિતિમા મૂકાઈ જાય તો પણ, તેથી તેનામા દીનતા આવે નહિ દુ ખ આવે અને તે છતા ય દીનતા ન આવે, એવુ બને ને? વાધી એવુ બની શકે? કેમ કે-એણે નિર્ણય કરી લીધો છે કે-'હુ કાઈ જન્મ્યો છુ તે કોઈના ઉપર જન્મ્યો નથી હુ મારા પુણ્યના યોગે જ આ જન્મને પામ્યો છુ અને અહીં મને મળે તો તેટલુ જ મળે, કે જે મને મારા પુણ્યથી મળી શકે તેમ હોય મારે જોઈતુ હોય તે છતા ય ન મળે, તો એ પ્રતાપ પણ મારા પાપનો જ પુણ્યેય મારૂ બાધેલું અને પાપેય મારૂ બાધેલુ, એમા બીજાનો દોષ શો?' આવો વિચાર આવે, તો માણસ મહા સતોષી બની જાય ને? એવા વિચારવાળા માણસનો મોજશોખ પણ મોટે ભાગે મરી જાય છે, એટલે એ પ્રાય અસદ્ વ્યય કરનારો હોતો નથી આ તેરમો સદાચાર છે આવા માણસને જો પુણ્યનો યોગ હોય અને જીવવાને જરૂરી કરતા વધારે સામગ્રી મળી જાય, તો એને માટે 'स्थाने वित्तक्रिया सदा' નામનો જે ચૌદમો સદાચાર છે, તે સુલભ બને છે આવક મુજબ ખર્ચ કરનારો હોય, બીનજરૂરી ખર્ચ કરનારો ન હોય અને સારા સારા સ્થાનોએ ખર્ચ કરવામા પાછી પાની કરે એવો ન હોય, માનવસમાજ જો આવો બની જાય, તો આજના ઘણા ખરા દુ ખો તો સહજમા ભાગી ગયા વિના રહે જ નહિ ને? પુણ્યને ને પાપને જે માનતો હોય, તે થોડામાથી પણ થોડાનો સદ્ વ્યય કર્યા વિના રહે ખરો? એને તો અસદ્ વ્યય કરવો ગમે નહિ અને સદ્વ્યય કરવો બહુ ગમે આવી તમારામા ન હોય, તો પણ તમારે પુરૂષાર્થ કરીને

ત્યારે તો એના વિરોધની વાત ચાલે છે તમે
સીગારેટ લેવા-દેવામા સ્વાગત માનનારા છો ?

સ૦ આવનારો સૌ એવો હોય છે

શુ તમારે ત્યા આવનારાઓ એવા હોય છે કે-
કેહેલુ દૂધ ધરો એમા રાજી ન થાય અને સીગારેટ ધરો
રાજી થાય ? ધારો કે-એ એવા હોય, પણ તમે સ્વા
સીગારેટ ન ધરો, તો ચાલે કે નહિ ? પણ ખરી વાત
કે-તમને ય એટલો વિચાર નથી. આવી રીતિએ લોકોને
થઈ જવાની જે સ્થિતિ છે, તે સદાચાર નથી

## અજ્ઞાન લોકને તાબે થઈને આ લોકમા ને પરલો નુકશાનકારી કાર્યો ન થાય

લોકવિરૂદ્ધ કાર્ય કરતા જેનુ હૈયું ડરતુ રહે તેનામા
ચાર જણાય, પણ લોકની ખાતર જે ગમે તેવું ખરાબ
પણ કરે અગર તો લોકને તાબે થઈને જે સારૂ કામ
અટકી જાય, તેનામા એ સદાચાર છે-એમ ન જણાય,
અનાચાર છે-એમ જણાય એટલે લોકથી એવી રીતિએ
જેવું નથી, કે જેવી આ લોકની ને પરલોકની સારી
અટકી પડે લોકાપવાદ-ભીરૂત્વને સદાચાર તો એ માટે
છે કે-જેથી આ લોકના અને પરલોકમા પણ નુકશા
એવી જે પ્રવૃત્તિ હોય, તે પ્રવૃત્તિ અટકી જવા પામે
અટલે, લોકથી [illegible] બની જઈને, આ લોકમા પણ નુકશ
કરનારી અને પરલોકમાં પણ નુકશાનને કરનારી પ્રવૃત્તિ
કરનારા બની જાય, તો એ સદાચાર નથી, પણ
અનાચાર છે. આ [illegible] સમજવાને માટે, પહરમો સદા

બહુ ઉપયોગી છે માતા-પિતાદિ ગુરૂવર્ગનો અને દેવાદિનો પૂજક બનવા દ્વારા નમ્ર આદિ બનેલો અને લોકાપવાદ-ભીરૂત્વ આદિ સદાચારોને જીવનારો બનેલો આત્મા પણ, જો એને જ્ઞાનિએ કહેલુ કાર્ય સમજાઇ જાય અને જો એનામા એ કાર્યને કરવાનુ સામર્થ્ય હોય, તો એ આખી દુનિયા ઊલટી જાય તો ય, પોતે એ કાર્યને કરવામા ધપ્યે જ જાય પ્રધાન કાર્યોને માટે આ પ્રકારનો જે આગ્રહ, એનુ નામ પદરમો સદાચાર છે આ પદરમો સદાચાર એવો છે કે-આત્માને આ સઘળા ય ખરાબ કામોથી બચાવી લે અને સારા કામોમા ઉત્સાહને પ્રેરે, કારણ કે-એને આગ્રહ પ્રધાન કાયમા છે આ વસ્તુને સમજ્યા વિના જેઓ અજ્ઞાન લોકને તાબે થઈ જાય છે, અજ્ઞાન લોક રાજી થાય એવી રીતિએ વર્તવાના પ્રયત્નમા પડી જાય છે, તેઓ તો પોતાના આ લોકના હિતને પણ બગાડે છે અને પોતાના પરલોકના હિતને પણ બગાડે છે, કારણ કે-તેઓ નહિ કરવા યોગ્ય કામોને કરે છે અને જે સારા કામો કરવા યોગ્ય હોય છે, તે એમનાથી છૂટી જાય છે

<u>મરેલા પાછળ રડનારાઓ</u>

મરનારની પાછળ તમે રડો છો, તે તમને રોવું આવે છે માટે રડો છો કે રોવું પડે એમ માન્યુ છે માટે રડો છો? રોવું આવી જાય અને રડે એવા થોડા, જ્યારે દેખાવ ખાતર રોનારા ઘણા પાછા કહે કે-' મન ન હોય તો ય ચાર આવે એટલે બતાવવાને માટે રોવું પડે ન રોઇએ તો પાછળ ટીકા કરે ' શાની ટીકા કરે?

સ૦ કહેશે કે-આને લાગણી જ નથી

અજ્ઞાન માણસો કદાચ લાગણી નથી એવી ટીકા કરે, એટલા માટે ઢોંગ કરવાનો ? પોતાનો સ્નેહી કે સબધી મરી જાય, તે છતા પણ જેણે સમજપૂર્વક હૈયામા શોકને પેદા થવા જ દેવો નહિ-એવો કાબૂ કેળવ્યો હોય, તે ન રડે એટલે ખરાબ ? જેણે એવો કાબૂ મેળવ્યો હોય, તેને તમે ઉત્તમ કહો કે અધમ કહો ?

સ૦, ઉત્તમ જ કહેવાય

જેના ઘરનો જાય છે, તેનો કામ કરનારો જાય છે કે બીજાનો કામ કરનારો જાય છે ? બીજાઓ તો વાતો કરે, એટલુ જ ને ? જેનો કામ કરનારો જાય, એથી જેનો સ્વાર્થ હણાય, તેને પોતાને જો સમજ હોય અને એથી એ શોક ન કરે, તો તેની ટીકા કરવાની હોય કે તેના વખાણ કરવાના હોય ? આજે તો, મોટે ભાગે એવુ ચાલે છે કે-જીવતા સામુ ન જોયુ હોય તો ય, મર્યા પછી બહુ લાગી આવ્યુ છે-એવું બતાવવાનો ઢોગ કરે આ ઢોગ શા માટે ? લોકને બતાવવાને, લોકને રાજી કરવાને અથવા તો લોકને નારાજ નહિ થવા દેવાને માટે ને ? એટલે લોકની ખાતર નહિ કરવા યોગ્ય કાર્યો પણ તમે કરો તો છો જ

સમાજજીવી હો માટે ખરાબ કામેય કરો ?

આવી જ રીતિએ, તમારે કરવા યોગ્ય કાર્યો પણ તમે લોકની ખાતર ન કરતા હો, એવું છે ? લોકને ન ગમે અને તમારે કરવા જેવા હોય, પણ લોકની ખાતર તમે ન કરતા હો, એવા કયા કયા કાર્યો છે-એનો તમને ખ્યાલ છે ? પણ તમે પ્રધાન કાર્યો કયા છે અને એમા તમારાથી થઈ શકે

એવા કયા છે, એનો વિચાર કર્યો છે ખરો ? જ્યા સુધી પ્રધાન કાર્યો સબધી જ નિર્ણય ન કર્યો હોય, ત્યા સુધી એને માટે આગ્રહ શાનો આવે ?

> સ૦ લોક એટલે સમાજ માણસ સમાજજીવી હોય છે રોવાનો વ્યવહાર એ પણ સમાજનો વ્યવહાર છે, તો એ કરવાની જરૂર ખરી કે નહિ ?

રોવાનો રિવાજ ગમે તેવો ખોટો હોય, તો પણ માણસ સમાજજીવી છે, માટે એણે એ વ્યવહાર કરવા જેવો ખરો કે નહિ, એમ પૂછો છો ? લોકમા જેનો વ્યવહાર રૂઢ બની ગયો હોય, તે ખરાબ કામ હોય તે છતા પણ તે કરવું જ જોઈએ—આવું જે માને છે, તે કદી પણ સદાચારી બની શકતો નથી હજુ તો છેક છેલ્લા સદાચારમા એ વાત કહી છે કે—ગર્હિત એવી પ્રવૃત્તિ તો, કણ્ઠે પ્રાણ આવી જાય તો પણ નહિ કરવી જોઈએ

## લક્ષ્ય મુખ્યત્વે પરલોક પર કેન્દ્રિત કરવું જોઈએ

અત્યારે તો આપણે પ્રધાન કાર્યો, કે જે કાર્યોથી આ લોકનુ હિત પણ સધાય અને પરલોકનું હિત પણ સધાય, એવા કાર્યોના આગ્રહ રૂપ સદાચારની વાત કરવાની છે માણસે પોતાના લક્ષ્યને મુખ્યત્વે તો પરલોક ઉપર જ કેન્દ્રિત કરવું જોઈએ અને પરલોકને બગાડે એવી પ્રવૃત્તિઓથી જેમ બને તેમ વિરામ પામવો જોઈએ તથા પરલોકને સુધારનારી જે જે પ્રધાન પ્રવૃત્તિઓ છે, તેના આગ્રહવાળા બની જવું જોઈએ આ લોકની બહુ ચિન્તા કરવા જેવી છે ? અહીં રહી રહીને પણ આપણે કેટલોક કાળ રહી શકવાના ? આ

ને આ સ્થિતિમા, અહીં આપણે શાશ્વત કાળ રહેવાના છીએ? કે અહીંથી થોડા કાળમા જ આપણે જવાનુ છે?

સ૦ અહીંથી જવાનુ તો છે જ

અહીંથી જવાનુ છે, એ નક્કી છે અહીંથી ક્યારે જવાનુ છે–એ આપણી જાણમા નક્કી નથી, પણ અહીંથી થોડા કાળમા જવાનુ છે, એ તો આપણે જાણીએ છીએ ને? વર્તમાન કાળ મોટો છે કે ભવિષ્ય કાળ મોટો છે? એટલે કે–આપણા વર્તમાન જીવનનો કાળ મોટો છે કે આપણા ભાવિ જીવનનો કાળ મોટો છે? આ જીવનનો કાળ હવે તો ૫–૨૫–૫૦ વર્ષો લગભગનો ગણાય ને? ત્યારે ૫–૨૫–૫૦ વર્ષોના જીવનમા, ભવિષ્યનો અનન્તો કાળ કાળો થાય તેવા કામો નહિ કરવામા, ખૂબ જ અક્કડ બની જવુ જોઈએ અને જે જે કાર્યો આપણા ભવિષ્યના અનન્તા કાળને સુધારનારા હોય, તે તે કાર્યોને, વર્તમાન કાળમા અગવડોને વેઠવી પડે તો અગવડોને વેઠીને પણ, આપત્તિઓને ખમવી પડે તો આપત્તિઓને ખમીને પણ કરવામા, મેરૂ જેવા અચળ બની જવું જોઇએ

મરવાનુ ને દુઃખ ભોગવવાનુ યાદ આવે છે?

પણ તમને આ જીવનની ક્ષણભગુરતા યાદ આવે છે ખરી? વારવાર એ વિચાર આવે છે કે–અહીંથી જવાનુ છે અને ભવિષ્યકાળ અનતો છે? માણસને મરવાનુ નક્કી હોવા છતા પણ, મરણ પ્રત્યે માણસને એટલો બધો અણગમો છે કે–કોઈ જો અહીંથી જવાનુ છે–એ વાતને યાદ કરાવે, તો તેમા પણ માણસને અમગળ જેવુ લાગે છે કોઈ કોઈ વાર

તો, માણસ ગુસ્સામા આવીને એમ પણ કહી દે છે કે-'અમે જ્યારે મરવાનું આવશે ત્યારે મરીશું, પણ અત્યારે અમે મરણની ચિન્તા કરીએ નહિ, એમા તમારા બાપનું શું જાય છે ?' અમે તો તમને કહીએ છીએ કે-'તમે અહીં ઘણું જીવો અથવા જો જીવી શકતા હો તો તમે અહીં સદાને માટે જીવો તો એમા અમને લેશ માત્રેય વાંધો નથી, પણ જરા સમજો !' તમે ગમે તેટલા પ્રયત્નો કરો, તો પણ તમારે અહીંથી જવાનુ જ છે અને તમારૂ ભવિષ્ય મુખ્યત્વે આ લોકના તમામ કાર્યોથી જ ઘડાવાનુ છે 'મારા આ લોકના કાર્યોનુ ફળ મારે જ પરલોકમા ભોગવવું પડશે, અહીં હું જે કાંઈ કરીશ, તેનુ ફળ મને મળ્યા વિના રહેવાનુ નથી જ અને મારે જ એ ફળને પરલોકમા પણ ભોગવવું પડવાનુ છે '-આવી સીધી સાદી વાતને પણ જે માનતો નથી, તેની પાસે તો સદાચારની ગમે તેટલી વાતો કરવામા આવે, તો પણ તે બધી હવામા ઉડી જવાની

પ્રધાન કાર્યોનો આગ્રહ

પણ તમે તો એમાના નથી ને ? 'આપણો આત્મા સદાજીવી છે'-એવું માનનારાઓમાના તમે છો ને ? 'આપણે અનન્તો કાળ થયા છીએ અને અનન્તો કાળ આપણે રહેવાના છીએ, આપણે ક્યારે ય નહોતા-એમ પણ નથી અને આપણે ક્યારે ય નહિ હોઈએ-એવું બનવાનુ પણ નથી !'-આવું જે માને અને 'પોતાના કર્મોનું ફળ પોતાને જ ભોગવવું પડે છે'-એ વાતને જે સમજે, તેણે તો ખરાબ કાર્યોને છોડી દઈને અને કયા કયા કાર્યો કરવા જેવા

કરતા રહીને, જે જે કાર્યો સારા લાગે, હિતકારી તરીકે જે જે કાર્યોનો ખ્યાલ આવે, તે તે કાર્યોને કરવાને માટેનો કેવો આગ્રહ રાખવો જોઈએ ?

સ૦ સુન્દર

સુન્દરમા સુન્દર પ્રકારનો આગ્રહ રાખવો જોઈએ ને ? એવા વખતે, કદાચ અજ્ઞાન લોકનો ગમે તેવો વિરોધ આવી પડે, તો પણ તે વિરોધને વેઠી લઈને ને ? આવો આગ્રહ અત્યાર સુધીમા ન આવ્યો હોય, તો હવે તો લાવવો પડશે ને ? પણ પ્રધાન કાર્યોને જાણ્યા વિના તમે આગ્રહ રાખશો શાનો ? પરલોકને માનનારા તમે, પરલોકને સુધારનારા કાર્યો કયાં કયા છે, એનો અત્યાર સુધીમા સમજ મુજબ પણ વિચાર અને નિર્ણય તો કર્યો હશે ને ? આપણો ભવિષ્યકાળ સુધરે, સુન્દર બને–એ માટે આ જન્મમા કરવાનુ શુ ?

સ૦ પરોપકાર

એટલે પરોપકાર આદિ પ્રધાન કાર્યો મુખ્યત્વે કરવાના ને ? એ કાર્યોની આગળ આપણો વર્તમાનકાલીન ઉપકાર તો ગૌણ બને ને ? પોતાના વર્તમાનકાલીન ઉપકારના કાર્યને ગૌણ બનાવી દઈને અથવા તો એની દરકાર રાખ્યા વિના પણ, પરના ઉપકારને સાધવાની વૃત્તિ ખરી ને ?

## આત્મિક ને ભૌતિક ઉપકારનો ફરક

પરોપકાર એ પ્રધાન કાર્ય છે, અવશ્ય કરવા યોગ્ય કાર્ય છે, આમ છતા પણ એના સબધમા વિવેકી બનવાની ખૂબ જ આવશ્યકતા છે આત્મિક ઉપકારની વાત આવે, ત્યા પહેલા પોતાની જાતનો વિચાર કરવો પડે અને તે પછીથી બીજા

ઓનો વિચાર થાય, જ્યારે ભૌતિક ઉપકારને માટે તો, બીજા ઓની જાતને પહેલી ગણવી જોઈએ અને આપણી જાતને પાછળ રાખવી જોઈએ આત્મિક ઉપકારનો વિચાર ચાલે, ત્યા પહેલા આપણે આપણી જાતનો વિચાર કરવો જોઈએ અને ભૌતિક ઉપકારની વાતમા પહેલુ આખુ જગત્ અને પછી આપણે, એ વૃત્તિને ખીલવવી જોઈએ આત્મિક ઉપકારમા તો એવુ છે કે-જેને પોતાના આત્માના ઉપકારનો ખ્યાલ ન હોય, તે બીજા આત્માઓ ઉપર ઉપકાર કરવાને માટે નાલાયક છે ભૌતિક ઉપકારનો પ્રસગ એવો છે કે-એમા પોતાની જાતને ભૂલે અને બીજાઓના જ ભલાને યાદ કરે, તો જ તે સારી રીતિએ થઈ શકે આવો પરોપકારનો ખ્યાલ જેને હોય, તેને પ્રધાન કાર્યોનો વિચાર ઝટ આવે, કારણ કે-પરોપકાર પણ વસ્તુત પોતાના આધ્યાત્મિક કલ્યાણને સાધવાના હેતુથી જ કરવા યોગ્ય છે ઉપકાર કરનારને એમ કહેવુ જોઈએ કે-'દેખીતી રીતિએ ભલે હુ બીજાના ઉપર ઉપકાર કરૂ છુ, પણ ખરી રીતિએ તો હુ મારા પોતાના ઉપર જ ઉપકાર કરૂ છુ'

## આધ્યાત્મિક ઉપકાર વ્યક્તિગત પણ થઈ શકે અને સમૂહગત પણ થઈ શકે

સ૦ આધ્યાત્મિક ઉપકાર વ્યક્તિ માટે તો શક્ય છે, પણ એ સમાજ માટે શક્ય ખરો?

આધ્યાત્મિક ઉપકાર સમાજ માટે શક્ય છે, એ માટે તો અહીં એ પ્રકારનો પ્રયત્ન ચાલી રહ્યો છે વ્યક્તિઓનો સમૂહ એ સમાજ, એટલે જે વસ્તુ વ્યક્તિને માટે શક્ય હોય, તે વસ્તુ સમાજને માટે પણ શક્ય જ જણાય ઘણી વ્યક્તિ-

એમા પરિવર્તન આવે, એ સમાજમા પરિવર્તન આવ્યુ એમ કહેવાય

સ૦ આર્ય સસ્કૃતિની આધ્યાત્મિક દૃષ્ટિની આ વાત વ્યક્તિના વિકાસમા તો ઉપયોગી થાય, પરન્તુ આખા સમાજને આ માર્ગે દોરી શકાય કે નહિ અને સમાજ જો આ માર્ગે દોરાય તો તેથી સમાજનો વિકાસ થાય કે નહિ?

આખો સમાજ દોરાય કે નહિ—એ એક જુદી વસ્તુ છે, પણ આખો સમાજ જો આ માર્ગે દોરાતો હોય, તો જરૂર આખા સમાજને આ માર્ગે દોરી શકાય અને એથી સમાજનો પણ વિકાસ જ થાય સામુદાયિક રીતિએ આધ્યાત્મિક ઉપકાર થઈ શકે જ નહિ—એવુ નથી આધ્યાત્મિક ઉપકાર વ્યક્તિગત પણ થઈ શકે અને સમુદાયગત પણ થઇ શકે અત્યારે આધ્યાત્મિક ઉપકારનો જ પ્રયત્ન ચાલુ છે અને આ સમુદાયગત પ્રયત્ન છે આ વસ્તુને આ સમૂહ આચરણમા મૂકે, તો એથી દરેકનો વ્યક્તિગત વિકાસ પણ થાય અને સમાજનો વિકાસ પણ થાય

## આત્મિક ઉપકાર માટે પહેલા પોતે સુધરવું જોઈએ

આપણા આધ્યાત્મિક શાસ્ત્રકારોએ જ્યા આત્મિક ઉપકારનો પ્રસગ આવ્યો, ત્યા જે રીતિએ આત્મિક ઉપકારને સાધવાનુ દર્શાવ્યુ છે, તેને જો પ્રશ્નકાર વિચારશે, તો એથી તેમને તેમના પ્રશ્નનુ સમાધાન મળી જશે આત્માના ઉપકારની બાબતમા, મહાપુરૂષોએ કહ્યુ છે કે—સૌથી પહેલા તમે તમારા પોતાના આત્મા ઉપર ઉપકાર કરો એનો અર્થ એ છે કે—સૌથી પહેલા આપણે પોતે જ પોતાને દોષરહિત અને

ગુણસહિત બનાવવાનો પ્રયત્ન આરંભી દેવો જોઈએ આપણે જેમ જેમ દોષરહિત અને ગુણસહિત બનીએ, તેમ તેમ બીજાના આત્મિક ઉપકારને પણ સારી રીતિએ સાધનારા બની શકીએ આપણને જ જો આપણા દોષો ડખતા ન હોય અને આપણા ગુણોને પ્રગટાવવાની આપણામા જ જો ભાવના ન હોય, તો બીજાઓને દોષોથી મુક્ત અને ગુણોથી સહિત બનાવવાની લાયકાત, આપણામા આવે જ શી રીતિએ ? પણ જ્યારે ભૌતિક ઉપકારનો, એટલે કે–બાહ્ય વસ્તુથી ઉપકારને સાધવાનો પ્રસગ હોય, ત્યારે એ ઉપકારને સાધવાને ઇચ્છના રાએ, એ ઉપકારને સાધવાને માટે પોતાની જાતના ભૌતિક ઉપકારને ગૌણ બનાવી દઈ ને, બીજાઓના ઉપરના ઉપકારને પ્રધાન બનાવી દેવો જોઇએ ધારો કે–તમે પણ ભૂખ્યા હો અને તમારી પાસેનો પણ ભૂખ્યો હોય, ભોજનની જરૂર બેયને હોય, પણ ભોજન માત્ર તમારી જ પાસે હોય અને તે એક પૂરતુ જ હોય, એવા પ્રસગમા મહાપુરૂષો કહે છે કે–જો તમારી શક્તિ હોય, તો તમે પોતે ન ખાઈ ને પણ તમારી પાસેનાને ખવડાવો દોષોને કાઢવાને માટે તો, પહેલા પોતાના દોષોને કાઢવાને મથવુ જોઈએ અને તે પછી બીજાઓને દોષ કાઢવાનું કહેવાને નીકળવું જોઇએ

## યોગ સાધનારે જગલમા જ જવુ પડે એવુ નથી

દોષોને કાઢવા અને ગુણોને મેળવવા, એ આધ્યાત્મિક પ્રગતિ છે આ પ્રગતિ જીવ માત્રને માટે એકસરખી રીતિએ આવશ્યક છે સૌ દોષરહિત બનવાના અને ગુણસહિત બનવાના પ્રયત્નમા લાગી જાય, તો એ સ્થિતિ માત્ર વ્યક્તિને

જ લાભ કરે કે સમાજનો પણ લાભ કરે ? એક વ્યક્તિ પણ સુધરે, તો તેથી પણ એક યા બીજી રીતિએ આખા જગતને લાભ થાય છે, તો પછી સમાજની ઘણી વ્યક્તિઓ સુધરે તો સમાજને લાભ ન થાય, એ બને કેમ ?

સ૦ મને એમ લાગે છે કે—આ વસ્તુ સમાજને લાભ કરી શકે નહિ અધ્યાત્મની ઉપાસના કરવાને માટે તો જગલમા જવુ જોઈએ એટલે આ વસ્તુ સમાજવ્યાપક બની શકે નહિ

કોઈ પણ ડાહ્યો માણસ, એવું માનનારો હોઈ શકે નહિ કે—જેણે મોક્ષની સાધના કરવી હોય, એટલે કે—જેણે મોક્ષને માટે યોગની સાધના કરવી હોય, તેણે જગલમા જ ચાલ્યા જવુ જોઈએ યોગની આધિક સાધના તો, ગૃહસ્થપણે પણ થઈ શકે છે અને એથી જ યોગની ત્રણ ભૂમિકાઓને લગતી વાતો પહેલા કહેવામા આવી હતી ગૃહસ્થપણાને તજીને અને સયમને સ્વીકારીને, એકાન્તે મોક્ષની જ આરાધના કરવાને માટે ઉદ્યત બનેલા આત્માઓ પણ, માનવસમાજમા રહીને યોગની સાધના કરી શકે છે અને જો પોતામા એવી કોઈ તાકાત વિશેષ હોય, તો એ દ્વારા તેઓ ઘણા માનવીઓને પણ એ માર્ગે ઘસડી શકે છે સમાજમા જો આધ્યાત્મિક દૃષ્ટિનું આન્દોલન બગબર ઉભુ થઈ જવા પામે, તો એથી સમાજને નુકશાન કાંઈ પણ થાય નહિ અને સમાજને લાભ અનેક રીતિએ થાય એટલે આધ્યાત્મિક પ્રગતિની સર્વવ્યાપકતા નથી—એમ કહેવુ, એ બરાબર નથી

આધ્યાત્મિક ઉપકારના ઉપદેશની અસર :

સ૦ સમાજ ઉપર એની અસર થયેલી કે અસર થતી દેખાતી નથી.

ઘણી અસર થઈ છે અને થાય છે સારામા સારી ચીજની અસર પણ, જેઓ એની અસરને ઝીલી શકે એવા હોય અથવા એવા બને, એમના ઉપર થાય ? કે અયોગ્ય ઉપર પણ એની અસર થાય ? જો તમે એમ કહેતા હો કે–સૌ ઉપર અને પૂરેપૂરી અસર થવી જોઇએ, તો કદી પણ એવી માગણી કરી શકાય નહિ અને એવી ઈચ્છાને કરનારની ઈચ્છા કદી પણ સફળ નિવડે નહિ, કેમ કે–સૌ લાયક હોય નહિ અને લાયક પણ બધા એકસરખા લાયક હોય નહિ આધ્યાત્મિક ઉન્નતિના શિખરે પહોચવાની ઇચ્છા પણ, જીવમા જો લાયકાત ન હોય તો, પ્રગટી શકતી નથી અને એવી ઈચ્છા પ્રગટી શકે–એવા લાયક જીવોમા પણ, એ ઈચ્છાને પ્રગટવાને માટે ઘણી સામગ્રીની અપેક્ષા રહે છે, ત્યા બધામા અસર જોવા માગો, તો તે કયાથી જોવાને મળે ? તમે વિચારો કે–ભૌતિક પ્રગતિના શિખરે પહોચવાની ઇચ્છા તો લગભગ બધાને છે ને ? એને માટેની મહેનત પણ લગભગ બધા જ કરે છે ને ? આમ છતા પણ, બધા ભૌતિક પ્રગતિના શિખરે પહોચી શકતા નથી ને ? જે કોઈ ભૌતિક પ્રગતિના શિખરે પહોચ્યા નથી અથવા તો સામાન્ય પ્રકારની પણ ભૌતિક પ્રગતિને જેઓ સાધી શકયા નથી, તેઓને ભૌતિક પ્રગતિની ઈચ્છા જ નહોતી અથવા તો તેમણે એને માટે કશી મહેનત જ કરી નહોતી, એમ તમે કહી શકશો ? નહિ જ, તો આધ્યાત્મિક ઉપકારના ઉપદેશની અસર જ નથી દેખાતી, એમ કેમ જ કહી શકાય ? વાત ગમે, છતા સાધી શકે નહિ–એવા પણ હોય અને સાધવાને મથે, છતા નિષ્ફળ નિવડે–એવા પણ હોય આમ છતા પણ, આધ્યાત્મિક પ્રગતિના શિખરે પહોચવાની,

એટલે કે–મોક્ષને મેળવવાની માત્ર ઈચ્છા પણ થઈ જાય, તો ય તે નિષ્ફલ નિવડતી નથી એ ઈચ્છામા પણ એવો ગુણ છે કે–જીવને વહેલે-મોડે પણ એ યોગની ભૂમિકાઓને પમાડવા દ્વારા, મોક્ષને પમાડનારી નિવડે છે

જગતને આ માર્ગે દોરવાની કોશિષ

આપણી વાત તો એ છે કે–આપણે આ માનવજીવનને પામીને યોગની ભૂમિકાએ પહોચવાનો, યોગની ભૂમિકાએ રહીને યોગને સાધવાનો અને એ રીતિએ પરમ પદને પામવાનો પ્રયત્ન કરવો જોઈએ આવો પ્રયત્ન આ જીવનમા શરૂ કરીએ, તો આગામી જીવનોમા પણ આપણને આવો પ્રયત્ન કરવાની તક મળે એમ જો નિયમિત પ્રયત્ન ચાલુ રહે, જ્યા જઈએ ત્યા આ પ્રયત્નની સામગ્રી મળે અને આપણે યોગને આરાધીએ, તો બહુ જ થોડા ભવોમા આપણે પરમ પદે પહોચી શકીએ યોગ્ય આત્માઓના લક્ષ્યમા આ વાત આવી જાય અને આ રીતિએ પ્રયત્નશીલ બનવાની પ્રેરણા મળે, એ હેતુથી જ આ વ્યાખ્યાનમાળાની ગોઠવણને આવકારવામા આવી છે અમે જે માર્ગની સાધનામા પરમ કલ્યાણ માનીએ છીએ અને એથી જે માર્ગને સાધવાની કોશિષમા અમે છીએ, તે માર્ગે જગતને દોરવાની કોશિષો પૈકીની આ પણ એક કોશિષ છે જે કોઈ અમારા પરિચયમા આવે, તેને અમે તો આ જ એક માર્ગે દોરવાની કોશિષ કરીએ છીએ અને જીવનભર અમારો આ પ્રયત્ન ચાલુ રહે–એમ અમે ઇચ્છીએ છીએ, કારણ કે–સૌનું હિત આનાથી જ છે, એમ અમારૂ ખચીત માનવું છે

## 'આ માર્ગમાં જગવ્યાપી બનવાની શક્તિ કે લાયકાત નથી' —એમ નહિ કહી શકાય

આખું ય જગત્ આધ્યાત્મિક ઉન્નતિની વાત ચાહે નહીં બનતું-એ વાત સાચી છે, પણ તે સ્વાભાવિક છે અને એ જગત માટે એટલું જ ખોટું છે, પણ જો બધા આધ્યાત્મિક ઉન્નતિની વાત સાથે બળી જ જાય, તો એથી જગતને નુકશાન થાય ખરૂં ? અને થાય તો શું નુકશાન થાય ? 'આધ્યાત્મિક ઉપદેશની અસર બધા ય ઉપર કેમ થતી નથી ?'—એવો પ્રશ્ન ઉઠાવનારે, એ વિચાર પણ કરવા જેવો છે કે—'ભૌતિક દૃષ્ટિએ પણ બધા જ કેમ સુખી બન્યા નથી ?' તમે તો માત્ર મનુષ્યોની વાત કરો છો, પણ હું તો બધા ય જીવોની વાત કરૂં જેમ મનુષ્યોને સુખ જોઈએ છે, તેમ બીજા નાનામાં નાના જીવને પણ સુખ જ જોઈએ છે સંસારના સુખ જેવી તુચ્છ ચીજને પણ, એની ઈચ્છા લગભગ સૌને હોવા છતાં અને એને માટેની મહેનત પણ લગભગ બધાની હોવા છતાં, બહુ થોડા જ જીવો પામી શકે છે; તો પછી, આધ્યાત્મિક ઉન્નતિને માટેની મહેનતની વાત તો દૂર રહી, પણ આધ્યાત્મિક ઉન્નતિની ઈચ્છા પણ મોટે ભાગે નથી જ, એટલે આધ્યાત્મિક સુખને સૌ ન પામે—એ સ્વાભાવિક છે પણ તેથી આધ્યાત્મિક ઉપદેશની સાર્વત્રિક અસરની તાકાત નથી-તેમ તો ન જ કહેવાય ભૌતિક સુખ ગમે છે કેટલા જીવોને અને ભૌતિક સુખને પામે છે કેટલાક જીવો, એની જો તમે વાત કરવા માડો અને મનુષ્યોથી આગળ જેમ જેમ વધતા જાવ, તેમ તેમ તમારે ઘણા ભાગને છોડી દેવો પડશે અમે તો પૃથ્વીને પણ સજીવ માનીએ

છીએ, પાણીને પણ સજીવ માનીએ છીએ, અગ્નિને પણ સજીવ માનીએ છીએ, વાયુને પણ સજીવ માનીએ છીએ, વનસ્પતિને પણ સજીવ માનીએ છીએ અને નાનામા નાના હાલતા-ચાલતા જતુઓના જે દેહો છે, તેમા ય જીવો રહેલા છે-એમ માનીએ છીએ આપણા જેવો જ જીવ પૃથ્વી આદિમા પણ છે પૃથ્વી આદિમા કેટકેટલા જીવો છે, એ ય જાણવા જેવુ છે એ જીવો અત્યારે ગમે તે સ્થિતિમા છે, પણ જેવો આપણો જીવ છે, તેવા જ એ જીવો છે એ બધા જીવો મનુષ્ય કેમ નહિ ? તમે મનુષ્ય ને એ જીવો મનુષ્ય કેમ નહિ ? કાંઈક કારણ તો ખરૂ ને ? એટલે સુખ જોઇએ છે સૌને, પણ સુખ સૌને મળતું નથી માત્ર બહુ જ થોડા જીવોને સુખ મળે છે ભૌતિક સુખ તો લગભગ સૌને જોઈએ છે, છતા ય આ દશા છે, જ્યારે આધ્યાત્મિક ઉન્નતિની તો ઘણે મોટે ભાગે ઇચ્છા જ નથી ઘણા મનુષ્યો પણ એવા છે, કે જેમણે આધ્યાત્મિક ઉન્નતિની વાતને સાભળી નથી, તેથી એની ઇચ્છા થઇ નથી અને તેથી તેનો પુરૂષાર્થ નથી એટલે ઘણા ન પામતા હોય, તો એથી આ માર્ગમા જગદ્વ્યાપી બનવાની શક્તિ નથી અગર આ માર્ગમા જગદ્વ્યાપી બનવાની લાયકાત નથી-એમ નહિ કહી શકાય 'ઘણાઓ ઉપર આ માર્ગની અસર કેમ નથી ?' તો કહેવું જોઈએ કે-'આ માર્ગને સાભળવાની સામગ્રી પણ ઘણા જીવોને મળતી નથી, આ માર્ગને સાભળવા છતા ય રાગાદિ દોષોની ઉત્કટતાને લઇને ઘણાઓને આ માર્ગને પામવાની ઇચ્છા થતી નથી અગર તો આ માર્ગને સાભળવા છતા ય આ માર્ગને પામવાની તેઓમા યોગ્યતા નથી અને આ માર્ગને પામ્યા છતા પણ

આ માર્ગને સેવવાને માટે જરૂરી એવા પુરૂષાર્થને કરવાની શક્તિ પણ ઘણાઓમા હોઈ શકતી નથી ' જગતની વાત તો આઘી રહી, પણ અહીં આ હૉલમા જેટલા બેઠેલાઓ છે અને ઉભેલાઓ છે, તે બધા જ એવા છે કે-જે કાંઈ કરવા જેવું લાગે, તે બધુ કર્યા વિના રહે જ નહિ ?

નીતિની વાતેય જગદ્વ્યાપી બને ?

અહીં નીતિની વાત ચાલે, એ વાત સમજાઈ પણ જાય અને હૈયે જચી પણ જાય, પણ ઘરે જાય અને ઘણા કહે કે- 'એમ નીતિની વાતો કર્યે નહિ ચાલે જેની જવાબદારી લઈને બેઠા છો, તેમને માટે અનીતિ પણ કરવી પડશે ' તો તમે એમ કહેવાના કે-' મેં જવાબદારી સ્વીકારી છે એટલે મેં સ્વીકારેલી જવાબદારીને અદા કરવાને માટે હુ જોઇશે તો માથુ આપીશ, પણ અનીતિ કરવી-એ તો મારાથી નહિ જ બને ? ' આવી આશા હું કેટલાકો તરફથી રાખુ ? પછી 'નીતિની વાત પણ જગદ્વ્યાપી બની શકે એવી નથી '- એમ કહીને, નીતિની વાતને પણ ઉડાવી દેતા નહિ ! જેમને અનીતિ કરવી ગમતી ન હોય અને નીતિ પાળવી જ જેમને ગમતી હોય, એવા પણ માણસો લોકને તાબે થઈ જઈને અનીતિને સ્વીકારી લે છે એ માટે આ પદમો સદાચાર જરૂરી છે કયો ? પ્રધાનકાર્યે નિર્બન્ધ ! પ્રધાન એવા કાર્યને વિષે આગ્રહ હોવો એ જરૂરી છે એવા કોઈ કાર્યને કરવાના યોગે કદાચ આ લોકમા નુકશાન ખમવું પડે તેમ હોય, તકલીફ વેઠવી પડે તેમ હોય, પણ એથી પરલોક જરૂર સુધરે તેમ છે-એવુ લાગે, તો તેવું કાર્ય પ્રાણાન્તે પણ છોડવુ જોઈએ નહિ-

આટલી પણ વૃત્તિ જો જાગે, તો એટલો પણ તમારો વિકાસ થયો, એમ જરૂર કહી શકાય આ પણ એક અસર છે

## આધ્યાત્મિક ઉન્નતિ માટે સાધુ જ થવુ પડે ?

સ૦ જેણે આધ્યાત્મિક સુખ મેળવવુ હોય, તેણે તો સાધુ જ થવુ જોઇએ ને ?

ઘણી ગેરસમજવાળો અને ઘણી ગેરસમજ ફેલાવે તેવો આ પ્રશ્ન છે જરૂર, ઉંચામા ઉંચી કોટિની આધ્યાત્મિક ઉન્નતિને સાધવાને માટે, સાચુ સાધુજીવન એ ઉંચામા ઉંચી કોટિનુ સાધન છે અને એ માટે જ યોગની ત્રણ ભૂમિકા ઓમા પહેલી અને ઉંચી ભૂમિકા સાધુતાની છે–એ વાત આપણે વિચારી આવ્યા છીએ, પણ એનો અર્થ એવો તો નથી જ કે–'જેણે આધ્યાત્મિક ઉન્નતિને સાધવી હોય, તેણે એક માત્ર સાધુજીવન જ સ્વીકારવુ જોઈએ અને જે કોઈ સાધુજીવન સ્વીકારવાને માટે અશક્ત હોય, તે સમજુ અને પ્રયત્નશીલ બને તો પણ, આધ્યાત્મિક ઉન્નતિ સર્વથા સાધી શકે જ નહિ' સાધુજીવનને નહિ સ્વીકારી શકનારાઓ પણ, વિવેકી બનવા દ્વારા અને યથાશક્ય પ્રયત્નશીલ બનવા દ્વારા, આધ્યાત્મિક ઉન્નતિને અશે અશે પણ સાધી શકે છે, પણ 'આધ્યાત્મિક ઉન્નતિને સાધવાનુ સર્વોત્તમ સાધન કયુ ?' –એમ જો કોઈ પૂછે, તો સાચા સાધુજીવનને જ બતાવવું પડે

## ગેરસમજ

આવી વાતો નહિ સમજવાથી, કેટલીક વાર, ઘણી મોટી ગેરસમજો પણ ઉભી થઈ જવા પામે છે જેમ બે રવિવાર પહેલા, એવી એક વાત નીકળી હતી કે–પેટ ભરવા પૂરતું

સાધન ન હોય અને એથી રીબાતા હોય એવા થોડા છે, જ્યારે આજે મોજશોખને માટેની ચીજોને અગેની અને વ્યસનોની ચીજોને અગેની રીબામણ મોટી છે આમ છતા પણ, જ્યારે અધર્મને તજવાની અને ધર્મને સેવવાની વાત નીકળે, એ વખતે કેટલાકો તરફથી પેટના ખાડાની વાતને એવી રીતિએ આગળ ધરવામા આવે છે કે-જાણે પેટનો ખાડો પૂરવા પૂરતું સાધન મળી જાય, તો પછી અધર્મને તજવાની અને આખો દિવસ બને તેટલી રીતિએ ધર્મને જ સેવ્યા કરવાની ઈચ્છા છે આવી રીતિએ પેટના ખાડાની વાતને એક વાર આગળ ધરવામા આવી હતી અને તે વખતે મારા તરફથી એ વાતના ખુલાસા તરીકે એવા ભાવનું જણાવવામા આવ્યું હતું કે-એકલા પેટની જ જેને ચિન્તા હોય અને બીજી કોઈ ચિન્તા ન હોય-એવા માણસોને જો સાધુ થયા વિના પણ અધર્મનો ત્યાગ કરવો હોય અને આખો દિવસ ધર્મને બને તેટલા પ્રમાણમા સેવ્યા કરવો હોય, તો એવા ગમે તેટલા માણસો હોય તો પણ, તેમને પેટ પૂરતું સાધન આપનારા ભાગ્યશાલિઓ જીવે છે આ વાત બહુ સ્પષ્ટ રીતિએ કહેવાઇ હતી, તે છતા પણ એક પત્રમા છપાઇ ગયું કે-એવાઓને સાધુ થઇ જવાનું કહેવામા આવ્યું એ પ્રસગમા, સાધુ થઇ જવાની વાત હતી જ નહિ વાત તો એ જ હતી કે-સાધુ થઈ શકાતું ન હોય અને પેટના ખાડાને પૂરવાની રીબામણ હોય એથી, મનમા 'અધર્મને તજવો છે અને આખો દિવસ બને તેટલા ધર્મને સેવવો છે'-આવી ભાવના હોવા છતા પણ, અધર્મને તજીને ધર્મને સેવી શકતા ન હોય-એવા એક-બે નહિ, પાચ-પચીસ નહિ, પણ લાખ

માણસો હોય તો પણ તેમને તેમના પેટને ભરવાનું સાધન સારી રીતિ આપે, એવા ભાગ્યવાનો ઘણા છે આજે સસ્કૃતિની છાયા ગમે તેટલા પ્રમાણમા ભૂસાઈ જવા પામી હોય, તો પણ આ તો આર્ય દેશ છે ને ? સાધુ થવા જોગી તેવડ ન હોય, પણ ભાવના એ હોય કે-ગૃહસ્થપણે રહીને મારે તો માત્ર બને તેટલા વધુ પ્રમાણમા ધર્મને જ સેવવો છે, આવો માણસ જો પેટના સાધન ખાતર જ ધર્મને સેવવાથી વચિત રહી જતો હોય, તો આ આર્ય દેશમા એવા હજારો જીવે છે, કે જેઓ એવા માણસો લાખ હોય, તો એ લાખનુ પણ સારી રીતિએ પેટ ભરાય-એવું સાધન ઉભુ કરી દે અને કહે કે-ખવાય તેટલુ ખાઓ અને અધર્મને છોડી ધર્મને સેવો!

આવા ભાવનો ખૂલાસો મેં આપેલો, પણ કોઇ એ રીતિએ મારી પાસે આવ્યુ નહિ-એમ મેં ભૂતકાળની એક વાત કહી હતી, છતા ખોટુ છપાયુ અહીં આધ્યાત્મિક ઉન્નતિની વાતમા, આ કહે છે કે-' સાધુ થવું જોઈએ ' અને ' આધ્યાત્મિક ઉન્નતિનુ સર્વોત્તમ સાધન સાધુતા છે'-એમ હુ કહુ એથી ગેરસમજ ન થાય, એ માટે આ વાત કહી છે બાકી મારૂ અન્તર તો ઈચ્છે છે કે-સર્વ કોઈ સાધુ થઈ જાય તો બહુ જ સારૂ થાય સ્વતન્ત્રપણે મોક્ષમાર્ગના સ્થાપક બનેલા એકે એક પરમાત્મા, એ જ ભાવનાના બળે જગદુદ્ધારક પરમાત્મા બન્યા હતા કે-સારા ય જગતના જીવો સપૂર્ણપણે સુખી થાઓ, અને એક માત્ર મોક્ષમાર્ગની સેવાથી જ સપૂર્ણ સુખની પ્રાપ્તિ શક્ય હોવાના કારણે, એ તારકોએ એવી જ ભાવના ભાવી હતી કે-'જો મારી શક્તિ હોય, તો હુ સસારના સઘળા ય જીવોને શુદ્ધ એવા મોક્ષમાર્ગના રસિક બનાવી દઉં !' ઇચ્છા

એ કે-' સારૂ ય જગત્ સાધુ થાય અને સુખી થાય ' આખુ ય જગત્ સાધુ થાય, એ બનવાનું છે? ના તો આખુ ય જગત્ સુખી જ થાય, એ બનવાનુ છે? ના છતા કોઈથી ય એમ ઇચ્છાય કે-' જગતમા થોડા પણ દુ ખી રહેવા જોઇએ ?' તમે સુખી હો અને તમારે તમારૂં કામ કરનારા માણસોની જરૂર પણ હોય, પણ તમે જો સજ્જન હો, તો તમને કદી પણ એમ થાય ખરૂં કે-' મારે માટે કામ કરનારા જોઇએ, માટે બધા મારા જેવા સુખી ન થાય અને થોડાઓ પણ દુ ખી રહે તો સારૂં?' નહિ જ સજ્જનને તો એમ જ થાય કે-' સૌ સુખી થાય તો સારૂ' તેમ સાધુતા મને ગમે છે, સાધુતાથી સાચુ સુખ સહેલાઇથી સધાય તેમ છે એમ મને લાગે છે, માટે ' બધા સાધુ થઈ જાય તો બહુ સારૂં'-એવી તો મારી છેક છુટી સુધીની ઇચ્છા છે આવી ઇચ્છા હોવા છતા પણ, બધા સાધુ બને-એવુ બને પણ નહિ અને બધાને સાધુધર્મ અપાય પણ નહિ, કારણ કે-યોગ્ય જીવોને જ સાધુજીવનને જીવવાની ઇચ્છા થાય છે અને યોગ્ય જીવોને જ સાધુધર્મ આપવાની ભગવાનની આજ્ઞા છે શક્તિ વિનાના અને અયોગ્ય માણસોની જો ભરતી કરવામા આવે, તો તે સાધુસમાજને બગડયા વિના રહે નહિ અયોગ્યોની ભરતી તો ક્યા ય થાય નહિ અને અયોગ્યોની ભરતી કરવામા આવે તો સહન કરવાનો વખત આવ્યા વિના પણ રહે નહિ

## ગમે તેવા વિરોધ વચ્ચે ય સારૂ કામ કરવુ

ઉચામા ઉચી કોટિના આધ્યાત્મિક સુખનો અનુભવ કરવાને માટે, જગતમા જો કોઈ ઉચામા ઉચી સ્થિતિ હોય,

તો તે સાચી સાધુતા જ છે, પણ હજુ જેઓમા એ જીવનને જીવવાની શક્તિ નથી આવી, જેઓ એ જીવનને સ્વીકારી શકે –એવી લાયકાતના આજે સ્વામી નથી, તેઓએ એવી લાયકાતને અને એવી શક્તિને પામવાને માટે શું શું કરવું જોઇએ, તેને માટેની પ્રાથમિક વાતો ચાલી રહી છે જો એમ લાગી જાય કે–અમુક દોષનો ત્યાગ અને અમુક ગુણનો સ્વીકાર મારા આત્માને સુધારનાર છે, તો એ માટે એવા સમર્થ બની જવું જોઈએ કે–આપણુને કોઈ એમાથી ચલ–વિચલ કરી શકે નહિ લોકાપવાદથી ડરનારાએ જેમ ખરાબ કામનો ત્યાગ કરવો–એ સદાચાર છે, તેમ પ્રધાન કાર્યનો આગ્રહ–એ પણ સદાચાર હોઇને, સારૂ કામ લોક ખાતર પણ ન તજવું –એ ય સદાચાર છે ! લોકાપવાદથી ડરીને પણ ખરાબ કામને તજવુ જોઈએ અને પરલોકને સુધારે–આત્માને સુધારે એવું કામ જો તાકાત હોય તો ગમે તેવા વિરોધ વચ્ચે પણ કર્યા વિના નહિ રહેવું જોઈએ !

## પગે લાગનારે ખરાબ કામમા નમ્રપણે ના પાડનાની શક્તિ કેળવવી પડે

કુટુબ રડવા બેસે અને કહે કે–ગમે તેમ કરો પણ અનીતિ તો કરો જ, તો તમે એ વખતે શું કરો ? સાથીઓના ડરથી તમે અયોગ્ય માર્ગે ચાલી જાવ, તો તે શું કહેવાય ? એ રીતિએ પણ તમે અયોગ્ય માર્ગે ચાલો, તો તેમા ડહાપણ માનો કે તેને તમારી નિર્બલતા માનો ?

સ૦ કહેવાય તો નિબલતા

તો એ નિર્બલતાને ખખેરી નાખવાની ઇચ્છા તો હોય

ને? તમારૂ કુટુબ, તમારા વડિલો, કે જેમા તમારા માતા-પિતાદિનો પણ સમાવેશ થાય છે અને યોગની પૂર્વભૂમિકાના પહેલા ગુણની વાતમા રોજ ત્રણેય કાળ જેમને પગે લાગવાનુ કહેવામા આવ્યુ હતું, તે ય જો તમને પરલોકને બગાડી મૂકે એવા કામને કરવાની આજ્ઞા કરે, તો એ આજ્ઞાને તમે હાથ જોડીને સ્વીકારી લો કે હાથ જોડીને અને લાચારી બતાવીને પણ, તમે તે કામને કરવાની ના પાડો ? જેમણે માતા-પિતાદિને પગે લાગવાનું કહ્યુ છે, તેમણે જ એવા વખતે ના પાડીને, એ 'ના'ને મક્કમપણે વળગી રહેવાનુ પણ કહ્યુ છે જેને પગે લાગવાનુ છે, તે જો પરલોકને બગાડે તેવા કામને કરવાનુ કહે, તો એ વખતે નમ્રપણે પણ ના પાડવાની શક્તિ તો, પગે લાગનારે કેળવવી પડશે ને? માતા-પિતાદિને પણ પગે લાગવાનુ છે, તે શા માટે છે ? એમા આત્માનુ હિત છે માટે જેઓ સ્વાર્થને માટે પગે પડે છે, તેઓની તો કાંઈ કિંમત જ નથી એમ સ્વાર્થ માટે તો ગમે તેના પગે પડનારાઓ ઘણા છે એમ પગે પડવું-એ કાંઈ ગુણ નથી, જ્યારે આ તો ગુણ છે એવા ગુણવાળો નમ્રમા નમ્ર માણસ પણ, જો પરલોકને ખરાબ કરી નાખે એવી આજ્ઞા એના ઉપર આવી પડે, તો એ ના પાડે અને એ પણ એક સદાચાર જ છે

## અનીતિ શરમથી થાય છે કે રસથી ?

એ જ રીતિએ, તમારી પાસે ખરાબ કામને કરાવવાને માટે કોઇ તમારે પગે પડે, તો પણ તમે તેવું ખરાબ કામ ન જ કરો ને ? અથવા તો, સારૂ કામ કરવાનુ છોડી દો નહિ

ને ? જેનાથી વિશિષ્ટ ફલ મળે તેમ છે-એવું લાગે, એવા સારા કામનો આગ્રહ આવો હોવો જોઈએ જેમ ખરાબ કામનો ત્યાગ-એ સદાચાર છે, તેમ સારા કામનો આગ્રહ -એ પણ સદાચાર જ છે તમે અનીતિ આદિ નહિ કરવા લાયક જે જે કામો કરતા હો, તે તે કામો તમારે શાથી કરવા પડે છે?

સ૦ શરમથી કરવા પડે છે

શરમની વાત સાચી છે? મોટે ભાગે એ વાત સાચી નથી મોટે ભાગે, અનીતિ આદિ ગૃહસ્થે નહિ કરવા લાયક કામો, શરમથી નહિ, પણ રસથી થાય છે પણ ધારો કે- અનીતિ આદિ ગૃહસ્થે નહિ કરવા લાયક કામોને નહિ કરવાનો તમે તમારા હૈયામા નિર્ણય કર્યો હોય અને કુટુબાદિના દબાણ આદિને યોગે એ કામોને કરવાની તમને ફરજ પડે, તો તમે એ કરો કે નહિ? એવા વખતે મક્કમ રહેનારા થોડાક જ ને? ફરજ ખાતર તમે ચોરી કરવાને નીકળો અને એમા તમે પકડાઈ જાવ, તો જેમને માટે તમે ચોરી કરવાને નીકળ્યા હો તે જેલમા જાય કે તમે જેલમા જાવ?

સ૦ ચોરી કરતા જે પકડાય તે જેલમા જાય

આબરૂ જાય તો પણ એની જ જાય ને? આ બધા કામો એવા છે કે-આ લોકમા પણ અહિત કરે અને આ લોકમા અહિત થાય તો ય પરલોકમા એની સજા ભોગવવાની તો બાકી રહે પ્રધાન કાર્યોની ગણનામા આ પણ ગણત્રીમા આવી શકે-એવું કાર્ય છે જેનાથી પરલોક સુધરે, તેવા કામો કર્યા વિના રહેવુ નહિ અને પરલોક બગડે તેવા કામો કરવા નહિ, તે પણ પ્રધાન કાર્ય કહેવાય.

સમર્થ બનો અને સમર્થ ન બનાય તો પણ -

આ પ્રધાન કાર્યને કરવાનો એવો આગ્રહ કેળવવો જોઇએ કે-મેરૂ જેમ ન ચળે, તેમ એમાથી આપણે પણ ચલિત થઈએ નહિ આવી તાકાત કેળવવી જોઈએ આ વાત બેસશે ?

સ૦ પ્રયત્ન તો આ જ જોઈએ

એટલે હવે ઘરે ઘરે આ વાત વવાની ? આવી માન્ય તાવાળા પણ જગતમા જો ઘણાએ બને, તો ય ઘણુ કામ થઇ જાય બધાએ સમજવું અને સમ નવવુ જોઇએ કે-આ લોકમા જીવવાનૂ થોડુ, મરવાનુ જરૂર, મર્યા પછી પરલોક તો ઉભો જ છે, માટે જેનાથી પરલોક બ ડે તેવું ખરાબ કામ કરવું નહિ અને જેનાથી પરલોક સુધરે એવું કાર્ય કર્યા વિના રહેવું નહિ આ એવું પ્રધાન કાર્ય છે કે-જો શક્તિ આવી જાય, તો એને કદી પણ અમે છોડવાના નથી, એમ થાય છે ? આ સદાચારને જે સમર્થ છે, પરાક્રમી છે, તે સારી રીતિએ જીવી શકે છે પૂર્વકાળના ય બધા કાઈ આવા સમર્થ નહોતા, પણ એ વખતે આ સદાચારની માન્યતા ઘણે અશે પ્રસરેલી, એટલે જે કોઇ એવા સમર્થ નીકળતા, તેમને લોક હાથ જોડતા, પણ એની પાછળ પ્રાયઃ કોઈ ટીકા-ટીપ્પણ કરતું નહિ એટલે તમાનાથી, આ સદાચારનો તમે બરાબર અમલ કરી શકો-એવા સમર્થ આજે કદાચ ન પણ બની શકાય, તો પણ જે કોઈ ખરાબ કામોને તજી દે અને પર લોકને સુધારનારા સારા કામોને કારમા વિરોધ વચ્ચે પણ કરવામા અચલ રહે, એને હાથ જોડતા શીખજો, પણ અજ્ઞાનપણે એવા માણસોની પાછળ ટીકા-ટીપ્પણ કરવાના પાપમા પડતા નહિ, એટલી ભલામણ તો કરી લઉં ને ?

## સોલમો સદાચાર-પ્રમાદનુ વિવર્જન

સોલમો સદાચાર છે-'પ્રમાદનુ વિવર્જન' તમે પ્રમાદ શબ્દથી શું સમજો ? મોટે ભાગે, આળસ એ જ પ્રમાદ છે- એવી તમારી માન્યતા છે ને ? પણ અનન્ત ઉપકારિઓએ મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા-એ પાચ પ્રકારે પણ પ્રમાદને વર્ણવ્યો છે અને આ સોલમા સદાચારમા મદ્યપાનાદિ રૂપ પ્રમાદના વિવર્જનની વાત છે પ્રમાદમા પણ જેને મહા પ્રમાદ ગણાય, તેનો ત્યાગ તો, ગૃહસ્થાચારોને પણ જો ઉત્તમ પ્રકારે સેવવા હોય, તો કરવો પડે ને ? આજે પ્રમાદ તરફનો ઢાળ એવો તો વહેતો બની ગયો છે કે-આજે પ્રમાદને પ્રમાદ રૂપે સમજવામા અને સમજાવવામા પણ ઘણી મુશ્કેલી પડે તેમ છે તમે લોકોએ ભૂતકાળનો ઇતિહાસ પણ જેવી રીતિએ વાચવો જોઈએ તેવી રીતિએ વાચ્યો નથી આર્ય દેશના મહાપુરૂષોના જીવનોની વિશિષ્ટતાઓને સમજવાની પણ પ્રાય દરકાર જ કરાઈ નથી કમનસીબી તો એવી મોટી છે કે-શાસ્ત્રોમા આવતી ઉત્તમજીવી ગૃહસ્થોની વાતોને પણ 'તે ઐતિહાસિક નથી'-એમ કહીને ઉડાવવામા આવે છે નહિતર તો, તમને આ આર્ય દેશમા થઈ ગયેલા અનેક મહાનુભાવોના જીવનો ઉપરથી ખ્યાલ આવત કે- ગૃહસ્થપણે જીવવા છતા અને અમુક પ્રકારના પ્રમાદોને સેવવા છતા પણ, ઘણા એવા પ્રમાદો છે કે જેનો ત્યાગ કરી શકાય અને કરવો જોઇએ ગૃહસ્થ તરીકે પણ જો સારી રીતિએ જીવવું હોય, તો અમુક અમુક મહા પ્રમાદોને તો તજવા જ જોઇએ-એવો કોઈ વિચાર અને નિર્ણય તમે કર્યો હોય તો કહો આ સોલમા સદાચારમા જે પ્રમાદના વિવર્જનની વાત

છે, તે મદ્યપાનાદિ રૂપ પ્રમાદ છે અને છેલ્લા સદાચારની વાતમા આ વાત પણ આવવાની છે છેલ્લો સદાચાર એ છે કે-"प्रवृत्तिर्गर्हिते नेति, प्राणै: कण्ठगतैरपि।" કણ્ઠે પ્રાણ આવી જાય તો પણ, ગર્હિત એટલે કુત્સિત એવા જે કાર્યો, તેમા પ્રવર્તવું નહિ-એ પણ એક સદાચાર છે તેમા આપણે સાત વ્યસનોના ત્યાગની વાત કરવાનો વિચાર છે અને એમા મદ્યપાન પણ આવે છે કેવળ મદ્યપાન એ જ પ્રમા૰ છે-એવુ નથી મદ્યપાન, એ વિગેરે તો મહા પ્રમાદમા ગણાય બાકી તો, જોયા વિના ચાલવું અને જોયા વિના બેસવું, તે પણ પ્રમાદમા જ ગણાય તમે અહીં આવીને બેસી ગયા, તે બેસતા પહેલા નીચે જોયેલુ ખરૂ ? નહિ ને ? નીચે કાટો કે ટાકણી જેવુ કાઇક આવી ગયુ હોત તો ? પ્રમાદનો ત્યાગ-એમ શરીરને અગેય રક્ષક બની જાય છે, પરન્તુ આત્માના હિતને માટે પ્રમાદના ત્યાગની ઘણી મોટી આવશ્યકતા છે આપણા પ્રમાદને કારણે નાનામા નાનો જીવ પણ મરી જાય નહિ અગર કોઈ જીવને હાનિ પહોચે નહિ-તેની કાળજી હોવી જોઈએ મન, વચન ને કાયાના પ્રમત્તપણાને કારણે, આત્મા, હિંસાદિ પાપોનો ભોગ બને છે આમ તો, આત્માની ખરા ખર ઉપયોગશીલતાનો અભાવ-એ પ્રમાદમા જાય, પણ અહીં તમારી પાસે તો હાલ મોટા મોટા પ્રમાદની વાત કરવી પડશે ને ? કેમ કે-નાનામા નાના પણ પ્રમાદના ત્યાગને માટેનો ઉત્કટ કોટિનો પુરૂષાર્થ કરવાને માટે તો, ઘણી યોગ્યતા અને ઘણું સામર્થ્ય આદિ જોઈએ અત્યારે તો યોગ્યતાને કેળવ વાની વાત છે, એટલે મોટા મોટા પ્રમાદોના ત્યાગ તરફ પહેલી નજર દોડાવવી પડશે.

## વિષયની અને કષાયની પ્રવૃત્તિઓનો સમાવેશ પણ પ્રમાદમાં થાય છે

હમણાં હમણાંમાં પ્રમાદનું જોર બહુ વધતું જાય છે અને એથી ઘણે અંશે સદાચારોનો નાશ થઈ ગયો છે અને સદાચારોનો નાશ થતો જાય છે આખી વિષયની અને કષાયની પ્રવૃત્તિનો સમાવેશ, સામાન્ય રીતિએ તો, પ્રમાદમાં જ થાય છે વિવેકને અંગે ભેદ પડે તે વાત જુદી છે એમાં તો, ઘણી ચર્ચા કરવી પડે એ વિગતમાં અહીં આપણે નથી ઉતરવું, પણ વિષયની અને કષાયની પ્રવૃત્તિઓ ઉપર તમારે તમારી કક્ષા મુજબનો પણ કાબૂ તો મેળવવો જ જોઈએ એ વિના, તમે સદાચારોને સેવી શકો નહિ વિષય અને કષાય બહુ જોરદાર હોય ને કાબૂ કર્યો હોય નહિ, તો એ જીવન સદાચારી હોય કે અનાચારી હોય? રામાયણના જે પાત્રોની આપણે વાત કરવી છે, તે હતા ગૃહસ્થપણે જીવનારા, વિષય અને કષાયના યોગમાં બેઠેલા, છતાં પણ વિષય અને કષાય ઉપર તેમનો કાબૂ કેટલો હતો, એ તમે જાણો છો? રામ, લક્ષ્મણ, ભરત, દશરથ અને સીતા વિગેરે તો ઠીક, પણ રાવણ, કે જેમને તમારામાંનો ઘણો ભાગ મહા રાક્ષસ માને છે અને જેમની ઘણી ઘણી વાતો ચાલે છે, તે પણ કેવા કાબૂવાળા હતા, એ બતાવવાની ભાવના છે એમની વાત જો બરાબર સમજાય, તો એ પણ જગતના નરરત્નોમાંના એક ગણાય તેવા હતા એમ લાગે થાય કે–આમ વિષયનું જોર ઘણું, પણ એમનો કાબૂ ય જોરદાર તો ખરો! નહિતર, સીતા જીવતા રહે અને પવિત્ર રહે–એ બને એવું નહોતું પ્રમાદનું જોર ભલભલાને પણ કેવી રીતિએ મુઝવે છે, એ વિગેરે ઘણું

માથી જાણવાનુ મળશે રામ આદિના જીવનમાથી તો એ
ત મહેલાઈથી જાણી શકાશે કે-એમણે પ્રમાદનુ વિવર્જન
ક્ષે બધે અશે કરેલુ હતું એ વિના, રામ આદિ જેવા પકાય
નેવા બની શકયા ન હોત

ીઝ દ્વારા લોકજીવનમા અનાચારોનો પ્રચાર કેવી રીતિએ
થઇ રહ્યો છે ?

મદ્યપાન જેમ મહા પ્રમાદમા ગણાય છે, તેમ આજે
વાનો જે શૉખ બહુ વધી ગયો છે, તે પણ મહા પ્રમા
ા ગણાય એવો છે આજે તો ટૉકીઝનો જમાનો છે ને ?
કીઝમા ને તેની આજુબાજુ મહા પ્રમાદનો નાચ કેટલો ચાલી
ો છે અને એના યોગે કેટકેટલા સદાચારો નાશ પામી
ા છે તથા કેટકેટલા અનાચારો ઉભરાઈ રહ્યા છે, એનો
ને કોઈ વિચાર છે ખરો ? જે જમાનામા આ ટૉકીઝ,
નેમા અને એવા બીજા જોવા-સાભળવાના તોફાનો નહોતા,
જમાનામા ક્ષયના વ્યાધિવાળા આજના જેટલી સખ્યામા
ાતા ક્ષયનો વ્યાધિ એવો વધી રહ્યો છે કે-ઘણે ઠેકાણે
ની હૉસ્પીટલો થઈ છે અને થતી જાય છે આ જમા-
મા તો ક્ષયનો વ્યાધિ નાની ઉમ્મરનાઓમા પણ ઠીક ઠીક
ાણમા જોવાય છે એમા ટૉકીઝ વિગેરેનો કેટલો હિસ્સો
એનો વિચાર કોણ કરે છે ? ટૉકીઝ વિગેરે વિરાગના
ધનો હશે ? ન હોય તેવી પણ વાસનાઓને પેદા કરનારા
ને સુખ્યત્વે પાપ વાસનાઓને જ ઉત્તેજિત કરનારા, એ
ાધામો છે ને ? છતા તમારો જોવાનો શૉખ એટલો બધો
ચો છે કે-ત્યા ય ટીકીટનું રેશનીંગ થાય છે એની ટીકીટ

બારીએ દરોડો જેવો તેવો નથી હોતો ધર્મના અને નીતિના પ્રચારક સ્થાનોમાં, વગર પૈસે જવા મળે તો ય, ત્યાં એવો દરોડો હોતો નથી જ્યારે ટૉકીઝ વિગેરેમાં તો પૈસા દેવાના, છતાં દરોડો મોટો હોય છે શાથી? પૈસા ખર્ચીને તમે ત્યાંથી શું શું જોઈ આવો છો ને સાંભળી આવો છો? નાના નાના ટેણીયા પણ ગીત ગાતા બહાર નીકળે છે એ ગીતો કેવાં? કહુ, એ ગીતો કેવાં? બોલતાં ય શરમ આવે એવાં! ઘરે આવીને ય છોકરા એ ગીતો ગાય અમે પ્રસંગે બહાર નીકળ્યા હોઈએ, તો અમારે કાને પણ એ અવાજો અથડાય ને? કેટલી ઉંમરમાં આ બધું શીખાય છે? પણ એમાં છોકરાઓના કરતાં મા-બાપનો દોષ વધારે છે સગાં મા-બાપ, છોકરાઓને સાથે લઈ ને, એવા સ્થાને જાય છે

સ૦ લેશન આપવા લઈ જાય છે

એ જ લેશન આપવાનું છે ને? તમે સમજો, તો એ બધું મહા પ્રમાદને પેદા કરનારૂં છે, પણ આજનું ઘડતર જ કોઈ વિચિત્ર છે એ થીએટરો આદિ લાખો ને કરોડો રૂપીઆના બને છે એમાં આજના ભણેલા-ગણેલા ગણાતાઓને દુર્વ્યય નથી લાગતો અને મંદિરાદિ માટે આજે તો એટલા રૂપીઆ નથી ખર્ચાતા, છતાં એમાં દુર્વ્યય લાગે છે થીએટરો આદિને માટે જમીનો મળી રહે છે અને મંદિરાદિ માટે જોઈ એ તો કદાચ કેટલા ય વાંધા નડે આજે એ સ્થાનો મનોરંજનનાં, જરૂરી અને એમાં પ્રજાની ઉન્નતિ સમાએલી છે એવા મનાય છે, કારણ કે-મહા પ્રમાદે ઉન્મત્ત બનાવ્યા છે ત્યાં રૂપ-રંગ અને ચેનચાળા જોઈ ને હૈયાફુટા બનેલાઓને પાછું એવું બધું ઘરમાં જોઈએ કપાળ કોડીયા જેટલું હોય અને એને

પણ નાચનારી, ગાનારી, રૂપાળી બાયડી ઘરમા જોઈએ છે. એવા પેલા બનેલાઓને એમને જોઈતું મળે નહિ, પછી એમના દિ' ને રાત કેવા જાય, એ મારે કહેવું પડે તેમ છે કે તમે વગર કહ્યે પણ સમજી જાવ એવું છે ? એમાથી ક્ષય રોગ પણ પેદા થાય ને ? આવા તો કેટલા ય અનિષ્ટો સર્જાય છે, છતા 'આજે સીનેમાની દુનિયા છે'–એમ કહેવાય છે રોજ એનું વાજું વાગે રોજ એના વરઘોડા નીકળે ગમે તેને ખેંચીને લઈ જાય–એવું વાતાવરણ સર્જાય છે ચિત્રો પણ ગમે તેવા બહાર મૂકે છે ને ? ભલભલાની નજરને ખેંચે એવા ? પાછું એ બધું કાયદેસર ગણાય એક જમાનામા, એવા ચિત્રોને ઘરમા રાખવા–એમા પણ પાપ મનાતું હતું, જ્યારે આજે એવા ચિત્રો બારબજારે ચોઢાય છે એ ચિત્રો ઉપરથી, આજના માણસોની મનોવૃત્તિ કેવા પ્રકારની છે–તેની જો કલ્પના કરવામા આવે, તો શું કહેવું પડે ?

સ૦ એ પણ કળા છે ને ?

એ ભલે કળા હોય, પણ એના યોગે તમારામા અવકળા ઘણી આવી જાય જે લોકો તત્ત્વની વાતોમાથી તત્ત્વને ગ્રહણ કરી શકતા નથી અને વૈરાગ્યની વાતોમાથી વૈરાગ્યને ગ્રહણ કરતા નથી, એવા માણસો સીનેમામાથી તત્ત્વને અને વૈરાગ્યને ગ્રહણ કરશે, એમ ? ત્યા જઈ, અનીતિને છોડીને નીતિને લઈ આવશે ? ત્યા તો પ્રાય ખરાબ વાત ઘણી અને સારી વાત થોડી છતા અઠવાડીયામા એક વાર, બે વાર જોવા જનારા ઘણા ને ? પછી ભાડું મોટુ હોવા છતા પણ મોટે ભાગે કમાણી મોટી થાય, એમા નવાઈ છે ? આવી વસ્તુનું વર્જન, પ્રમાદના વર્જનમા સમજો તો સારૂં મોટે ભાગે

રામાયણમાના એક પ્રસગ તરીકે શ્રી લક્ષ્મણજીના સબધમા જે પ્રસગ વર્ણવાય છે, તે તો તમારા ખ્યાલમા હશે ઈતરોએ કરેલા રામાયણના વર્ણનનાની આ વાત છે રાવણ સીતાજીને ઉપાડી જાય છે, તે પછીથી સીતાજીની શોધ ચાલી રહી છે શ્રી રામચન્દ્રજીના અનેક અનુચરો સીતાજીની ભાળ મેળવવાને માટે નીકળી પડ્યા છે એમા, એક અનુચરને માર્ગમા પડેલુ કકણ હાથ લાગે છે એ લાવીને શ્રી રામચન્દ્રજીની પાસે રજૂ કરે છે શ્રી રામચન્દ્રજી એ કકણને હાથમા લઈને ખાત્રી કરવાને માટે શ્રી લક્ષ્મણજીને પૂછે છે કે-'આ કકણ સીતાનુ છે, એમ તને લાગે છે?' એ વખતે શ્રી લક્ષ્મણજી કહે છે કે-

"कुंडले नाभिजानामि, नाभिजानामि कङ्कणे ।
नूपुरे त्व जानामि, नित्यं पादाभिवन्दनात् ॥१॥"

એ કહે છે કે-સીતાદેવીના કુંડલો કેવા હતા-તેની ય મને ખબર નથી અને તેમના કકણો કેવા હતા-તેની પણ મને ખબર નથી હું તો માત્ર એ દેવીના પગના ઝાંઝર કેવા હતા, તે જાણું છુ હું હમેશા દેવીના પગમા માથુ મૂકતો અને એથી એમના ઝાંઝર કેવા હતા-તેની મને ખબર છે તમને આમા આંખ ઉપરનો સયમ દેખાય છે? એમને એટલો બધો સયમ જરૂરી લાગેલો અને તમે ડોળા ફાડી ફાડીને જુઓ, તેમા તમને વાંધો નથી લાગતો? શ્રી લક્ષ્મણજીનુ હૈયુ તમારા જેટલુ જોરદાર નહિ હોય, એવુ તો માનતા નથી ને? ભાતુ પૂછવુ! અનાચારી વૃત્તિનુ જોર બહુ વધે ત્યારે માણસ હેવાન બનીને જે કલ્પનાઓ કરે છે, તે કલ્પનાઓની તો કલ્પના આવવી પણ મુશ્કેલ હોય છે

## કેવી રીતિએ ઉછેરો છો?

આર્ય દેશનો આચાર તો એ હતો કે-પુરૂષ સ્ત્રીની સામે આંખને ઠારીને જુએ નહિ અને સ્ત્રી પુરૂષની સામે આંખને ઠારીને જુએ નહિ સીનેમામાં આ સદાચાર મળે ખરો? તમે ગમે ત્યારે અને ગમે તેવું દૃશ્ય જુઓ, તે છતાં પણ તમારૂં હૈયું એવું છે કે-વિકાર જ ન પામે? જે જુઓ, તેની કાંઈ તમારા હૈયે અસર થાય ખરી કે નહિ? આટલી વાતમાં સમજી ગયા ને તમે? હવે એવું બધું જોવાનું બંધ થવાનું? જે કુટેવ પડી ગઈ છે, તેને હવે તજી દેવાના? તમે સુધરો અને છોકરાઓ સીનેમા જોવાનું કહે, તો તમે કહી શકો કે-'આમ તને ખર્ચવાને માટે પાંચ રૂપીઆ આપું, પણ સીનેમા વિગેરે જોવાને માટે તો એક પાઈ પણ આપું નહિ!' પણ જ્યાં સુધી તમને જ જોવાનો અને બતાવવાનો રસ હોય, ત્યાં સુધી એ બને નહિ પછી તમે કહો કે-'આજના છોકરાઓ માનતા નથી' ત્યારે કોઈ તમને એમ નહિ કહે કે-'આપણે એવી રીતિએ ઉછેરીએ છીએ કે-જૂતે નથી મારતા તે ય સારૂં ગણાય એના સ્વાર્થની આડે આવીએ છીએ એમ જો એને લાગે, તો એ જૂતે ય મારે-એવી દુર્વૃત્તિઓનું પોષણ તો આપણા હાથે થયું છે ને?'

## મા-બાપે પહેલાં સંયમશીલ બનવું જોઈએ

અહીં મા-બાપને કહેવાનો અવસર છે, તો કહી દઉં ને? છોકરા તમારા પેટમાં અને તમારા હાથમાં ઉછરે છે તમે તેમને આવી ખરાબ રીતિએ ઉછેરો અને તે પછી તમે એમની પાસેથી વિનય આદિ માગો, તે કયાંથી મળે? છોક-

રાઓને સારા પકવવાને માટે તો મા-બાપે ખૂબ જ સયમશીલ બની જવું જોઈએ એ ગર્ભમા આવે ત્યારથી તેના ઉપર ખોટા સસ્કારો પડે નહિ અને સારા સસ્કારો પડે-તેની કાળજી મા-બાપે રાખવી જોઈએ એના જન્મ્યા પછી એની નજરે કોઈ અયોગ્ય દશ્ય આવે નહિ અને એના કાને કોઈ ખરાબ શબ્દ પડે નહિ, એની મા-બાપે પૂરતી તકેદારી રાખવી જોઈએ એને સારૂ જોવા ને સારૂ સાભળવા મળે, એવો પ્રયત્ન મા-બાપે કરવો જોઈએ એને બદલે, આજે બચ્ચા ગર્ભમા હોય ત્યારે અને એ નાના હોય ત્યારે, મા-બાપ કેવી રીતિએ વર્તે છે? આમ મૂળવી જ ઉછેરતા ખામી અને જ્યા જરા મોટા થાય, ત્યા તમે એને સીનેમા આદિનો ચસકો લગાડો, પછી થાય શું? સીનેમાના ગીતો અને તર્જોમાથી અનાચારના સસ્કારોને પોષણ મળે છે આજે કેટલાકો કહે છે કે-આઠ આઠ ને દશ દશ વર્ષની વયના બચ્ચા વિષયની કુચેષ્ટાઓ કરતા થઈ ગયા છે પપ થાય જ ને? વાતો કરવાને બદલે મૂળ વાક કોનો છે, એ જુઓ ને! અમુક અવસ્થા સુધી તો અવશ્ય બ્રહ્મચર્યનુ પાલન કરવું જોઈએ, એ વાત આવી રીતિએ કથળતા જતા વાતાવરણમા હરગીઝ નહિ રહે આજના વાતાવરણમા, છોકરાઓ ઉંમરે પહોચતા સુધીમા તો, તેમના શરીરનું જે ધન ગણાય છે, તે ઘણે અશે વેડફાઈ જવા પામે છે આ બદીની પાછળ આજનો સ્ત્રી-પુરૂષનો વ્યવહાર ગુથાએલો છે આજનાઓ છોકરાઓમા સત્ત્વ માગે છે, પણ બીજ બગડે છે તે જોતા નથી

'મારે ગુ કરવુ જોઈએ'-એનો જ વિચાર કરો

પ્રમાદના વિવર્જનમા આ વાત પણ લક્ષ્યમા લેવા જેવી

છે ને ? મદ્યપાનાદિ રૂપ પ્રમાદના વિવર્જનની વાત તો, છેલ્લા સદાચારની વાતમા આવી જવાની છે વચ્ચે બે સદાચારોની વાત છે અને તે પછી 'ગર્હિતમા પ્રવૃત્તિ કઠે પ્રાણ આવી જાય તો ય કરવી નહિ'-એ વાત છે આર્ય દેશમા ખાસ કરીને ગર્હિત કોને કહેવાય, એ જોઈએ તો એમા સાત વ્યસનોનો સમાવેશ બરાબર થઈ શકે સાત વ્યસનો, એ ઉભય લોકથી વિરૂદ્ધ ગણાય એવા કાર્યો છે આ લોકમા નિન્દાદિને પાત્ર બનાવે અને પરલોકમા દુર્ગતિ તથા દૌસ્થ્ય આદિને પમાડે, એવા આ કાર્યો છે ગર્હિતમા તો ખરાબ ધધાઓનો પણ સમાવેશ થઈ જાય સીનેમા આદિ ધધાઓ પણ ગર્હિત કોટિના જ ગણાય ને ? પણ અહીં તો વાત એ છે કે-માણસને જે વિષયમા અને કષાયમા રગદોળી નાખે, એમા રખડતો બનાવી દે, એવા પ્રમાદને તો તજી જ દેવો જોઈએ ડાહ્યા આગળ વધારે વિગતથી કહેવું પડે નહિ તમને માર્મિક રીતિએ કહેવાય તેટલુ કહી દીધુ છોકરાઓના મોઢા ઉપર નૂર જુઓ તો કયા દેખાય છે?-એવી આજની ફરીયાદ છે ને ? દૂધ પાવા છતા નૂર નથી દેખાતું ને ? શાથી, એ વિચાર્યું ? તમે ઉડા ઉતરીને આ બાબતનો વિચાર કરો નહિ, તો તમે છોકરાઓના હિતસ્વી ગણાઓ કે એમના શત્રુની ગરજ સારનારા ગણાઓ ? તમે શોધો કે-આમા આપણી ભૂલ કયા કયા છે ? એ ભૂલને હવે તો સુધારી લો આજે આખનો દુરૂપયોગ બહુ વધી ગયો છે આખથી જે-તે જોવાની ટેવ પડી, એણે આખા જીવનનો નાશ નોતર્યો એમા કાને વિષય-કષાયના રસવાળી વાતોને સાભળવાની ટેવ પડી એટલે નિન્દા અને કુથલી આદિ રૂપ વિકથા નામનો પ્રમાદ

પણ જોરદાર બન્યો પછી તો કામ વધ્યું પાચેય ઇન્દ્રિયો બહેકી આ વાતાવરણને સુધારવું પડશે ને ? કોણ સુધારશે ? જેને જેને સમજાય, તે સુધરવાનો અને સુધારવાનો પ્રયત્ન કરે, એટલી જ ભલામણ કરી શકાય તેમ છે ને ? 'ઘણા શું કરે છે ને કેમ કરે છે'-એ જોયા વિના, 'મારે શું કરવું જોઈએ'-એનો જ તમે ઉહાપણથી વિચાર કરો અને યોગ્ય પ્રયત્ન કરો, એમા સૌનું હિત છે

સત્તરમો સદાચાર-લોકાચારનુ અનુપાલન

અહીં સત્તરમા સદાચાર તરીકે 'લોકાચારાનુવૃત્તિ'ને જણાવેલ છે યો ા રૂપ પ્રાગાઢની પ્રાથમિક ભૂમિકાએ વર્તતા જીવો, લોકવ્યવહારનું પણ યોગ્ય રીતિએ અનુપાલન કરનારા હોય છે જે વ્યવહારો જનસમૂહના બહોળા ભાગમા રૂઢ થયેલા હોય અને અવિરોધી હોય, એટલે કે-આ લોકને તથા પરલોકને બગાડનારા ન હોય, એવા લોકવ્યવહારોનું અનુપાલન, એ પણ એક પ્રકારનો સદાચાર છે આ સદાચારના સેવનના યોગે પણ જીવને ઘણો લાભ થાય છે લોક એવા જીવો પ્રત્યે પ્રતિકૂળપણે વર્તતો નથી, પણ અનુકૂળપણે વર્તે છે આ સદાચારનો ઉપાસક, નિરર્થકની લોકનિન્દાથી ઉગરી જાય છે એ બધાના યોગે, એને એના પુરૂષાર્થોની સાધનામા પણ, લોક તરફથી અતરાય નડતો નથી આ સદાચારનો અર્થ એવો નથી કે-'લોકને ગમે તે રીતિએ જીવવું' પણ લોકમા જેટલુ સારૂં હોય અથવા તો અવિરોધી હોય-તેને જાળવીને જીવવું, એ આ સદાચારનો પરમાર્થ છે જીવવાનુ લોકમા અને સાધવાનું લોકની વચ્ચે રહીને, તેથી લોકમાં

જે સારા આચારો પ્રચલિત હોય અથવા તો જે આચારો આ લોકના ને પરલોકના હિતના ઘાતક ન હોય, તેને અનુસરવું–એ પણ સદાચાર છે જે કાર્યો જીવના હિતને હાનિ જ કરનારા છે અને એથી શિષ્ટ જનોથી જે કાર્યો નિન્દાએલા છે, એવા કાર્યોને લોકવ્યવહારના અનુપાલનને નામે કરવાની વાત આમા નથી જે આચારો ધર્મના બાધક ન હોય, અધર્મના પોષક ન હોય, લુચ્ચાઇને વધારનારા ન હોય અને દભાદિ દોષોને પોષનારા ન હોય, એવા આચારોને આ ભૂમિકામા રહેલા જીવો, લોકવ્યવહારના અનુપાલન તરીકે આચરે, તો તે સદાચાર ગણાય

લોકને રાજી કરવા ખોટા કામો ન થાય

આમા લોકને રાજી કરવા ખાતર ખોટા પણ કામો કરવા, એવી કોઈ વાત છે નહિ તેમ જ અજ્ઞાન અને દ્વેષી લોકોની વાતોને તાબે થઈ જઈને અવશ્ય હિતકારી એવા કામોને કરતા અટકી જવાની વાત પણ નથી આ એવા જ લોકવ્યવહારના અનુપાલનની વાત છે, કે જે લોકવ્યવહાર ધર્મનો વિરોધી ન હોય લોકને રાજી કરવાની ખાતર ખોટા કામો કરનારાઓ તો પાયમાલ થઈ જાય છે જે લોકને રાજી કરવાને ખાતર ખોટા કામ કર્યા હોય, તે જ લોક પાછો પાછળથી એમની નિન્દા કરનારો બની જાય છે જેમ કે– જમાડવા આદિના લોકવ્યવહારને અનુસરવા જતા, કેટલાકો પાયમાલ થઈ જાય છે અને લોકમા નિન્દાપાત્ર પણ બની જાય છે શક્તિ હોય, ખવડાવી શકાય તેવી તાકાત હોય, તો ગૃહસ્થો આગળના કાળમા અનેક પ્રસગોને ઉભા કરીને

જમણવારો કરતા, પણ કેવળ લોકરૂઢિમાં પડીને, પાસે કાંઈ ન હોય તો ય ગમે તેમ કરીને ખવડાવવું, એ તો અનાચાર ગણાય પોતાની શક્તિ, સ્થિતિ અને સયોગો આદિને તપાસીને માણસે ચાલવુ જોઈએ ને? એ કાંઈ જોવું નહિ અને યેન કેન ભેગુ કરીને લોકવ્યવહારનુ અનુપાલન કર્યાનો દાવો કરવો, એ વ્યાજબી છે? પારકા લાવીને પાછા આપવા નહિ અથવા પારકુ લેણું ડૂબે એમ કરવુ, એ શું લોકવ્યવહારની વિરૂદ્ધનુ કામ ગણાય નહિ?

<u>મુસાભાઈના તો વા ને પાણી બે!</u>

તમે 'મુસાભાઈના વા ને પાણી' વાળી લોકમુખે કહેવાતી વાત તો જાણો છો ને? કહેવાય છે કે-મુસાભાઈની કોઈ સ્થિતિ નહોતી અને એની જમાતના લોકો પાછળ પડયા કે-મુસાભાઈએ જમાતને જમાડવી તો જોઈએ જ જે તે કહેવા લાગ્યા કે-આ તો આપણી જમાતનો વ્યવહાર છે, માટે ચાલે જ નહિ

મુસાભાઈને પહેલા તો ઘણી ચિન્તા થઈ કે-હવે કરવુ શુ? પણ પછી મુસાભાઈએ નિર્ણય કરી લીધો કે-કાંઈ વાંધો નહિ ખવડાવું ને એ ભૂલાવું ત્યારે જ હું મુસાભાઈ ખરો!

જમાતને જમાડવાનો દિવસ નક્કી કર્યો અને જમણને માટે જેટલી ચીજો જોઈએ તે બધી ચીજો જમાતની દુકાનેથી લઈ આવ્યો

બધા જમવાને બેની ગયા વાનકીઓ ઠીક ઠીક બનાવેલી અને વ્યવસ્થા સુન્દર રાખેલી, એટલે બધા ખૂશ ખૂશ થઈ ગયા બધા કહેવા લાગ્યા કે-'મુસાભાઈ જબરો નીકળ્યા'

મુસાભાઈ તો હાથમા ઠંડુ પાણી અને પખો લઈને જમાતની વચ્ચે ફરે છે ઠંડુ પાણી પીવડાવે ને પવન નાખે જે કોઈ પ્રશસા કરે, તેને કહે છે–'જમાતનુ જમાત ખાય, મુસાભાઈના તો વા ને પાણી એ '

મુસાભાઈ આ એકનુ એક જ વાકય વારવાર બોલતો જાય છે, પણ જમાતના લોકો કાઈ સમજતા નથી એ વખતે તો, જમાતના લોકોને એમ લાગે છે કે–મુસાભાઈ કેટલા બધા નમ્ર છે ?

જમાત જમી ગઈ કેટલાક દિવસો ગયા, એટલે જમાતની દુકાનેથી લોકો ઉઘરાણીએ મુસાભાઈની પાસે આવ્યા મુસાભાઈએ તો જવાબ તૈયાર જ રાખ્યો હતો કહે કે– "આમા ઉઘરાણીએ શાના આવ્યા છો ? જમાતનુ જમાત જમી ગઈ મેં તો તે જ વખતે કહ્યું હતું કે–'જમાતનુ જમાત ખાય, મુસાભાઇના તો વા ને પાણી એ !' જમાતને જમવું હતુ, તો જમાતને મેં જમાડી દીધી !" મુસાભાઈ પાસે હતું શું, કે જે જમાતવાળા લે ?

એટલે, લોકવ્યવહારને અનુસરવાની વાત કાઈ આવી હોય ? આવી રીતિએ જે લોકાચારનું પાલન કરે, તેની હાલત શી થાય ? આપણને ખરાબ કરે, પાપમા નાખે અને ધર્મથી પતિત કરે–એવા લોકાચારોને અનુસરવાનુ હોય નહિ આ સાભળીને, ખવડાવવાની તાકાતવાળાઓ ખવડાવવાના આચારોને તાળા મારતા નહિ એવાઓ તો ન ખવડાવે, તે એમને માટે અનાચાર ગણાય વાત એ છે કે–માણસે લોકમા બની શકે ત્યા સુધી એવી રીતિએ જીવવાનો પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી ધર્મની સાધનામા લોક અન્તરાય કરનારો નિવડે

નહિ, પણ સહાય કરનારો નિવડે લોકવ્યવહારને સુયોગ્ય રીતિએ બજાવનારા હોવો, પોતાના બીજા પણ સારા આચારોથી, શિષ્ટજનોને પ્રિય બને છે અને એના યોગે તેઓને માટે ધર્મની પ્રાપ્તિ તથા ધર્મની સાધના સુલભ બને છે, તેમ જ તેઓ બીજાઓને પણ સારા માર્ગ સહેલાઈથી દોરી શકે છે

## સર્વત્ર ઔચિત્યનુ પાલન-એ અઢારમો સદાચાર

હવે અઢારમો સદાચાર છે-સર્વત્ર ઔચિત્યપાલન સર્વત્ર એટલે સ્વપક્ષમા અને પરપક્ષમા પણ ઔચિત્યનુ પાલન કરવુ પોતાના પક્ષનાઓ પ્રત્યે ય સમુચિત વર્તન રાખવું અને બીજાઓ પ્રત્યે ય સમુચિત વર્તન રાખવું, એ પણ એક સદાચાર છે આ સદાચાર આવી જાય, તો આપણે ત્યા કૃપણ વૃત્તિવાળો પણ દાતાર હોય હમેશા ઉદાર હોય તે તો દાતાર બને છે, પણ આ સદાચાર જેનામા હોય તે કૃપણ હોય તો પણ દાતાર બને છે કેમ? ઔચિત્યના પાલનને તો ચૂકવું નથી ને, માટે! એવાની પાસે જે કોઇ જાય, તેની વાતને એ ઔચિત્યનુ પાલન કરવાને ખાતર પણ સાભળે એમા પેલાએ અમુક માગણી કરી હોય, પોતાની જરૂરીયાત દર્શાવી હોય, એની વાત બરાબર હોય, એટલે ઔચિત્યને અગે પણ એ ના પાડી શકે નહિ કૃપણતા હોય એટલે દેવાનો ઉલ્લાસ તો પ્રગટે નહિ, પણ ઔચિત્યનુ પાલન કરવાની વૃત્તિ હોય, એટલે વિચાર આવે કે-' આપણે આગણે માગવા આવ્યો છે અને એ જે કહે છે તેમા ખોટુ કાઈ નથી, તો એને ના કેમ પડાય? આશા સાથે આવ્યો છે અને એને જે જોઈએ છે તે મારી પાસે છે, છતા હુ ના આપુ તો ઔચિત્યનો ભગ

કર્યો ગણાય એ ઠીક નહિ, માટે આપું!' આવો વિચાર કરીને પણ એ આપે આ રીતિએ એની કૃપણતા ઉપર ઘા પણ પડતો જાય અને એથી કૃપણ પણ જતે દહાડે ઉદાર બની જાય

ઔચિત્યપાલનથી ઘણા લાભો

ઔચિત્યના પાલનમાં તો, ઘણા ગુણો રહેલા છે તમે લોકો દરેક પ્રસંગે ઔચિત્યનો વિચાર કરો છો? 'મારે માટે શું ઉચિત છે'–તેનો તમને તમારે માટેનો ખ્યાલ રહે છે ખરો? તમને લાગતું હોય કે–અમુક માણસ મારો દુશ્મન છે, પણ તે ઉમર આદિની અપેક્ષાએ વડિલ હોય, તો એ જ્યારે સામે મળે, ત્યારે તમે વાંકું જોઈને અગર મોઢું ચઢાવીને ચાલ્યા જાવ કે એને પગે લાગો? ગમે તેવો તમારો દુશ્મન હોય, પણ એ જો તમારે આગણે આવી ચઢે, તો તમે એનો 'આવો, પધારો' આદિ કહીને સત્કાર કરો ને? તમને એમ થાય ને કે–'મારે આગણે આવ્યો, માટે મારે આનો સત્કાર કરવો જ જોઈએ' 'મારે આગણે જે કોઈ આવે, તેનો આદર કરવો, એ મારૂં ઔચિત્ય છે'–આવું જો તમે સમજતા હો, તો એ વખતે તમે એને સત્કાર્યા વિના રહી શકો નહિ તમારા એ ઔચિત્યની, સામા ઉપર પણ કેવી અસર થાય? જો એ કાંઈ કેય લાયક હોય, તો પ્રાય સારી અસર થાય પણ તમે એ જ દૃષ્ટિએ વિચારો કે–એના ઉપર સારી અસર ન પણ થાય, તો ય આપણા ઔચિત્યથી આપણને નુકશાન શું? એના ઉપર ગમે તેવી અસર થાય, પણ તમને તો તમારા ક્રોધાદિ ઉપર કાબૂ રાખતા આવડી જાય ને? આ સદાચાર એવો છે કે–દરેક પ્રસંગે કેમ જીવવું

ને કેમ વર્તવું, તે આવડે આ સદાચારથી બાહ્ય લાભો તો થાય, પણ આન્તરિક લાભો પણ ઘણા થાય દરેકે દરેક પ્રસગે વિચાર જ એ કે-'મારે માટે શુ ઉચિત ગણાય ?' સામો મારા પ્રત્યે કેમ વર્તે છે-એ વાત ગૌણ બને અને એ ગમે તેવો હોય તો પણ મારે તેની સાથે કેમ વર્તવું જોઇએ -એ વાત પ્રધાન બને આથી ઔચિત્યના પાલનની વૃત્તિ વાળો જે માણસ હોય, તે માણસ ખરાબમા ખરાબ માણસ પ્રત્યે અથવા તો ખરાબમા ખરાબ રીતિએ પોતાની પ્રત્યે વર્તનાર માણસ પ્રત્યે પણ પોતાને ઉચિત એવો સુન્દર વર્તાવ રાખી શકે

## દભવી સારો વર્તાવ રાખનારાઓ, સર્વત્ર અને સર્વ પ્રસગોએ સારો વર્તાવ રાખી શકે નહિ

આ રીતિએ એ દભથી વર્તે નહિ, પરન્તુ ઔચિત્યપાલનની વૃત્તિથી વર્તે દભથી સુન્દર વર્તાવ રાખનારાઓ તો ઘણા હોય છે, પણ એવા દભિઓ સર્વની સાથે અને સર્વ પ્રસગોએ સુન્દર વર્તાવ રાખી શકતા નથી અમુક સ્વાર્થ હોય ત્યા જ એ દેખાવનો સારો વર્તાવ રાખે, બાકી તો હૈયામા રહેલા દ્વેષને સફલ કરવામા પાછુ વાળીને જુએ પણ નહિ આજે દેખીતી રીતિએ ઔચિત્યપાલન વધ્યુ છે, પરન્તુ હૈયુ ઘણું બગડયુ છે અને એથી સૂચિત થાય છે કે-'દહાડે દહાડે સાચુ ઔચિત્યપાલન નહિ, પણ દભ વધતો જાય છે' ઔચિત્યનું સાચુ પાલન તો, તો જ થઈ શકે કે-જો હૈયુ સુધરે જેની સાથે તમારે બારે અણુબનાવ હોય, એવા પણ માણસને તમે કોઇ સ્વાર્થાદિને વિવશ બનીને હાથ જોડો છો અને તેની સ

મીઠાશવાળી વાતચીત આદિ પણ કરો છો, તેની તો મને ખબર છે, પણ તે વસ્તુતઃ ગુણ રૂપ નથી, કેમ કે–હૈયામાં દુર્ભાવ છે અને બહારનો સારો દેખાવ પણ કોઈ સ્વાર્થાદિને કારણે છે હૈયામાં દુર્ભાવ રાખ્યા વિના અને સ્વાર્થાદિનો વિચાર કર્યા વિના, કેવળ એ જ વિચાર કરવો જોઈએ કે–'મારી ઉંમર આદિ અને આમની ઉંમર આદિ જોતાં, મારે આમની સાથે અમુક રીતિએ વર્તવું જોઈએ ગમે તેવા સંયોગોમાં પણ, મારાથી ઔચિત્યનો ભંગ તો ન જ થાય' તમારા ઔચિત્યનો પણ દુરૂપયોગ થાય એવું હોય અને તમારા ઔચિત્યને આગળ ધરીને તમારા ધર્મ આદિને હાનિ પહોંચાડવાનો પ્રયત્ન થવો–એ સંભવિત હોય, એવા દુર્જન માણસોને માટેની વાત જુદી છે, પણ એવું તો કવચિત્ બને ને? બાકી તો, ઔચિત્યના પાલનથી પણ ઘણા કલેશો ઉત્પન્ન થતા અટકી જાય છે, વૈર પેદા થયું હોય તો ય શમી જવા પામે છે, ક્રોધાદિ કષાયો ઉપર કાબૂ આવી જાય છે અને શિષ્ટ જનોમાં ખ્યાતિ પણ સારી થાય છે–એ વિગેરે ઘણા લાભો થાય છે ઔચિત્યના પાલનની વૃત્તિ, માણસને ક્રમે ક્રમે સારો સહનશીલ અને ઉદાર બનાવી શકે છે આ સદાચારના આચરણમાં કેટલા બધા લાભો છે, એ સમજાયું ને? હવે તો તમે સર્વત્ર ઔચિત્યનું પાલન કરવાનો પ્રયત્ન કરવાના ને?

ઓગણીસમો સદાચાર

હવે છેલ્લો અને ઓગણીસમો સદાચાર એ છે કે–કંઠે પ્રાણ આવી જાય, તો ય કુલને અને જાતિને કલંક લાગે તેવું કાંઈ પણ આચરણ નહિ અપકૃત્ય માત્ર અને એથી

મારા કુલને ને મારી જાતિને કલક લાગે-એવું અપકૃત્ય તો હુ મરતા ય કરૂ નહિ-આવો ખ્યાલ, યોગને નહિ પામેલા પરન્તુ સારી સામગ્રી મળતા યોગને પામી શકે એવા લાયક જીવમા હોય ને ? જેને આવો ખ્યાલ હોય, તે જ્યારે યોગના માર્ગને પિછાને અને યોગના માર્ગમા શ્રદ્ધાવાળો બને, ત્યારે તે યોગના માર્ગને અને યોગના માર્ગને દેનારાઓ આદિને પોતાની ખામીથી કલક લાગે નહિ, તેની પણ કેટલી બધી કાળજી રાખે ? યોગનો જેટલો માર્ગ તેણે આચારમા ઉતાર્યો હોય, તે માર્ગને જાળવવાને માટે, એ મરણાન્ત કષ્ટોને સહવાને પણ તૈયાર થઇ જાય ને ? એટલે આ સદાચાર પણ જરૂરી છે ને ? માણસ જે સ્થાને બેઠો હોય, તે સ્થાન પોતાની ભૂલથી પણ કલકિત બની જવા પામે નહિ, તે માટેની કાળજી તો માણુને રાખવી જોઈએ ને ? જેનામા માણસાઈનો ગુણ હોય, તેનામા આવો ખ્યાલ ન હોય, એ બનવાજોગ વસ્તુ જ નથી

સાત વ્યસનો તો ગર્હિત કાર્યોમા અવશ્ય ગણાય

એવા ગર્હિત કાર્યો, કે જેમા પ્રવૃત્ત થવાથી કુલને અને જાતિને કલક લાગે, એનાથી તો સદાને માટે અળગા રહેવાનુ, તમારૂ મન ખરૂ ને ? 'આમ તો હુ એવી કોઇ ગર્હિત પ્રવૃત્તિ કરૂ જ નહિ, પણ કદાચ હુ મુશ્કેલીમા મૂકાઇ જાઉ, પ્રાણનાશના સશયમા મૂકાઈ જાઉ, એવા વખતે પણ હુ ગર્હિત પ્રવૃત્તિને તો કરૂ જ નહિ'-આવો નિર્ણય તો, સારા માણસ તરીકે તમે કરેલો જ હશે ને ? ગર્હિત પ્રવૃત્તિઓમા તો તમે સમજો ને ? ગર્હિત પ્રવૃત્તિઓમા સાત વ્યસનોનો સમાવેશ તો જરૂર થઈ જાય ને ? જુગાર, માસભક્ષણ, મદિ-

રાપાન, વેશ્યાગમન, શીકાર, ચોરી અને પરદારસેવા–એ સાત વ્યસનો ગણાય છે આ સાત વ્યસનોમાના કોઇ પણ એક અગર અધિક વ્યસનમા આસક્ત મનવાળા જે માણુસો હોય છે, તેઓ આ લોકમા નરાધમ તરીકેની ખ્યાતિને પામે છે અને અહીંથી મર્યા બાદ તેમની દુર્ગતિ થાય છે એટલે આ સાત વ્યસનો તો અવશ્ય ગર્હિત પ્રવૃત્તિઓમા ગણાય અને એથી સારા માણુસે અથવા તો સારા બનવાને ઈચ્છતા માણુસે, કંઠે પ્રાણુ આવી જાય તો પણુ, આ સાત વ્યસનોને અથવા તો આ સાતમાના એકાદિ વ્યસનને પણુ સેવવું જોઇએ નહિ આ છેટલા સદાચારમા આપણે સાત વ્યસનોની વાત કરવાની છે, એમ કહેવાએલુ–તે તમને યાદ છે ને ? પહેલા નહિ, આજે જ આ વાત કહેવાઈ છે કયા પ્રસગે ?

સ૦ પ્રમાદના ત્યાગ રૂપ સદાચાર વખતે

બરાબર છે પ્રમાદના વિવર્જનમા મદ્યપાનાદિ રૂપ પ્રમાદના વિવર્જનની વાત હતી અને મદ્યપાનની વાત આ છેટલા સદાચાર વખતે કહેવાનો વિચાર રાખ્યો હતો, એટલે આપણે મદિરાપાનની વાત પહેલી કરીએ

## મદ્યપાનની નિન્દિત પ્રવૃત્તિ

આ દેશમા મદિરાપાન એ કેવુંક કાર્ય ગણાય ? ગર્હિત કે સારૂ ? ગર્હિત જ ગણાય ને ? છતા પણુ, આજે આ ચીજ ઠીક ઠીક પ્રમાણુમા પ્રવેશ પામી ગઈ છે, એમ કહુ તો ચાલે ? મદ્યનિષેધનો કાયદો છે, તેની તો મને ખબર છે, પણુ કાયદાનો અમલ કેવો અને કેટલો થાય છે, તે કાંઈ તમારાથી થોડુ જ અજાણ્યુ છે ? માણુસની પોતાની મરજી ન હોય,

તો કાયદો એને બહુ બચાવી શકતો નથી અમુક કાળમા કાયદો ભલે જરૂરી હોય, પરન્તુ 'કાયદો જ સુધારી શકે'–એવું કાંઈ માની લેવા જેવું નથી આ બદી, માત્ર હલકા જણાતા વર્ગમા કે અજ્ઞાન વર્ગમા જ ફેલાએલી છે, એવું પણ નથી ગમે તે બહાને પણ, સારા સારા ગણાતા કુટુમ્બોમા પણ, આ નિન્દિત પ્રવૃત્તિ ઠીક ઠીક પ્રમાણમા શરૂ થઈ ગયેલી છે આ નિન્દિત પ્રવૃત્તિ વધવાની સાથે, બીજી પણ અનાચારી પ્રવૃત્તિઓ વધી જવા પામી છે આ સાત વ્યસનો પૈકીના બીજા પણ કેટલાક વ્યસનો, સારા સારા ગણાતા સ્ત્રી-પુરૂષોમા પેસી જવાથી, કેટલાક કુટુમ્બોનો તો ભારે અધઃપાત થઈ જવા પામ્યો છે આ સાત વ્યસનોનો જો સારી રીતિએ ત્યાગ કરવામા આવે, તો સદાચારનો પાયો સહેલાઇથી રોપી શકાય, અને આ વ્યસનોથી તો અનેકવિધ અનાચારોના ભોગ બનાય, એમા નવાઈ પામવા જેવું કાઇ છે જ નહિ અહીં બેઠેલાઓમા તો, મદ્યમાનના ત્યાગની વાતનો વિરોધ કરે તેવો કોઈ નહિ હોય ને ? તમારામાથી તો કોઈ મદ્યપાન નહિ જ કરતું હોય ને ? કોઈ પણ બહાને મદ્યપાન તો નહિ જ ને ?

સ૦ દવામા આવી જાય એ બને

અત્યારની ભૂમિકાની વાતમા એટલે ઉંડે હમણા નથી જવું દવામા પણ એ ન આવી જાય–એટલી કાળજી રહે તો એ વધારે સારૂં છે, પણ આ તો મદ્યપાન કરવાની ઇચ્છાથી મદ્યપાન નહિ કરવાની વાત છે

સ૦ શરીરના બહાને કેટલાકો કરે છે

મદ્યપાનના શૉખીનો તો જેટલા બહાના ન શોધી કાઢે

તેટલા ઓછા ગણાય પૂર્વકાળમા આ અનાચાર નહોતો જ એમ નહિ પૂર્વકાળમા ય હતો, પણ હમણા હમણામા આ અનાચાર બહુ વધી જવા પામ્યો છે આ કાળની વધારે ખરાબી તો એ છે કે-આના વિધાનો થાય છે જે ચીજ પ્રત્યે નફરતથી જોવાવું જોઈએ, તે ચીજને જરૂરી, ફાયદા કારક અને વાધા વિનાની આદિ તરીકે પણ આ કાળમા કેટલાકોએ વર્ણવી છે આમ જો વ્યસનાસક્તિ વ્યાપક બનશે, તો પરિણામ એ આવશે કે-તમે માણસની દયા માગવી હશે, તો ય તે નહિ માગી શકો ઉન્મત્ત બનીને જ સમય પસાર કરવાની કુટેવ પડી ગઈ અને એમા રગ-રાગનો શૉખ વધી ગયો, પછી માણસ કયારે કયુ પાપ ન કરે, તે કહી શકાય નહિ

વેપાર અને જુગાર

જુગાર, એ પણ સાત વ્યસનોમાનુ એક વ્યસન છે જુગારીની મનોદશા પણ આય દારૂડીયાના જેવી બની જાય છે વર્તમાન યુગમા તો જુગાર કોને કહેવો, એ પણ એક વિચારવા જેવી બાબત થઈ પડી છે વેપાર કોને કહેવાય, તે તમે કહો તો ઠીક, એટલે જુગારનો તમને ઝટ ખ્યાલ આવી શકે પત્તેથી પૈસા રમે-એને તમે જુગાર કહો છો, પા એને જુગાર શું કામ કહેવો ?

સ૦ માલનુ લે-વેચાણ કરે તેનુ નામ વેપાર

એટલે જે ધધાઓમા માલની લે-વેચ હોય ન[illegible] પૈસાની લેવડ-દેવડ કરવાની હોય, એવા ધધાઓને જણાય નહિ ને? એવા ધધાઓ જુગારમા ગણાય,

લાગે છે? એક કાળમા, આ દેશમા વેપારીની આબરૂ બહુ મોટી હતી લોકો એને ત્યા પોતાની મુડી મૂકી આવતા સામાન્ય વેપારી હોય, પણ એને પાચ હજારનો માલ ખરી દવો હોય, તો ઉધાર મળી જતો અને વેપારીને જરૂર પડે તો લોક બહુ વિશ્વાસે ધીરતા વિચાર એ કે–ભલે એની પાસે કાઈ નહિ હોય, પણ માલ તો છે ને? માલ કાઈ ભાગી જવાનો છે? માલ લાવીને વેચનારને, મોટે ભાગે, રળવાનુ હોય અને એને ખોવાનો વખત આવે તો ય પ્રાય બહુ ખોવાનુ હોય નહિ આજના કાળમા માલની લે–વેચ કરનારાઓ પણ કોઈ કોઈ વાર મોટા નુકશાનો કરે છે, પણ તેમા તો બીજા કારણો ઘણા હોય છે અને આજના કાળમા તો માલના ભાવ ઉપર પણ જુગારીઓની રમતની અસર ઘણી પડે છે

પત્તાની રમત અને સટ્ટો

જેમા માલની લે–વેચ થતી હોય, તેનુ નામ વેપાર કહેવાય–એમ તો તમે કહ્યુ, તો પછી જેમા હાજર કોઇ માલ નહિ કે મુડીનુ રોકાણ નહિ, લીધુ ને દીધુ કહેવાનું ખરુ, પરન્તુ નહિ કાઇ લેવાનુ કે નહિ કાઇ દેવાનુ અને વચમાથી કમાઈ ખાવાનુ, એને શુ કહેવાય?

સ૦ સટ્ટો

સટ્ટો આવી ગયો ને જુગારમા? જેમા મુડી રોકવાની નહિ, માલ લેવા–દેવાનો નહિ અને આશરે આશરે કમાવાનુ કે ખોવાનુ, એવુ બધુ જુગારમા ગણાય એમ જો ગમે તેમ કમાવુ કે ખોવુ એને જુગાર ન કહેવાય, તો

પત્તા ઉપર પૈસા રમે તેને જુગાર શા માટે કહેવાય ? પેલા લીયા–દીયા બોલે અને આ એક્કો–દુગ્ગો બોલે, એ ફેર છે માટે ?

સ૦ સટ્ટામા તો માલના નામે વાત થાય છે ને ?

'સો પેટી આપી'–એમ કહે અને એકેય પેટી ઘરમા ન હોય અથવા તો 'સો પેટી લીધી'–એમ કહે અને એકેય પેટી ઘરમા આવવાની ન હોય, છતા પેટીના નામે વાત કરી એટલે જુગાર નહિ ? જેટલી પેટીઓ લીધા–દીધાનુ બોલે છે, તેટલી પેટીઓ હાજર લેવાની કે વેચવાની હોય, તો કેટલા ઉભા રહે ? વગર માલ લીધે–દીધે જ ખોવાનુ કે કમાવાનુ ને ? આવા ધધાને વેપાર કહેવાય ખરો ?

<u>માલ હાજર નહિ ને વેચ્યો તેથી પાયમાલ થયા</u>

આજે સટ્ટો તો એટલો બધો વધી ગયો છે કે–ગામડામા પણ લોકો માલ હાજર નહિ છતા માલ વેચી આવતા થઈ ગયા છે એક વાર અમે એક ગામમા ગયા ત્યારે લોક બહુ ટહેરમા આવી ગયેલા વાતે વાતે વાત નીકળી ત્યારે કહે કે–' ખેતરમા ઉભેલો માલ ખરીદી લીધો છે અને ભાવ બહુ સારો આવ્યો, એટલે અગાઉથી વેચી આવ્યા છીએ આ મોસમમા તો જીદગી સુધી ન ખૂટે તેટલી કમાણી થઈ ગઈ છે ' અમે તો ત્યાથી વિહાર કરી ગયા અને થોડાક દિવસો બાદ પાછુ એ જ ગામે અમારે આવવાનુ થયુ લોકોના મોઢા ઉતરી ગયેલા અમે સમજી ગયા કે–કાઈક મડાણી લાગે છે એ લોકો એમની મેળે જ બોલવા લાગ્યા કે– ' મરી ગયા ખેતરોમા ઉભેલો બધો માલ સાફ થઈ ગયો.

હીમ પડયુ ને માલ ગયો હવે જેને વેચ્યુ છે, તેને આપવું શું ? કમાણી તો ગઈ, પણ એવા દેવામા દટાઈ મર્યા છીએ કે-જીદગીમા ઉકરશું કે નહિ, તે ય સમજાતું નથી' આમા તો માલની માત્ર વાત જ નહોતી ને ? પણ માલ પાસે નહિ ને વેચી આવેલા, એ તો ખરૂં જ ! આવું બધું, સીધી કે આડકતરી રીતિએ પણ જુગારમા ગણાય

સટોડીયો આબરૂ જાળવવા ધારે તો ય કદાચ ન જાળવી શકે

સટ્ટો ખેલનારાઓના પ્રાય ચોવીસેય કલાક ચિન્તામા પસાર થાય છે માણસ સટોડીયો બન્યો, એટલે જાણે સન્નિપાતનો કાયમનો રોગ લાગુ પડયો માણસને તો ત્રિદોષ થાય ત્યારે સન્નિપાત થયો કહેવાય, જ્યારે આને તો પ્રાય સદા સન્નિપાત જેવું હોય જેને સટ્ટાનો રસ ઓછો હોય, તેને ઓછી અસર હોય, પણ જ્યારે સટ્ટો કરેલો હોય, ત્યારે એની ય દશા વિચિત્ર હોય છે વાણિયો, કે જે ધધાની બાબત મા વેપારમા જ આબરૂ માને અને લોકમા પણ જેની વેપારને કારણે જ આબરૂ ગણાય, એવા વાણિયાને સટ્ટો ગમ્યો કયાથી ? એમા તો, આબરૂ જાળવવી હોય તો ય આબરૂ ન જળવાય, એવું પણ બને ને ? સટ્ટાને લીધે બજારોમા કેવી ઉથલ પાથલો આવે છે અને કેટલા દેવાળા નીકળે છે ? એક કાળમા, દેવાળુ કાઢવું, એ મરવા કરતા ય ભૂડુ ગણાતું એવા થઈ ગયા, કે જેમણે દેવાળુ કાઢતા પહેલા હીરા ચુસ્યા આજે તો મુંબઈમા, વીસ હજારની મોટરમા બેસીને અને હાથમા હીરાની વીંટી પહેરીને, બુધવારીયા કોર્ટમા જનારાઓ નીકળે છે.

સ૦ એમને સરકાર તરફથી રક્ષણ મળે છે ને ?

બજાર તરફ પગ માડે ને હરામખોરીને સાથે લઈ ને જાય

સટ્ટો એ ચાલુ જમાનાના વેપારનુ લક્ષણ અને એને સરકારનુ રક્ષણ, આવુ શાથી ? તમે એટલુ ય નથી સમજતા કે–સટોડીયાઓને એવા પ્રસગો પ્રાય ઘણા આવે કે–એ પોતાની આબરૂને જાળવવા ધારે તો ય ન જાળવી શકે ? નાનકડી ડાયરી ને પેન્સીલથી જ જે કમાવાને માટે નીકળે, તે શું કરે ? આવે તો તો વાધો નહિ, પણ જાય અને તે ય ગજા ઉપરાન્તના જાય, તો એ શું કરે ? ગજા વગરના માણસો સટ્ટો કરવાને જાય અથવા તો ગજાવાળા પણ ગજાથી કેઈ ગુણો અધિક સટ્ટો કરવાની લતવાળા સટ્ટો કરવાને જાય, ત્યારે એમના મનમા શું હોય ? મોટે ભાગે મનમા એવુ જ ને કે–આવે તો લેવુ છે ને જાય તો કોને દેવુ છે ? એટલે બજાર તરફ પગ માડે ને હરામખોરી સાથે લઈને જાય, એમ જ થયુ ને ?

પ્ર૦ જાય તેની વ્યવસ્થા તો પહેલેથી જ કરી રાખેલી હોય છે ઘર વિગેરે બીજાના નામે હોય છે ખોયા હોય અને લેણદાર લેવા આવે તો એના હાથમા કશુ જ આવે નહિ

આવાઓ પણ છે સટ્ટાને ને હરામખોરીને કેટલો બધો નિકટનો સબધ છે ? એક કાળમા, આ દેશમા આવી પ્રવૃત્તિ બહુ ગર્હિત મનાતી સટ્ટાના નામે સારા સારા ગણાતાઓએ પણ જુગાર ખેલવા માડયો, ત્યારથી ગમે ત્યારે અચાનક બટ્ટો લગાડે અને મનોવૃત્તિને સ્હેજે હરામખોર બનાવે–એવો પણ સટ્ટો, બજારનો અલકાર ગણાવા માડયો 'જે શહેરમા

સટ્ટા બજાર નહિ, તે શહેર તે કાંઈ શહેર જણાય ?'—એવું આજે છે ને ?

સ૦ બીજો વેપાર નથી

સટ્ટાએ, વેપાર કરીને અગર મહેનત કરીને પ્રમાણિક પણે રળી ખાવાની વૃત્તિ ઉપર, કેટલી બધી ખરાબ અસર નિપજાવી છે, એનો વિચાર કર્યો છે ? સાદાઈ ને સહનશીલતા ગયા અને ઉડાઉપણું ને મોજશોખ વધ્યા, એમા સટ્ટાનો પણ કેટલો મોટો હિસ્સો છે, એ વિચારવા જેવું છે સટ્ટો બધ થઈ જાય, તો બધા ભૂખે જ મરી જાય—એવું કાંઈ નથી, પણ જે હરામ ચસકો લાગ્યો હોય, તે કાંઈ જાય ?

<u>ઘણાઓ રડે ત્યારે થોડાઓ રળે</u>

સ૦ વર્તમાનની હરિફાઈ એ વિગેરે જુગારમા ગણાય કે નહિ?

આજે આ પ્રશ્ન પણ વિચારણા માગી લે છે વાત કાઢી નાખવા જેવી નથી, પણ આવી પ્રવૃત્તિઓને તો કાયદાનું રક્ષણ મળેલુ છે આ દેશમા, એક વ્યવસ્થિત ધધાદારી તરીકે આવી પ્રવૃત્તિઓ થતી, હમણા હમણામા વધુ જોવાય છે

સ૦ આમા બુદ્ધિનો ઉપયોગ છે

આ હરિફાઈઓમા બુદ્ધિનો ઉપયોગ છે, માટે આને જુગાર કહેશો નહિ—એમ આ વકીલ કહે છે, પણ સૌ રૂપીઆ આપે તો ય ઘણાઓ ગુમાવે અને બહુ થોડા મેળવે—એવું આમા છે, એની તો ના પડાય તેમ નથી ને ? ૯૫ જેટલા નાહી નાખે અને ૫ જેટલા કહે કે—'હાશ, બ્બા' તો એ સારૂં કહેવાય ? જેના યોગે ઘણાઓ દુ ખી થાય અને થોડાઓ

એ બધાના ભોગે સુખી થાય, એવો ધધો આર્ય દેશમા શોભે ખરો ? આરા માણસના વેપારમા ઓટે ભાગે શું હોય ? ગ્રાહક પણ સુખી થાય અને શેઠ પણ સુખી થાય ગ્રાહકનો વિચાર એ હોય કે–શેઠ પણ કમાય અને શેઠના મનમા એમ હોય કે–મારા ગ્રાહકોને સારો માલ સોઘો મળે સારા વેપારીઓ ગ્રાહકોને કહેતા કે–' તમે સુખી, તો અમે સુખી ! તમને લૂટીને અમે કદાચ ત્રણ દિ' સુખી થઈએ, પણ સદા સુખી થઈએ નહિ ' એવા વેપારીઓની પાસે માલ હોય ને ગ્રાહક માગતો આવે, તો એ ન આપે એવું બને નહિ ગ્રાહકનો વખત જાળવી લે સમજે કે–ગ્રાહકોથી જ રળ્યા છીએ અને ગ્રાહકોથી જ રળવાનુ છે આકર્ષણ એવુ ઉભુ કરવું કે–લોભના જોરથી સેંકડો ઝપાપાત કર્યા વિના રહે નહિ અને પરિણામે ઘણાઓ રડે ત્યારે થોડાઓ રળે અને એમાથી કમાઈ ખાવાનુ, આને તમે શું કહો ? જુગાર ? કે જુગારનો ભાઈ ? સમજી ગયા ને તમે ? કેટલીક ચીજો એવી છે કે–સીધી રીતિએ જુગારમા ન જાય, પણ પરિણામ જુગાર જેવુ કે જુગારથી ય ભૂડુ આવે આજે તો ફીચરના આકડાઓનો ધધો પણ વધી પડ્યો છે ને ? એ ય એક પ્રકારનો જુગાર જ છે ને ? મૂળ વાત એ છે કે–ધધો કરવો જ પડે તો કેવી રીતિએ કરવો, એ વિચારવુ જોઈએ માલ નહિ, મજુરી નહિ ને અનેકો રડતા રહે તેવા પ્રકારે કમાઈ ખાવાની વૃત્તિ તેમ જ એમા ય કમાણી અડસટ્ટે થાય તો થાય–એવી બધી બાબતો જુગાર ન હોય તો ય જુગારના પ્રતીક સમાન છે

તો વેપાર જાત નહિ

આજે વેપારીઓના હાથમાથી વેપાર ઘણે અંશે જતો

અનાજ મોકલી આપે વેપારી વેપારી મટી જાય, એટલે જે કહો તે બધુ ય આવે

મુડદા ઉપર ઉજાણી

આ તો આજે મટ્ટા સિવાય કોઈ વેપાર નથી રહ્યો— એમ એક ભાઈએ કહ્યુ હતું, માટે આટલી વાત કરી લીધી તમે ખરાબ કરતા હો કે તમારે ખરાબ કરવુ પડતું હોય, એથી કાઈ ખરાબ સારૂ બની જાય નહિ ખરાબ તો ખરાબ જ રહે જેમા અનેક દુ ખી થાય અને અનેક દુ ખી થાય— એવા પ્રકારની ઈચ્છા થયા વિના રહે નહિ, એને સાચો ધધો કહેવાય ? મંદીમા બેઠેલો તેજી વાય તો શું કહે ? એ ફાવી ગયા ને હુ રહી ગયો, સાફ થઈ ગયો ! એવો ધધો કરના રાઓને ઉંઘમા ય પ્રાય શાન્તિ નથી હોતી ઝબકી ઉઠે છે ને ગડ પાડે છે બાયડી પૂછે કે–શુ થયુ ? એ કહે કે–મરી ગયા ! નવારે ઉઠે એટલે ચહા પીતો જાય ને છાપુ જોતો જાય ! મદી થઈ કે તેજી થઈ અથવા મદી થશે કે તેજી થશે ? ભાઈ મદીમા હોય ને બજારમા તેજી થાય, તો કહેશે કે–લુચ્ચાઓ બજારને તેજીમા ખેંચી ગયા ભાઈ તેજીમા હોય ને બજારમા મદી થાય, તો ય એવો જ ગણગણાટ કરે બીજાઓનુ ગમે તે થાય, પણ પોતે જેમા હોય તે તરફ બજાર વળે તો આનદ પામે કેટલીક વાર તો, બજારમા અનેકો રડયા હોય અને કોઈક રળ્યા હોય, એવા વખતે ય રળેલા ચહા ચેવડો ઉડાવે. એમેય ન થાય કે–આજે કેટલાને ઘરે લોહીના આધણ મૂકાયા હશે ? મુડદા ઉપર ઉજાણી જેવી જ આ વાત છે ને ?

સ૦ નસીબ અજમાવવાનુ આ સાધન છે

આજે તો આવી દલીલો પણ ઘણી ઉભી કરી દેવાઈ છે એમા તમે ન ફસાઓ, એમ ઈચ્છુ છુ નસીબ અજમાવવાના રસ્તા પણ આવા ન હોય ભૂતકાળમા નસીબ અજમાવનારા થઈ ગયા છે એમણે હતું તે ય છોડી દીધેલુ અને સત્ત્વ ખર્ચેલુ અનેકોની પાયમાલીમાથી રળી ખાવાનો ધધો કરવો, એ તો પેટ ભરવાને માટે ય સારો નથી એટલે જુગાર જેવા ગણાય તેવા ધધાઓથી તો દૂર રહેવાનો જ પ્રયત્ન કરવો જોઇએ

માસભક્ષણ

માસભક્ષણ, એ પણ આ દેશમા ગર્હિત કાર્યોમાનુ જ એક કાર્ય ગણાય ને ? જેમા અનેક મોટા જીવોની હિંસા થાય જ, એ વિના બને જ નહિ, એવું આ કાર્ય છે ને ? અનેક જીવોનો સંહાર થાય, એ વિના પેટ ભરાય નહિ, એવી રીતિએ પેટ ભરવુ ગમે ? અનાજ ન જ મળે અને કોઈ માસ ખાવાની સલાહ આપે, તો તમે શુ કહો ? ઝેરની પડીકી ખાવી સારી પણ માસ ખાવું નારૂ નહિ, એમ જ ને ? પણ હવે આ બાબતમા પણ વાતાવરણ બદલાતું જાય છે આજે કેટલાક સારા ગણાતાએ પણ માસભક્ષણની હીમાયત કરવા લાગ્યા છે 'દૂધ–ઘી બરાબર મળતા નથી, માટે પોષણ ઈંડા ખાઇને મેળવવું'–એવું કહેનારા અને 'અનાજની તગી છે માટે માછલા ખાવા'–એવું કહેનારા પણ પાક્યા છે ને ? એ લોકો આવી વાત કરે, ત્યારે તમે બીજુ કાંઈ ન કહી શકતા હો, તો ય એટલુ તો કહી શકો ને

કે-તમારી આ વાતથી અમે અમારા હૈયામા ખજર ભોકાય ને જેવી વેદના અનુભવીએ, તેવી વેદનાને અનુભવીએ છીએ ? એ તો દૂર રહ્યું ને એવી ભયકર વાતો બોલનારાઓ આ જમાનામા સારા માણસો તરીકે પકાયા એવાઓના સસર્ગમા આવેલા કેટલાકો, ઈંડા ને માસના વ્યસની બની ગયા આર્ય દેશનુ એ દુર્ભાગ્ય ગણાય કે-સાચા મહાપુરૂષો ભૂલાયા અને અવસરે આમ પણ થાય-એવી હિંસામય સલાહ આપનારાઓને મહાપુરૂષ માનતા થઇ ગયા આ દેશમા અહિંસાના સસ્કારો તો એટલા બધા રૂઢ હતા કે-વાઘરી કોળી જાતના માણસો ય જનાવરને હાકે, પણ એને ઘાતકી રીતિએ મારે નહિ એ આઈ જાય તો ય તેને હાકી કાઢે, પણ એને હણી નાખવાનો વિચાર કરે નહિ હાકી કાઢતા ય વિચાર આવે કે-આ પાકમા એનુ ય ભાગ્ય છે આજે તો પશુ કે પક્ષી, જે હોય તેને, પાકના રક્ષણને નામે હણી નાખવાની વાત છે ને ? આર્ય તરીકે જીવવાના કોડ હોય, તો એવી હવામા ફસાશો નહિ

આહાર તેવો ઓડકાર

જીવોની કતલ, પૈસાના લોભ આદિથી, આર્ય ગણાતાઓના હાથે કેટલી થઈ રહી છે, તે છાપાઓના રોજના વાચનાર તમારાથી સાવ અજાણ્યુ છે ? પછી પરલોક બગડી જાય ને ? જેને કાપે, તેની જાતિમા ઉત્પન્ન થવાનો અને કપાવાનો વખતે ય આવે માસ આદિને માટે જનાવરોને કેટલી બધી ઘાતકી રીતિએ કપાય છે ? પહેલા ભૂખે મારે અને પછી છરી આ આર્ય દેશમા તો એ સસ્કારો હતા

કે-જનાવર માદુ પડે તો એની ય માવજત કરે એને પખો ય નાખે કહે કે-પાચ પદર વર્ષ આનાથી કામ લીધુ છે. જે દિ' જનાવર મરે, તે દિ' ખાવુ ન ભાવે આજે એમા એવા પણ લોકો નીકળ્યા છે કે-કસ નીકળે ત્યા સુધી તો ભૂખ્યા મારીને પણ કસ કાઢી લે અને પછી બજારે લાવે છે એવા પશુઓ બજારમા આવે છે કે-જોયુ જોવાય નહિ પગ ઉપડે નહિ ને પગ ઉપાડયા વિના ચાલે નહિ આખમાથી પાણી વહેતા હોય, શરીર હાડકાનો માળખો થઈ ગયું હોય ને ઉપરથી દશ પડે બજારમા વેચાય ત્યા સુધી ય ભૂખ વેઠવાની અને કતલ કરનાર તો શું ખવડાવે? માસાહાર માટે કતલ રોજની કેટલી થાય છે?

સ૦ સરકારનો સહકાર જોઈએ

આ જમાનામા તો, જનાવરની કતલને અટકાવવાને માટે ઉપવાસ કરનારા, બેવકૂફ ને ડામીસ જેવા ગણાય, તો તેમા પણ નવાઈ પામવા જેવું નથી

સ૦ અર્જુન ભગતે કરેલા

એમા વળે શું? તમારા બધાનો સામટો અવાજ જવો જોઈએ આવા વખતે તો, જેને સલામ કરતા હોઈ એ તેનો ય વિરોધ કરી શકાય બાકી ઉપવાસ કરવા બેસવું, એથી કાઈ વળે નહિ

સ૦ મહાજન જ સમતિની સહી કરી આવે તો?

હિંસામા સમતિ અને તે મહાજનની? વાત જાણવી જોઇએ બાકી તો, હિંસાની તરફેણ જે કોઈ કરે, તે ખોટુ જ કરે છે ઈંડા અને માસનુ ભક્ષણ, એ બહુ બૂરી ચીજ છે એ જે દિ' આહારમા પેસી જશે, તે દિ' હૈયા બહુ

કઠોર બની જશે કહેવત છે કે-આહાર તેવો ઓડકાર આથી તો, મહાપુરૂષોએ આહાર કરનારાઓને અભક્ષ્ય આહાર ન કરવાનો ઉપદેશ આપ્યો છે માંસનુ ભોજન તો ત્યાજ્ય જ છે, એવુ જ આર્ય દેશના ધર્મગ્રન્થોમાથી નીકળે ને ? જીવોની હિંસા વિના એ થાય નહિ, માટે પણ એનાથી તો આઘા ને આઘા જ રહેવુ જોઈએ

ચોરી

ચોરી, એ પણ સાત વ્યસનો પૈકીનુ એક વ્યસન ગણાય છે ચોરી તો તમે સમજો ને ? તક મળે તો, કોઈ ન જાણી શકે એવી રીતિએ હક્ક વગરની ચીજ હાથમા આવી જતી હોય તો તેને લઈ લેવી, એ ય ચોરીમા ગણાય તમે શું નક્કી કર્યું છે ? ઘર ફાડે, ખીસ્સા કાતરે, એ વિગેરે તો ચોરી ગણાય, પણ શાહુકારના પોશાકમા શાહુકારની પદ્ધતિએ ઉંધુ-છતું કરે તે ચોરી ન ગણાય, એમ ? આજના જમાનામા ચોરી કેટલી વધી ગઈ છે ? જેટલા સારા માણસો ગણાય છે, તેઓમા પણ જેમણે સીધી કે આડકતરી રીતિએ ચોરી ન જ કરી હોય, એવા તો થોડા ને ? આજે વેપારમા ચોરી થાય છે ? કેટલીક ? ચોરીના કેટલા બધા પ્રકારો છે ? સમજી, જાણી-બુઝીને કરનારા, તે પોતે વધારે સમજે, એટલે વર્ણવવાની જરૂર નહિ ને ? જે કરતા હોય તે નથી સમજતા ને કરે છે, એવું તો નથી ને ? પોતે બીજે જેવુ કરે છે, તેવું જો એના નોકરે એની પેઢી ઉપર કર્યું હોય, તો ચોરી કરી કહીને પકડાવી દે-એવાને ચોરીની સમજ નથી, એમ મનાય ? પણ મન મનાવી લે. કોઇકનુ આપણા પેટમા

ને આપણી તીજોરીમા આવે, તો એ ચોરી નહિ, એ સયોગ વશાત્ કરેલુ કામ, અને જો પોતાનુ પારકા પેટમા કે પારકી તીજોરીમા જાય, તો એ ચોરી ! એને સયોગ નહિ ! આજે જે ચોરીઓ ચાલી રહી છે, સારે સારે ઠેકાણે પણ, તે બધીને વિગતવાર વર્ણવીએ તો ? એણે તો, પરસ્પરના વિશ્વાસનો નાશ કરી દીધો છે આગળ એક-બીજા ઉપર અને તેમા પણ શેઠ શાહુકાર ગણાતાઓ ઉપર કેટલો બધો વિશ્વાસ રખાતો ? આજે લોક કહે છે કે-કોઈનો વિશ્વાસ કરવો નહિ જોઇને ફરવું અને જોઇને લાવવું ચોરી કરવાની કુટેવ પડયા પછી તે ઝટ છૂટતી નથી એ અનેક રીતિએ માણસને પાયમાલ કરી નાખે છે

શિકાર

શિકાર, એ પણ એક પ્રકારનુ ગર્હિત કાર્ય છે, પણ તમારામાના કોઈને તો પ્રાય એનો શોખ નહિ હોય ને ? મોટે ભાગે એવા પશુ-પખીઓ, કે જેમને સીધી રીતિએ કબજે લેવા કે પકડવા એ મુશ્કેલ છે, તેવા નિરપરાધી જીવોને શોખને ખાતર કે પેટને ખાતર મારવા, એનુ નામ શિકાર ગણાય છે એ તો તમે પ્રાય કરતા નહિ હો અને કોઇ કરે તો તે ય તમને પસદ નહિ ને ? કોઈ શિકાર ખેલીને આવ્યો હોય, તો એના વખાણ કરવાનુ મન તો તમને થાય નહિ ને ? નિરપરાધી જીવને કોઈ મારે અને એમા તમે હુશીયારી કે કલા માનીને એણે ઠીક કર્યું-એમ માનો, એવી ભૂલ તો કરતા નથી ને ? નહિતર તો, તમારામા શિકારનુ વ્યસન નથી, તે આવડતની, શક્તિની અને તકની ખામી

આદિ માત્રનૂં પરિણામ ગણાય

<u>હિંસકભાવની વૃદ્ધિ</u>

આ શિકારની વાતમા, નાના નાના જીવોની હિંસાની વાત પણ કરી લઉ ? નાના જીવોનો સહાર, તમારા હાથે કેટલોક થાય છે ? મચ્છર વિગેરે ઉત્પન્ન થાય, તે તમારી ભૂલે કે એની જ ભૂલે ? માકડ, મચ્છર વિગેરે જીવોને માટે તમે શુ કરો છો ?

રા૦ દવા છાટીને મારે

તમે કોઇને નહિ કનડતા હો ? તમારી કનડગતની કોઈને બીક નહિ લાગતી હોય ? તમારે માટે એવો જીવ લેણુ પદાર્થ વપરાય તો ? અણુબોમ્બ, એ એવી જ વસ્તુ છે ને ? એક પડે ને લાખોને મારે પૂર્વકાળમા શસ્ત્રો વપરાતા, પણ તે પ્રાય સામે આવે એમને માટે એને બદલે, આવી બુદ્ધિ કેમ થઇ ? માણસોના જ પાપે ને ? માણસ ઘણા જીવોને મારનારા થયા, એ જેવુ-તેવુ પાપ છે ? પહેલા એવું નક્કી કર્યું કે-માણસોને સુખે જીવવાને માટે, જેને મારવાની જરૂર પડે તેને મારવા-તેમા વાધો નહિ, તો સત્તા આદિના ભૂખ્યા માણસોએ નક્કી કર્યું કે-આપણી ભૂખને ભાગવા માણસોને પણ મારવા ! આજે બળવાન કોણ ગણાય છે ? સખ્યામા માણસોને મારી નાખવાના સાધનો ` ' વધારે હોય તે ! એમા પાછી પ્રગતિ મનાઈ આવા ઘણા છે અને આ આર્ય દેશમા પણ એવી જ હવા છે મચ્છર આદિ જીવોને મારવા, એમા હિંસા નહિ માનવોના હિતને નામે માન્યુ કે-એમા પાપ નહિ

એવા કેટલા નિર્દોષ જીવો મરતા હશે ? માનવજાતને ઉપકારી અને તેવી જાત, તેમ મરાઈ રહી છે પ્લેગની હવાની ખબર કોણ આપે ? ઉંદર એ મરે ને તમને ચેતવે એને મારી નાખવાના કેટલા પ્રયત્નો ? પછી હવા ખૂબ બગડે, છતા પણ ખબર પડે નહિ ને ? માણસો ટપોટપ મરવા માંડે, ત્યારે જ ખબર પડે ને ? તિર્યંચોના ઉપકાર તો ઘણા છે, પણ આજે તો જરા ય નુકશાન ખમાય નહિ, એટલે વાત–વાતમા મારી નાખવાની જ હિમાયત ! તિર્યંચો આદિ ઉપકારક ન હોય તો ય આમ મરાય નહિ, પણ આજે તિર્યંચ જીવો તરફ તમારી નજર કેવી છે ? હિંસકભાવ વૃદ્ધિ પામતો જાય, પછી માનવોના સંહારની પણ નવી નવી તરકીબો શોધાય, એમા નવાઈ પામવા જેવું કાંઈ નથી

પરસ્ત્રી-ગમન અને વેશ્યાગમન

સમય લગભગ થઇ ગયો છે અને સાત વ્યસનોમા બે વ્યસનોની વાત બાકી રહે છે વેશ્યાગમન અને પરસ્ત્રી-ગમન, એ બે પણ ગર્હિત કાર્યો છે ને ? પરસ્ત્રી કોને કહેવાય, એ તમને સમજાવવું પડે તેમ નથી, અને વેશ્યાને તો તમે ઓળખો ને ? વેશ્યા એટલે વિષયસેવનને કમાવાનો ધંધો બનાવીને બેઠી હોય તે પોતાના ધંધાને માટે, એ શું શું કરે ? અને સીનેમા વિગેરેમા જોએલા રૂપ–રંગનો જેને ચસકો લાગે, તે રૂપ-રંગ ઘરે ન મળે, તો કયા જાય ?

સ૦ વેશ્યાને ત્યાં

એનુ ચાલે, તો એ ડાકુ જેવો બનેલો કોઇને ય છોડે નહિ આ અને આવી બીજી જે કોઈ કુત્સિત પ્રવૃત્તિઓ

આદિ માત્રનુ પરિણામ ગણાય

<u>હિસકભાવની વૃદ્ધિ</u>

આ શિકારની વાતમા, નાના નાના જીવોની હિંસાની વાત પણ કરી લઉ ? નાના જીવોનો સહાર, તમારા હાથે કેટ લોક થાય છે ? મચ્છર વિગેરે ઉત્પન્ન થાય, તે તમારી ભૂલે કે એની જ ભૂલે ? માકડ, મચ્છર વિગેરે જીવોને માટે તમે શું કરો છો ?

મ૦ દવા છાટીને મારે

તમે કોઇને નહિ કનડતા હો ? તમારી કનડગતની કોઈને બીક નહિ લાગતી હોય ? તમારે માટે એવો જીવ લેણ પદાર્થ વપરાય તો ? અણુબોમ્બ, એ એવી જ વસ્તુ છે ને ? એક પડે ને લાખ્ખોને મારે પૂર્વકાળમા શસ્ત્રો વપરાતા, પણ તે પ્રાય સામે આવે એમને માટે એને બદલે, આવી બુદ્ધિ કેમ થઇ ? માણસોના જ પાપે ને ? માણસ ઘણા જીવોને મારનારા થયા, એ જેવું-તેવુ પાપ છે ? પહેલા એવું નક્કી કર્યું કે-માણસોને સુખે જીવવાને માટે, જેને મારવાની જરૂર પડે તેને મારવા-તેમા વાધો નહિ, તો સત્તા આદિના ભૂખ્યા માણસોએ નક્કી કર્યું કે-આપણી ભૂખને ભાગવા માણ સોને પણ મારવા ! આજે બળવાન કોણ ગણાય છે ? સારી સખ્યામા માણસોને મારી નાખવાના સાધનો જેની પાસે વધારે હોય તે ! એમા પાછી પ્રગતિ મનાઈ આવા દેશો ઘણા છે અને આ આર્ય દેશમા પણ એવી જ હવા ફેલાઇ રહી છે મચ્છર આદિ જીવોને મારવા, એમા હિંસા નહિ ? પણ માનવોના હિતને નામે માન્યુ કે-એમા પાપ નહિ આજે

એવા કેટલા નિર્દોષ જીવો મરતા હશે ? માનવજાતને ઉપકારી અને તેવી વાત, તે ય મરાઈ રહી છે પ્લેગની હવાની ખબર કોણ આપે ? ઉંદર એ મરે ને તમને ચેતવે એને મારી નાખવાના કેટલા પ્રયત્નો ? પછી હવા ખૂબ બગડે, છતા પણ ખબર પડે નહિ ને ? માણસો ટપોટપ મરવા માડે, ત્યારે જ ખબર પડે ને ? તિર્યંચોના ઉપકાર તો ઘણા છે, પણ આજે તો જરા ય નુકશાન ખમાય નહિ, એટલે વાત-વાતમા મારી નાખવાની જ હિમાયત ! તિર્યંચો આદિ ઉપકારક ન હોય તો ય આમ મનાય નહિ, પણ આજે તિર્યંચ જીવો તરફ તમારી નજર કેવી છે ? હિંસકભાવ વૃદ્ધિ પામતો જાય, પછી માનવોના સહારની પણ નવી નવી તરકીબો શોધાય, એમા નવાઈ પામવા જેવુ કાઈ નથી

પરસ્ત્રી-ગમન અને વેશ્યાગમન

સમય લગભગ થઇ ગયો છે અને સાત વ્યસનોમા બે વ્યસનોની વાત બાકી રહે છે વેશ્યાગમન અને પરસ્ત્રી-ગમન, એ બે પણ ગર્હિત કાર્યો છે ને ? પરસ્ત્રી કોને કહેવાય, એ તમને સમજાવવું પડે તેમ નથી, અને વેશ્યાને તો તમે ઓળખો ને ? વેશ્યા એટલે વિષયસેવનને કમાવાનો ધધો બનાવીને બેઠી હોય તે પોતાના ધધાને માટે, એ શું શું કરે ? અને સીનેમા વિગેરેમા જોએલા રૂપ-રગનો જેને ચસકો લાગે, તે રૂપ-રગ ઘરે ન મળે, તો કયા જાય ?

સ૦ વેશ્યાને ત્યાં

એનુ ચાલે, તો એ ડાકુ જેવો બનેલો કોઇને ય છોડે નહિ આ અને આવી બીજી જે કોઈ કુત્સિત પ્રવૃત્તિઓ

ગણાય, તેમા તો પ્રાણ જાય તો ય પ્રવૃત્ત થવુ જોઇએ નહિ

આગળની વાતો

યોગની પૂર્વસેવામા જે ચાર ગુણોની વાત છે, તેમાનો બીજો 'સદાચાર' નામનો ગુણ ઘણે અશે વર્ણવાઈ ગયો સદા ચારની વાતને પૂરી કરીને, ત્રીજા અને ચોથા ગુણની વાત પણ કરવી પડશે ને ? યોગને પામવાને લાયક જીવ, પાપથી ડરનારો હોય અને એથી પાપને તપાવનાર તપને આચરનારો હોય, તે સ્વાભાવિક છે એનામા જેમ તપ ગુણ જોઇએ, તેમ પરમ પદ જે મોક્ષ, તેનો અભિલાષ ન પ્રગટયો હોય તો પણ મોક્ષ પ્રત્યે દ્વેષના અભાવ રૂપ ગુણ તો જોઇએ જ મોક્ષનો દ્વેષ, એ મોહના મહા જોરનો સૂચક છે અને મોહ જો મહા બળવાન હોય, તો જીવને એ એકાન્તે કલ્યાણકારી પણ વાતથી વિમુખ બનાવી દે છે આ બધી વાતો, ટૂકમા થઈ ગયા બાદ, શુદ્ધ એવા મોક્ષમાર્ગની વાતેય આવે ને ? જે જીવમા આ ચાર ગુણો હોય, તેની પાસે મોક્ષની અને મોક્ષમાર્ગની વાત મૂકાય, તો એને એ સારી રીતિએ ઝીલી શકે મોક્ષનો સાચો ઉપાય કયો હોઈ શકે અને એ ઉપાયને કોણ બતાવી શકે, એ વાતનુ વર્ણન એને બહુ ગમે એના યોગે, તે ક્રમ સર ગુણોનો સ્વામી બનતો જાય એ વિગેરે કેટલીક વાતો કરીને, તે પછીથી રામાયણના પાત્રોની કેટલીક વાતો કરવાની ઈચ્છા છે

# અગીઆરમુ પ્રવચન

વિ સ ૨૦૦૭ શ્રાવણ વદી દ્વિ ૯ રવિવાર
તા. ૨૬ ૮ ૫૧ સવારે ૮॥ થી ૧૦॥
સ્થલ–પ્રેમાભાઈ હૉલ ભદ્ર, અમદાવાદ

[તા ૨૬ ૮ '૫૧, રવિવારે સવારે ૮॥ થી ૧૦॥ વાગ્યા સુધી, અમદાવાદ–પ્રેમાભાઈ હોલમા, પૂ પ્રવચનકાર મહાત્માનુ આ પ્રવચન શ્રેણિને અગેનુ અગીઆરમુ જાહેર પ્રવચન થયુ હતું આ પ્રવચન વખતે પોતપોતાનાં અખબારોને માટે આ પ્રવચનની નોધ લેવાને, 'સંદેશ' કાર્યાલયના વૃત્તાન્તનિવેદક તથા 'ગુજરાત સમાચાર' કાર્યાલયના વૃત્તાન્તનિવેદક હાજર રહ્યા હતા એ બન્નેએ, પોતપોતાના પત્રોના તા ૨૭ ૮ '૫૧ સોમવારના અ કમાં, આ પ્રવચનનો પોતે તૈયાર કરેલો ભાવાર્થ પ્રગટ કર્યો હતો તેને પ્રગટ કરતા મથાળે—

"સંદેશ' કાર્યાલયના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યુ હતું કે–"અત્રેના પ્રેમાભાઈ હોલમા જૈનાચાર્ય અને પ્રખર વિદ્વાન મુનિશ્રી વિજયરામચદ્રસૂરીશ્વરજી મહારાજે "રામાયણમા સસ્કૃતિનો આદર્શ" એ વિષય ઉપર જે વ્યાખ્યાનમાળા શરૂ કરી છે તેનુ અગીઆરમુ પ્રવચન આજે આચાર્યશ્રીએ આપ્યુ હતુ વ્યાખ્યાન સાભળવા વિરાટ મેદની જૈન અને જૈનેતર ભાઈ–બ્હેનોની જામી રહી છે સેકડો માણુસોને જગ્યાના અભાવે પાછા જવુ પડે છે, કા તો બહાર ઉભા રહેવુ પડે છે અને જગ્યા મેળવવા થતી ગરબડને કારણે કેટલીક વાર

નમા વિક્ષેપ પણ પડે છે આમ છતા એકદરે શાન્તિથી સૌ વ્યાખ્યાન સાભળે છે ”

જ્યારે 'ગુજરાત સમાચાર'ના વૃત્તાન્તનિવેદક ભાઈએ જણાવ્યુ હતું કે–" આજે પણ રાખેલા પ્રમાણે પ્રેમાભાઇ હૉલ ખીચ્ચોખીચ ભરાઈ ગયો હતો ૮ા વાગે પ્રવચન હતુ પરતુ આઠ વાગ્યામા તો હૉલ ચીકાર ભરાઈ ગયો હતો અને સાડા આઠ વાગતા પહેના તો હૉલના નીચેના દરવાજા બધ કરવા પડ્યા હતા ”

અગીયારમા પ્રવચનનુ આ નીચે આપવામા આવતુ સારભૂત અવતરણ, અમોએ તૈયાર કરેલુ છે —સ શ્રી જૈન પ્રવચન ]

## જો યાદ રાખવા જોગી ય તૈયારી નથી તો જીવનમા જીવવા જોગી તૈયારી ક્યાથી આવશે ?

અનન્ત ઉપકારી મહાપુરૂષોએ, ચાર ગતિમય એવા આ સસારમા, આ મનુષ્યજન્મને એટલો બધો મહત્ત્વનો માન્યો છે કે–આ મનુષ્યજન્મને પામેલાઓના પુણ્યોદયની મુક્ત કઠે પ્રશસા કરીને, એ જ વાતને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે કે–' આ મનુષ્યજન્મની એક ક્ષણને પણ નિષ્ફલ જવા દેવી, એ જીવે પોતે જ પોતાને મોટુ નુકશાન કરવા સમાન છે ' એને લઇને, ' આ મનુષ્યજીવનનું સાધ્ય શુ હોઈ શકે ? ' –તેને લગતી વિચારણા અને ચર્ચા, પ્રાય સઘળા ય દર્શનોમા કરાએલી જણાય છે અમુક અપવાદને બાદ કરીએ, તો સઘળા ય આસ્તિક દર્શનોએ, આ મનુષ્યજન્મના પરમાદર્શ તરીકે પરમ પદ સ્વરુપ મોક્ષને સ્થાપિત કરેલ છે જેણે આ સાધ્યને સિદ્ધ કરવું હોય, તેણે આ સાધ્યને સાધી આપનારો જે યોગ છે, તેનો આદર કરીને, યોગની સર્વોત્કૃષ્ટ

કક્ષાએ પહોંચવાને માટે પ્રયત્નશીલ બનવું જોઈએ, કારણ કે-જ્યાં સુધી આત્મા, પોતાના પુરૂષાર્થ દ્વારા, યોગની સર્વોત્કૃષ્ટ કક્ષાએ પહોંચતો નથી, ત્યાં સુધી આત્મા પોતાના આ મોક્ષ-સાધ્યને પરિપૂર્ણપણે સિદ્ધ કરી શકતો નથી. યોગ દ્વારા આત્માનો ક્રમિક વિકાસ થાય છે અને આત્મા જો ક્રમસર વિકાસને સાધતો જાય, તો તે પોતાના મોક્ષને ઝડપથી સાધી શકે છે. એ વિના, મોક્ષને પામી શકાય એવી સ્થિતિ જ નથી. મોક્ષને પામવાને માટે યોગની આવશ્યકતા છે, પણ યોગને પામવામાં યોગ્યતા એ બહુ જ અગત્યની વસ્તુ છે. મોક્ષને પામી શકે-એવી સ્વભાવસિદ્ધ લાયકાતવાળો પણ જીવ, બીજી જરૂરી યોગ્યતાના બળે જ, યોગને સહેલાઈથી પામી શકે છે. એ યોગ્યતા તમારામાં છે કે નહિ-તેનો તમે પોતે પણ નિર્ણય કરી શકો અને જો એ યોગ્યતા તમારામાં ન હોય, તો તમને એ યોગ્યતાને પ્રગટાવવાને માટે પ્રયત્ન કરવાનું મન થાય, એ માટે ઉપકારિઓએ યોગની પૂર્વસેવા તરીકે, એટલે કે-યોગની પૂર્વભૂમિકા તરીકે જે ચાર ગુણોનું વર્ણન કર્યું છે, તે ચાર ગુણોને અંગેની વિચારણા આપણે શરૂ કરી છે. એ ચાર ગુણો પૈકી પહેલો ગુણ જે 'ગુરૂદેવાદિપૂજન' નામનો છે, તે ગુણને લગતી કેટલીક વાતો કર્યા બાદ, બીજો ગુણ જે 'સદાચાર' નામનો છે, તે ગુણને લગતી વાતો કરવાનું આપણે શરૂ કર્યું છે. યોગની પૂર્વસેવામાં સ્થાન પામેલા સદાચારને, ઉપકારિઓએ, ઓગણીસ પ્રકારોથી વર્ણવ્યો છે. એ ઓગણીસેય સદાચારો ગયા રવિવાર સુધીમાં કહેવાઈ ગયા છે. છેલ્લે છેલ્લે બહુ જ ઉતાવળથી વાત થઈ હતી, પણ યોગને પામવાને માટે લાયક બનવું

હોય, તો કયા કયા સદાચારોને આચરનારા બનવું જોઈએ, એનો ખ્યાલ તો તમને આવી ગયો ને ? તમને કોઈ પૂછે અથવા તો તમારે વિચારણા કરવી હોય, તો તમને એ ઓગણીસેય સદાચારો ક્રમવાર યાદ તો આવે ને ? અહીં સાભળવાને આવનારાઓમાથી કોઇને પણ ઉભા કરીને જો પૂછવામા આવે, તો એ ઓગણીસેય સદાચારોના નામો ક્રમ વાર ગણાવી શકે ને ?

સ૦ એમા તો મુશ્કેલી

જે ગુણને જીવનમા જીવવાની ખાસ જરૂર છે અને જે ગુણને અગેનુ વર્ણન હજુ તો ચાલુ છે, ત્યા આવી સ્થિતિ છે, તો પછી આ વાતને પૂરી કર્યા પછીથી આગળ ચાલ્યા બાદ તો કેવી સ્થિતિ થવાની ? જો બરાબર યાદ રાખવા જોગી પણ તૈયારી નથી, તો પછી જીવનમા જીવવા જોગી તૈયારી તો કયાથી જ આવવાની છે ? કહેવામા તો ઓગણીસેય સદાચારો કહેવાઇ ગયા અને છેટલા એક સદાચાર સબધી થોડીક વાત કરી લઇને સદાચારની વાતને મૂકી દેવાશે એ પછી, તપ અને મુક્તિનો અદ્વેષ–એ બે ગુણોને અગે થોડુક કહીને, જે મુખ્ય હેતુ છે–તેને સ્પર્શીને આગળ ચાલવાની ભાવના છે આમ આપણે વિષયને તો પૂરો કરી લઇએ, પણ તેમા તમને કેટલોક લાભ ? હુ પૂછુ કે–' જે ઓગણીસ સદાચારો કહ્યા, તે કયા કયા કહ્યા, એ ક્રમવાર કહી જાઓ' અને તમે કહો કે–' એ મોઢે યાદ નથી ' તો, ' એ બધા ય સદાચારોને તમે તમારા જીવનમા જીવવાની શરૂઆત કરી દીધી હશે ' –આવી કલ્પના જો મેં કરી લીધેલી હોય, તો એમા મારે ઠગાઈ જવા જેવુ જ થાય ને ?

સ૦ સર્વથા એમ પણ નથી

એ તો હું જાણું જ છું, પણ તમે બધા વિશેષ પ્રયત્નશીલ બનો, એવું સૂચન કરવાને માટે આ વાત છે

આમ જીવનામા તો નાસ્તિકને ય નુકશાન નહિ :

શાસ્ત્રોમા, યોગની પૂર્વભૂમિકામા જે સદાચારોનો સમાવેશ કરવામા આવ્યો છે, તે સદાચારો એક કાળે આર્ય કુળોના સ્વાભાવિક આચારો હતા આર્ય કુળોમા આ આચારો સામાન્યપણે પણ ચાલુ જ હતા અને એથી જે જીવોને શુદ્ધ ધર્મના ઉપદેશના શ્રવણનો સુયોગ મળી જતો હતો, તે જીવોમાના મોટા ભાગને સારી જેવી અસર થતી હતી આજે આર્ય તરીકે ગણાતા કુળોમાથી પણ, આ આચારો ઘણે ખરે અંશે ભૂસાઇ જવા પામ્યા છે અને એથી પણ જીવોને શુદ્ધ ધર્મની પ્રાપ્તિ, બહુ દુર્લભ બની જવા પામી છે એ આચારો પાછા અંશે અંશે પણ તમારામા આવે અને તેમા ય તમારા કુળોમા એ આચારો સ્વાભાવિક જેવા બની જાય, એ હેતુથી જ ઓગણીસ સદાચારોનું વર્ણન કરાએલું એ હેતુ કેટલે અંશે પાર પડયો ? આમા, તમારે તમારા પોતાના જ હૈયાને અને વર્તનને તપાસવાનું છે જે સદાચારો કહેવામાં આવ્યા, તે તમને ગમી તો ગયા ને ? નાસ્તિક માણસ પણ જો આ સદાચારોને પોતાના જીવનમા જીવે, તો એને કાંઈ હાનિ થાય ખરી ? એક માણસ પરલોકને ન માનતો હોય, તે છતા પણ તે જો આપણે જોઈ આવ્યા તેમ ગુરૂદેવાદિનુ પૂજન કરનારો બને અને આ ઓગણીસેય સદાચારોને પોતાના જીવનમા જીવવા માંડે,

તો એથી, એને ખોવાનું શું? ગુરૂદેવાદિનું પૂજન અને આ ઓગણીસ સદાચારોનુ સેવન, પરલોકને માટે તો હિતકારી છે જ, પણ આ લોકને માટે ય હિતકારી છે આવી રીતિએ જે પોતાના જીવનને જીવનારો હોય, તેને શાન્તિ ઘણી અને અશાન્તિનું ઘણે અંશે નામેય નહિ લોકનો એ વિશ્વાસપાત્ર બને અને જ્યા જાય ત્યા કોઈને ય એને માટે બીજી કલ્પના કરવાની ઉભી રહે નહિ જે આચારોને જ્ઞાનિઓએ અહીં યોગની પૂર્વભૂમિકાના બીજા ગુણમા સમાવી દીધા છે, તે આચારોને આ આર્ય દેશમા જીવવા સહેલા છે અને એ આચારો એવા સુન્દર છે કે-જે કોઇ એ આચારોને જીવે, તે સ્વાભાવિક રીતિએ જ ઘણી ઉપાધિઓથી મુક્ત બને આ લોકમા પણ જો સુખનો અને શાન્તિનો અનુભવ કરવો હોય, તો આ જ પ્રાથમિક ઉપાય છે

## જુગાર ચોરીને શીખવે અને પછી આરામ માટે મદિરાપાન કરવાને જોઈ એ :

ઓગણીસમા સદાચાર તરીકે, એ વસ્તુને જણાવવામા આવી કે-'કણ્ઠે પ્રાણ આવી જાય તો પણ, ગર્હિતમા તો પ્રવૃત્તિ કરવી જ નહિ' આ ઓગણીસમા સદાચારમા, આપણે સાત વ્યસનોના ત્યાગનો સમાવેશ કરી લીધો, કારણ કે-સાત વ્યસનોમા એક પણ વ્યસન એવું નથી, કે જેનો ગર્હિતમા સમાવેશ થઈ શકે નહિ આ સાત વ્યસનોમાથી, પરસ્ત્રી ગમનની અને વેશ્યાગમનની વાત કરવાની બાકી છે ને? કેમ કે-ગયા રવિવારે સમય પૂરો થઇ જતા, ઉતાવળ કરવી પડી હતી યોગને પામવાની લાયકાતને સંપાદન કરવાની

વૃત્તિવાળા જીવોએ તો, સાતેય વ્યસનોનો સર્વથા ત્યાગ કરી જ દેવો પડે ને ? સદાચારના પ્રેમિને તો, આ સાતેય વ્યસનો કાળ જેવા લાગે સંસારમા હોઇને એ ધધો કરે-એ બન વાજોગ છે, પણ એ જે ધધો કરે, તે પ્રમાણિકપણે અને શોભતી રીતિએ કરે, એટલે એના જીવનમા ન તો જુગારને સ્થાન હોય ને ન તો ચોરીને સ્થાન હોય 'જીવવાને માટે ધધો કરવો પડે તેમ હોય, તો તે પ્રમાણિકપણે જ કરવો'- આવો નિર્ણય જેણે કરી લીધો છે, તેને તો જુગારની ય જરૂર નહિ અને ચોરીની ય જરૂર નહિ જે આવક મુજબ જ વ્યય કરવામા માનનારો છે, આવક મુજબના વ્યયમા પણ જેણે અસદ્ વ્યયનો ત્યાગ કરેલો છે, 'પુણ્યનો ઉદય હોય તો જ મળે અને પુણ્યનો ઉદય ન હોય તો ન જ મળે'-આવુ જેના હૈયે સુનિશ્ચિત છે, તેમ જ 'પ્રમાણિકપણે જ જીવવુ'-આવો જેનો નિર્ધાર છે, તેને જુગારની કે ચોરીની જરૂર પડે ખરી ? તમે લોકો આજે નિરૂપાયે સટ્ટો વિગેરે કરતા હો તો તે જુદી વાત છે, પણ ચોરી તો તમે કરો જ નહિ ને ? તમે જો ચોરી કરતા હો, તો તો એમ જ કહેવુ પડે કે-આવાઓ જો ચોરી કરે, તો પછી દુનિયા વિશ્વાસ કોના ઉપર રાખે ? તમારો વેષ ડાકુનો છે કે શાહુકારનો છે ? વેષ તો શાહુકારનો છે ને ? પણ હમણા હમણાથી ઘણાઓએ ધધો એવો કરવા માંડ્યો છે કે-એ આદમીને ડાકુ ન બનવુ હોય તો ય પ્રાય ડાકુ બનાવે વેષ જોઈએ તો શાહુકારનો હોય અને ધધો એવો કે-અવસરે ડાકુ બનાવે, આવા કેટલા ? પછી એમ પણ બને ને કે-આરામને માટે મદિરા જોઇએ ? અહીં બેઠેલાઓમાના તો કોઈ મદિરાનો ઉપયોગ નહિ કરતા.

હોય ને ? મદિરાનો ઉપયોગ કરનારાઓ તો બહાર જ હશે ને ? જુગાર, ચોરી, મદિરા અને માસાહાર માસાહારના ત્યાગ માટે બહુ કહેવું પડે તેમ નથી લાગતું જો કે–આજે શક્તિ આદિના બહાને અમુક વસ્તુઓના ભક્ષણનો પ્રચાર વધી તો રહ્યો જ છે, પણ તેમા ય તમારામાનો તો કોઇ પ્રાય હશે જ નહિ, એમ માની લઉ છુ પાચમુ વ્યસન–શીકાર શીકારનુ વ્યસન તો, મોટે ભાગે ઘણાઓમા નથી હોતું, પણ એનો ય નાદ નહિ જ લાગે–એવુ કહી શકાય એવું વાતાવરણ આજે નથી આજે તો, ધધામા જુગાર પેસી જવા પામ્યો છે જુગાર રૂપ ધધો, એ એક એવો ધધો છે કે–માણસને એ ચોરી કરતા પણ શીખવે જનસ્વભાવ વર્ત્તમાનમા એવો અસતોષી બની ગયો છે અને સાથે સાથે વેપારની પરિસ્થિતિ પણ એવી બગડી જવા પામી છે કે–એને લઈ ને પણ ચોરી સામાન્ય થઈ ગઈ છે આવી હાલતમા, આરામમા મદિરા ઘુસી જાય, એમા પણ નવાઈ પામવા જેવું કાઈ નથી હજુ સરદારવાળા પ્રદેશમા માસાહારથી ઘણાઓ પર છે, પણ વાતાવરણ એવું સર્જાતું જાય છે કે–એ ય કદાચ ઘુસે શિકા રથી આમ તો તમારાથી રહેજે બચાય એવું છે, પરન્તુ એ પણ ધીરે ધીરે પગપેસારો કરી જાય–એવુ વાતાવરણ કેળવાઈ રહ્યુ છે તમે જો સાવધ રહો, તો જ તમે બચી શકો એવુ છે

વેશ્યાગમન

સાત વ્યસનોમા જે બે વ્યસનો બાકી રહ્યા, તેમા વેશ્યાગમન, એ તો એટલુ બધુ અધમ કોટિનુ વ્યસન છે કે–સારા માણસને અથવા સારા બનવાને ઈચ્છતા માણસને

તો, જીવનમા કદી પણ એ તરફ દષ્ટિ કરવાનું પણ મન થવું જોઈએ નહિ વેશ્યા કોને કહેવાય, તેની તો તમને ખબર હશે જ ને ? જેના સાથે કોઈ નહિ અને તદ્દન સ્વચ્છન્દપણે જીવનારી તેમજ પેટ માટે વિષયસેવન કરનારી બાત કોઈ પણ ડાહ્યો માણસ, એના ઉપર વિશ્વાસ મૂકે ખરો ? એના ઉપર વિશ્વાસ મૂકવો અગર તો એ તરફ જોવાનુ મન થવું, એ પણ માત્ર આત્મિક દષ્ટિએ જ નહિ પરન્તુ દુન્યવી દષ્ટિએ પણ હાનિકર છે એ રસ્તે જવુ, એ પણ આર્યતાના નાશને નોતરવા જેવું છે તેમા ય, જેમણે યોગને માટેની લાયકાતને પામવી છે, તેમણે તો જરૂર વેશ્યાગમન રૂપ વ્યસનથી છેટા જ રહેવું જોઈએ પ્રાય તમે બધા તો આ વ્યસનથી દૂર જ રહેલા હશો ને ?

## તમારી માતા આદિ પવિત્ર છે અને બીજી બધી સ્ત્રીઓ અપવિત્ર છે-એમ માનો છો ?

છેલ્લુ વ્યસન છે-પરસ્રીગમન કોઇ પણ સમજુ માણસ, આ વ્યસનને પસંદ કરે ખરા ? આ બધા વ્યસનો તો, એવા છે ને કે-આ લોકમા પણ જેમણે આબરૂભેર જીવવું હોય અને અનેકવિધ હાનિઓથી બચવું હોય, તેમણે આ બધાનો દૂરથી જ પરિત્યાગ કરવો જોઇએ ? 'મારી માતા, મારી સ્રી, મારી બેન, મારી દીકરી અગર તો મારે જેની સાથે સારો સંબંધ -પરિચય છે એવી સ્રી-એમાના કોઈની પણ ઉપર કોઇ કુદૃષ્ટિ કરે, તો તેમા મને વાધો નથી'-એવું કહી શકે, એવો કોઈ માણસ છે ખરો ? પોતાની માતા, પોતાની પત્ની, પોતાની બેન, પોતાની દીકરી અગર તો પોતાની સબધી સ્રી-એમાના કોઈ

ઉપર કોઈ કુદૃષ્ટિ કરે, તો એને કોણ પસંદ કરે? કોઈ જ નહિ ને? જેમ અમુક સ્ત્રી તમારી માતા છે, અમુક સ્ત્રી તમારી પત્ની છે, અમુક સ્ત્રી તમારી બેન છે, અમુક સ્ત્રી તમારી દીકરી છે અને અમુક સ્ત્રી તમારી સંબંધી છે, તેમ જગતમાં જેટલી સ્ત્રીઓ છે, તે બધી ય કોઈની ને કોઈની ય માતા અગર તો પત્ની, અગર તો બેન, અગર તો દીકરી, અગર તો સંબંધી નહિ હોય? તમને જેમ તમારી માતા આદિ ઉપર કોઈ કુદૃષ્ટિ કરે તો તે પસંદ નથી, તેમ તમે પણ જો કોઈ પણ સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરો, તો એ સ્ત્રી જેની જેની માતા, પત્ની, બેન, દીકરી અગર સંબંધી છે, તેને તેને એ પસંદ ન જ પડે–એટલું તો તમે સમજો છો ને? જગતમાં શું તમે તેને જ પવિત્ર માનો છો, કે જે કાં તો તમારી માતા હોય, કાં તો તમારી પત્ની હોય, કાં તો તમારી બેન હોય, કાં તો તમારી દીકરી હોય અને કાં તો તમારી સંબંધી હોય? એ વિનાની સઘળી જ સ્ત્રીઓ અપવિત્ર છે, એમ તમારૂં માનવું છે? જે સ્ત્રી કોઈની ને કોઈની માતા છે, અગર પત્ની છે, અગર બેન છે, અગર દીકરી છે અગર સંબંધી છે–એની સામે જોનારા, એના દેહ ઉપર વિકારદૃષ્ટિએ આંખ નાખનારા, એ શું જગતમાં ફરવા લાયક માણસો છે? તમારા જેવા સમજુ માણસોને આ વાત કહેવાની હોય? 'જગતની કોઈ પણ સ્ત્રીને વિકારવાળી દૃષ્ટિએ જોવી નહિ'–આવું તમને કહેવું, એ શું તમારૂં અપમાન કરવા જેવું નથી? સાંભળવાને માટે જો ઉંચી કક્ષાનો વર્ગ બેઠેલો હોય, તો આવું જ્યારે કહેવાય ત્યારે સભાજનોના મુખનો દેખાવ એવો થાય કે–અહીં આવું બોલવાની જરૂર નથી, એવું સૂચન મળે એમ લાગે કે–આ બધા તો જગ-

તની કોઈ પણ સ્ત્રી, કે જે પોતાની માતા આદિ ન હોય, તે સ્ત્રીને પણ પોતાની માતા આદિના જેવી માનનારા છે અને એથી જગતની કોઈ પણ સ્ત્રીને વિકારની દૃષ્ટિએ જેનારા નથી

<u>સ્ત્રી-પુરૂષ આદિના નિયમનો શા માટે ?</u>

વર્તમાન યુગની કેટલીક ગીતભાતોના યોગે પણ, આ વિષયમા માનવસમાજની સ્થિતિ ઘણે અશે બગડવા પામી છે જો કે-હવે કેટલાક અનુભવિઓની આખો ઉઘડવા માડી છે, પણ ઘણા સારા ગણુતાઓની આખો હજુ ઉઘડતી નથી આર્ય દેશનુ ગણાય તેવા જીવનને જો જીવવું હોય, તો જીવનમા આવા સામાન્ય સદાચારોને જીવ્યા વિના તો નહિ જ ચાલે આ દેશમા થઈ ગયેલા મહાપુરૂષોએ, જીવવાને માટે કેવી કેવી મર્યાદાએ બાધી છે, એનો તમને ખ્યાલ છે ખરો ? સ્ત્રીવર્ગ અને પુરૂષવર્ગ, બન્ને વર્ગોએ પરસ્પર કેમ વર્તવું, કેવો સબધ રાખવો અને કેવો સબધ નહિ રાખવો, એ માટે તમારા મહાપુરૂષોએ શું કશા જ નિયમનો નથી ઘડયા? એ નિયમનોની બીલકુલ ખબર જ નથી એવુ નથી, પરન્તુ આજે કેટલાક સ્વેચ્છાચારિઓ કહે છે કે-એવા નિયમનો ઘડવા અને પાળવા-પળાવવા, એમા સ્ત્રી-પુરૂષનુ અપમાન છે વસ્તુત, એ નિયમનો ઘડવામા, સ્ત્રી કે પુરૂષ-કોઇનુ પણ અપમાન કરવાનો મહાપુરૂષોનો ઇરાદો નહોતો, પરન્તુ સૌ સુખે સદાચારી રહી શકે-એ જ મહાપુરૂષોનો ઈરાદો હતો તમને નથી લાગતું કે-અયોગ્ય નિમિત્ત નુકશાન કરનારૂ છે? યોગ્ય સ્થાને અને યોગ્ય રીતિએ રહીએ તો સારા રહેવાય, નહિ તો સદાચારી રહેવુ મુશ્કેલ, એ વાતનો તમને અનુભવ

જ નથી ? 'ગમે તે સ્થાને અને ગમે તેવા સયોગોમા મૂકી દ્યો, તો પણ અમે તો અનાચારી ન જ બનીએ'–એવા ઘડા એલા કેટલા ? એવા પરિબળવાળા પણ જાણી જોઈને, ખાસ કારણ વિના, સદાચારથી પતન પમાડે–એવા સયોગોમા જવાનુ પસદ કરે નહિ ! કેમ ? કદાચ નબળાઈ જોર કરી જાય તો ? એ માટે તો, અનન્તજ્ઞાનિઓએ, મહા ત્યાગિઓને માટે ય કહ્યુ કે–સ્ત્રીજાતિએ પુરૂષજાતિથી અને પુરૂષજાતિએ સ્ત્રીજાતિથી અલગ રહેવુ માત્ર અલગ રહેવુ–એટલુ જ નહિ, પરન્તુ એની સાથેના સસર્ગનો અને એની સાથેના વિશેષ આલાપ–સલાપ આદિનો પણ વિશિષ્ટ કારણ વિના ત્યાગ કરવો

સહશિક્ષણ

આ આર્ય દેશમા મોટી ઉમ્મરવાળાઓને માટે સહશિક્ષણ ક્યારથી ઘુસ્યુ ? કયા ડાહ્યા માણસે એનો પ્રવેશ કરાવેલો ? હવે તો બધા જ મહા સદાચારિઓ જન્મ્યા છે અને હવે જે જન્મવાના છે તે મહા સદાચારિઓ જ પાકવાના છે, એમ શુ એણે માની લીધેલુ ? જે ભણે છે, તેમના મા–બાપ તો જીવે છે ને ? એ મા–બાપને પોતાના સ્વભાવની, અન્ત કરણની ચચળ સ્થિતિની ખબર ખરી કે નહિ ? આથી વધારે સ્પષ્ટ શું કહેવાય ? માની લો કે–છોકરા હજુ બીનઅનુભવી છે, સ્ત્રીજાત ને પુરૂષજાતના નિકટના પરિચયથી કેવી કેવી ખરાબીઓ ઉત્પન્ન થવાનો સભવ છે–એની એમને ખબર નથી, એમ માનીને ચાલીએ, પણ–મા બાપ તો માનસની ચચલ સ્થિતિને સમજે છે કે નહિ ? જે મા–બાપો, વિજાતીય સસર્ગ, માનસિક પરિણામોમા કેવો પલટો ઉપજાવી શકે છે–

એ વાતને સમજે છે, તેઓએ આ સ્થિતિને જાણી-જોઈ ને સહન કરી લીધી હોય અગર સહન કરી લેતા હોય, તો એવા મા-બાપોનો પણ અતરંગ ઈરાદો શો હશે, એવો વિચાર પણ આવે ને ? આ કાઈ ખુલ્લુ બોલાય એવી ચીજ છે ? ઈશારતમા કહેવાય અને એનાથી તમે જો હજુ પણ ચેતી જાવ તો સારૂ

## છોકરા વડિલને પૂછે નહિ અને વડિલથી છોકરાને પૂછાય નહિ

માનવજાત આ જમાનામા આજે કેટલી બધી નીચી ઉતરી ગઈ છે, તેની તમને ખબર તો હશે ને ? કારણ કે-તમે તો બજારમા ફરનારા છો ને ? તમે માત્ર દિવસે જ બહાર ફરો છો કે રાતના પણ ? રાતના બાર બાર વાગ્યા સુધી ય બહાર ફર્યા કરનારાઓ છે ને ? શું એ બધા વેપારને માટે જ બહાર ફર્યા કરતા હશે ? અમારે માટે તો, નિયમ છે કે-સામાન્ય રીતિએ અમારાથી તો સૂર્યાસ્ત પછીથી રાતના બહાર નીક ળાય જ નહિ એમા, અમને જેમ હિંસાદિકથી બચાવવાનો ઈરાદો છે, તેમ અમારો સદાચાર બરાબર જળવાઈ રહે-એવો પણ એમા ઈરાદો છે અમારે માટે તો, એવા સુન્દર નિયમનો ઘડાએલો છે કે-અમે જો હૈયાના પાપી હોઈએ અગર હૈયાના પાપી બનીએ, તો જ અમે પાપમા પડીએ, બાકી પાપથી બચીએ પૂર્વકાળમા ગૃહસ્થ કુટુમ્બોમા પણ એ સ્વાભાવિક મર્યાદા હતી કે-'શા કામે જાઉ છુ' તે વડિલને કહ્યા વિના, ઘરની બહાર પગ મૂકાય નહિ એટલે કદાચ કોઈ વખતે હૈયે દુષ્ટ ભાવ સજાઈ પણ જવા પામે, તો ય તે વડિલને કહેવાય નહિ, વડિલને

કહ્યા વિના બહાર જવાય નહિ અને એથી પણ પાપમા પડતા બચી જવાય આજે તો છોકરાઓ બહાર ક્યા, શા કામે જાય છે, તે મા-બાપ આદિને કહે નહિ અને મા-બાપ આદિથી પૂછી શકાય પણ નહિ! કદાચ કોઇ પૂછે, તો ઝટ પેલુ વાક્ય ટાંકી આપે કે–

'प्राप्ते तु षोडशे वर्षे, पुत्र मित्रवदाचरेत्।'

કેમ? ભણેલો પડિત ખરો ને? સમજાવી દે કે–માતા પિતાદિએ પુત્ર પૂરો પદર વર્ષનો થઈ જાય અને સોલમુ વર્ષ બેસી જાય, એટલે એની સાથે મિત્રની માફક વર્તવું જોઈએ એ ગમે ત્યારે અને ગમે ત્યા જાય, તો ય માતાપિતાદિથી એ બાબતમા કાંઈ કહેવાય જ નહિ! આમ એક તરફ જુવાનીના મદમા ચઢેલો હોય અને પછી ફીલ્મ ઉપર અવનવા દશ્યોને જોનારો બને–એ જરાક અનુકૂળ તક મળી જાય, તો અનાચારના માર્ગે ઘસડાઈ ગયા વિના રહે ખરો? સીનેમાને લગતી વાત પણ અહીં થયેલી ને? પણ સીનેમા જોવાનુ બધ કર્યું? હૈયાનો સીનેમા નાનો છે? તમે તમારી અદર જોવા માડો, તો બહારના ચિત્રમા જોવા જેવુ શું લાગે? ફીલ્મમા શુ જાતવાનો નાચે છે? ના, તો ત્યા તમે કોના દર્શન કરવાને જાવ છો? ચિત્ર ઉપર જે માણસો દેખાય, તે સારા જ માણસો હોય? એમને જોવાથી સારી જ પ્રેરણા મળે? આ રીતિએ ફરનારી જમાત, છેલ્લા ઓગણીસમા સદાચારને જાળવી શકે? તક મળે તો પરસ્ત્રીગમનથી પણ બચી શકે? આમા પુરૂષોએ પરસ્ત્રીગમનનો ત્યાગ કરવાનો અને સ્ત્રીઓએ પર-પુરૂષગમનનો ત્યાગ કરવાનો! આ સદાચાર ન હોય તો આવે અને હોય તો બન્યો રહે, એ માટે સ્ત્રી-પુરૂષોએ પરસ્પરના

સહવાસમા પૂણ જ મર્યાદાશીલ બન્યા રહેવું જોઇએ શ્રી વીતરાગ પરમાત્માના શાસનના શાસ્ત્રોમા તો, એટલે સુધી સૂચવવામા આવ્યું છે કે–ખુદ ધણી–ધણીઆણીએ પણ, સહ વાસમા રહેવા છતા ય, એવી મર્યાદાથી જીવવું જોઈએ કે–જેમ બને તેમ વિષયની વાસના ઉત્તેજિત થવા પામે નહિ

રૂપ–રંગનો પ્રેમ એ આદર્શ પ્રેમ છે?

તમે આત્માના પ્રેમી છો કે શરીરના પ્રેમી છો ? હમણા હમણામા આદર્શ પ્રેમ વિગેરે શબ્દોના પ્રયોગો પણ ઠીક ઠીક થાય છે ને ? તો આદશ પ્રેમની વાતો કરનારા તમે શાના પ્રેમી છો ? શરીર, એ શું બહુ સારી ચીજ છે ? શરીર ઉપર જે ચામડીનુ પડ છે, તેને ઉખેડી નાખવામા આવે તો ? તો કેવું દશ્ય નજરે ચઢે ? જે લોકો આદર્શ પ્રેમની વાત કરનારા હોય, તે ચામડીના રૂપ–રંગના પ્રેમી હોય ? અને જેઓ ચામડીના રૂપ–રંગના પ્રેમી હોય, તેમને આદર્શ પ્રેમી કહેવાય ખરા ? ઘર માડો છો, તે શું કરવાને ? રૂપ-રંગના રાગ વગર જ ઘર માડનારાઓ ઘર માડે છે ? છતા આજે કહેવાય છે શું ? પ્રભુતામા પગલા માડયા ! કેવળ બેવકૂફીની જ વાત છે ને ? વિષય વાસના જાગ્યા વિના જ પરણનારા પરણે છે ? વિવેકી માણસો તો સમજે કે–વિષયવાસના એ બહુ બૂરી ચીજ છે. એનું જોર વધે તો એ ગમે તેવા માનવને પણ ખરાબ કરી નાખે, એટલે વિષયવાસના પૂણ જોર કરે અને એથી અનાચાર થઈ જાય, એથી બચવાને માટે તથા વિષયવાસનાના આવેલા વેગને શમાવવાને માટે દામ્પત્યનો યોગ છે આ વેગને રોકી શકાય નહિ ત્યારે શમાવી લે અને એની વાસના પ્રગટે નહિ એવો પ્રયત્ન કર્યા

કહ્યા વિના બહાર જવાય નહિ અને એથી પણ પાપમા પડતા બચી જવાય આજે તો છોકરાઓ બહાર ક્યા, શા કામે જાય છે, તે મા-બાપ આદિને કહે નહિ અને મા-બાપ આદિથી પૂછી શકાય પણ નહિ ! કદાચ કોઈ પૂછે, તો ઝટ પેલુ વાક્ય ટાકી આપે કે–

'प्राप्ते तु षोडशे वर्षे, पुत्र मित्रवदाचरेत् ।'

કેમ ? ભણેલો પડિત ખરો ને ? સમજાવી દે કે–માતા પિતાદિએ પુત્ર પૂરો પદર વર્ષનો થઈ જાય અને સોલમુ વર્ષ બેસી જાય, એટલે એની સાથે મિત્રની માફક વર્તવું જોઈએ એ ગમે ત્યારે અને ગમે ત્યા જાય, તો ય માતાપિતાદિથી એ બાબતમા કાઈ કહેવાય જ નહિ ! આમ એક તરફ જુવાનીના મદમા ચઢેલો હોય અને પછી ફીલ્મ ઉપર અવનવા દૃશ્યોને જોનારો બને–એ જરાક અનુકૂળ તક મળી જાય, તો અનાચારના માર્ગે ઘસડાઈ ગયા વિના રહે ખરો ? સીનેમાને લગતી વાત પણ અહીં થયેલી ને ? પણ સીનેમા જોવાનુ બધ કર્યું ? હૈયાનો સીનેમા નાનો છે ? તમે તમારી અદર જોવા માડો, તો બહારના ચિત્રમા જોવા જેવું શું લાગે ? ફીલ્મમા શુ જાતવાનો નાચે છે ? ના, તો ત્યા તમે કોના દર્શન કરવાને જાવ છો ? ચિત્ર ઉપર જે માણસો દેખાય, તે સારા જ માણસો હોય ? એમને જોવાથી સારી જ પ્રેરણા મળે ? આ રીતિએ ફરનારી જમાત, છેલ્લા ઓગણીસમા સદાચારને જાળવી શકે ? તક મળે તો પરસ્ત્રીગમનથી પણ બચી શકે ? આમા પુરૂષોએ પરસ્ત્રીગમનનો ત્યાગ કરવાનો અને સ્ત્રીઓએ પર-પુરૂષગમનનો ત્યાગ કરવાનો ! આ સદાચાર ન હોય તો આવે અને હોય તો બન્યો રહે, એ માટે સ્ત્રી-પુરૂષોએ પરસ્પરના

સહવાસમા ખૂબ જ મર્યાદાશીલ બન્યા રહેવુ જોઈએ શ્રી વીતરાગ પરમાત્માના શાસનના શાસ્ત્રોમા તો, એટલે સુધી સૂચવવામા આવ્યુ છે કે-ખુદ ધણી-ધણીઆણીએ પણ, સહ વાસમા રહેવા છતા ય, એવી મર્યાદાથી જીવવું જોઈએ કે-જેમ બને તેમ વિષયની વાસના ઉત્તેજિત થવા પામે નહિ

રૂપ-રંગનો પ્રેમ એ આદર્શ પ્રેમ છે?

તમે આત્માના પ્રેમી છો કે શરીરના પ્રેમી છો ? હમણા હમણામા આદર્શ પ્રેમ વિગેરે શબ્દોના પ્રયોગો પણ ઠીક ઠીક થાય છે ને ? તો આદર્શ પ્રેમની વાતો કરનારા તમે શાના પ્રેમી છો ? શરીર, એ શું બહુ સારી ચીજ છે ? શરીર ઉપર જે ચામડીનુ પડ છે, તેને ઉખેડી નાખવામા આવે તો ? તો કેવું દશ્ય નજરે ચઢે ? જે લોકો આદર્શ પ્રેમની વાત કરનારા હોય, તે ચામડીના રૂપ-રંગના પ્રેમી હોય ? અને જેઓ ચામડીના રૂપ -રંગના પ્રેમી હોય, તેમને આદર્શ પ્રેમી કહેવાય ખરા ? ઘર માડો છો, તે શુ કરવાને ? રૂપ-રંગના રાગ વગર જ ઘર માડ નારાઓ ઘર માડે છે ? છતા આજે કહેવાય છે શુ ? પ્રભુતામા પગલા માડ્યા ! કેવળ બેવકૂફીની જ વાત છે ને ? વિષય વાસના જાગ્યા વિના જ પરણનારા પરણે છે ? વિવેકી માણસો તો સમજે કે-વિષયવાસના એ બહુ બૂરી ચીજ છે એનું જોર વધે તો એ ગમે તેવા માનવને પણ ખરાબ કરી નાખે, એટલે વિષયવાસના ખૂબ જોર કરે અને એથી અનાચાર થઈ જાય, એથી બચવાને માટે તથા વિષયવાસનાના આવેલા વેગને શમાવવાને માટે દામ્પત્યનો યોગ છે આ વેગને રોકી શકાય નહિ ત્યારે શમાવી લે અને, એની વાસના પ્રગટે નહિ એવો પ્રયત્ન કર્યો

પોતાની મોટી માનસિક નબળાઈ છે–એમ એ માનતા હતા અને એનુ એમના હૈયે ભારે દુખ પણ હતું પોતાના જીવનમા આ એક મોટામા મોટુ કલક છે, એમ એ માનતા હતા.

નૈષ્ઠિક બ્રહ્મચર્યના નામે

આજે તો અનાચારને અનાચાર માનવા જોગી બુદ્ધિ તો નાશ પામતી જાય છે, પણ અનાચારને શિષ્ટાચારમા ખપાવવાનો ય પ્રયત્ન શરૂ થઈ ગયો છે આ કાળમા આ સાતમા વ્યસનથી સર્વથા બચેલા હોય, એવા તો વિરલ લોકો જ ને? આજની સામગ્રીએ ભ્રષ્ટાચારને ઘણો વેગ આપવા માડ્યો છે નૈષ્ઠિક બ્રહ્મચર્યના નામે, પરપુરૂષ અને પરસ્ત્રીના સહવાસ આદિને ઉત્તેજન અપાય છે અને એમાથી પણ અનાચારની વાસનાને ઉત્તેજન મળે છે નૈષ્ઠિક બ્રહ્મચર્યના નામે 'પરસ્ત્રી સાથેના સહવાસમા વાધો નહિ'–એમ બોલવું, એ દાવાનળને પ્રગટાવવાને માટે દેવતા મૂકવા જેવું છે મૂર્ખાઓને એવી વાતો ગમી જાય અને હરામખોરોને એથી પોતાની પાપવાસનાને સફલ કરવાની સુન્દર તક મળી જાય એથી એવી વાતોને વખાણનારાઓ તો મળી રહે, પણ એથી કાઈ એવુ થોડુ જ છે કે–એનાથી વિપરીત પ્રકારની પણ સારી વાતને સાભળવી નહિ કે માનવી નહિ? ખોટી વાતોના સસ્કારો જો બહુ રૂઢ થઈ ગયા, તો સદાચાર માટે જરૂરી નિયમનોની વાતને સાભળતા, તમને પણ કદાચ એમ લાગશે કે–આવા બધા નિયમનોનુ પાલન તે સસારી સ્ત્રી-પુરૂષોથી થઈ શકતુ હશે? માટે બીજી કોઈ પણ વાતની અસરમા આવી ગયા વિના, તમે તમારે માટે સદાચારી બનવાનો અને

સદાચારી બન્યા રહેવાનો નિર્ણય કરી લો. સર્વ પુરૂષો એક પોતાની પત્નીને છોડીને પોતાની મા વિગેરે પ્રત્યે જેવો ભાવ રાખે છે, તેવો ભાવ જો જગતની સઘળી ય સ્ત્રીઓ પ્રત્યે રાખનારા બની જાય અને સર્વ સ્ત્રીઓ એક પોતાના પતિને છોડીને પોતાના પિતા વિગેરે પ્રત્યે જેવો ભાવ રાખે છે, તેવો ભાવ જો સઘળા ય પુરૂષો પ્રત્યે રાખનારી બની જાય, તો આ દેશ ફરીથી પાછો આબાદ બની જાય. એ સ્થિતિને પેદા કરવાને માટે, વિષયભોગની વૃત્તિ ખરાબ જ છે અને તજવા જેવી જ છે, એ બાબતમા સુનિશ્ચિત બની જવું જોઇએ.

છોકરી નાચે અને મા-બાપ જુએ

હમણા હમણામા, શિક્ષણના નામે ય ડાહ્યા ગણાતા લોકોએ પોતાની છોકરીઓને સ્ટેજ ઉપર નચાવવા માંડી છે. જુવાન છોકરીઓ જાહેરમા નાચે છે અને એમા મા-બાપ પણ જોવા જાય છે. શું જોવાને જતા હશે ? મારી દીકરી કેવુંક નાચે છે, એ જોવા ને ? છતો આરો વહેલો લાવવો છે ? છોકરીને નાચતા શીખવવાને માટે, જ્યા જુવાન શિક્ષકો નૃત્ય શીખવતા હોય, ત્યા જુવાન છોકરીઓને પણ મોકલાય છે ને ? એમા મા-બાપ છોકરીનુ હિત કરે છે કે અહિત કરે છે ? તમને આ બધી વાતો કેવી લાગે છે ? અમે કયી સદીમા જીવીએ છીએ, એમ તમારે કહેવું છે ? અત્યારે તો અમે તમારી સદીમા જ જીવીએ છીએ. આ સદી કાંઈ એવી નથી કે-જેને અનાચાર ગમે નહિ, તે આ સદીમા જીવી શકે જ નહિ. આગળના કાળમા ય નૃત્યકળા તો હતી, પણ એના શિક્ષણમા ય એટલી બધી મર્યાદા જળવાતી હતી ?

અનાચારની જનક વૃત્તિને પેદા થવાની તક મળે નહિ તકેદારી માટે તો, જ્યા જરૂર પડે ત્યા પડદો પણ રખાતો અને પડદા આડે શિક્ષણ અપાતું એ ય કાઈ સર્વસાધારણ જનોમા હતું એમ નહિ નૃત્યકળા તો અમુક કુટુબોમા જ શીખવાતી એ રીતિએ શીખેલી નૃત્યકળાનો ઉપયોગ પણ એ સ્ત્રીઓ, પોતાની સ્ત્રી તરીકેની જે કુળમર્યાદા, તેનું ઉલ્લઘન થવા પામે નહિ–એવી જ રીતિએ કરતી એ જ્યા–ત્યા આવીને ઉભી રહે અને જ્યા–ત્યા નાચે, એવુ બનતું નહિ આજે શું બને છે? સારા ગણાતા કુળની છોકરીઓ પણ જ્યા–ત્યા આવીને ઉભી રહે અને બધા સદાચારિઓના શિરોમણિ જેવા બનીને એને જુએ! કેવી રીતિએ? આખોને ફાડી ફાડીને જોયા કરે છે, એની તમને ખબર નથી? એ નાચે ત્યારે, એને નાચતી જોઈને, સામે જોવાને બેઠેલા સદાચારભૂષણોના હૈયામા કાઇ થાય ખરૂ કે નહિ? એ બધાના હૈયામા એ વખતે ઉત્તમ કોટિના ભાવોની લ્હેરો ઉછાળા મારવા માડતી હશે, કેમ? જે છોકરી નાચતી હોય, તેના મા–આપ આમાનું કાઈ જ સમજે નહિ? પોતાની છોકરી સેંકડો અને હજારોની સામે નાચે, તે જોવું એ મા–બાપ જો મા–બાપ હોય તો તેમને ગમે ખરૂ? જોનારાઓ કેવા ભાવે જુએ અને નાચનારી છોકરીના હૈયામા પણ એ વખતે કેવો ભાવ હોય, એનુ તે વર્ણન કરવાનુ હોય? અહીં જો કોઈ એવા મા–બાપ હોય અને ઉભા થાય, તો પૂછી લઉં કે–કયો શુભ ઈરાદો રાખીને તમે તમારી છોકરીને એમ જાહેરમા નચાવવા માડી છે?

<u>આર્યોની ને અનાર્યોની કલ્પના</u>

સ૦ હવે તો સ્કુલો તરફથી કૉન્સર્ટ યોજાય છે

અનાર્ય દેશના ઘણા આચારો અહીં આવવા માડયા છે અનાર્યોનું અનુકરણ કરવામા આબાદી માની બેઠેલાઓને, એટલી પણ સમજ નથી કે-આર્યોની દષ્ટિમા અને અનાર્યોની દષ્ટિમા જબરો ભેદ છે આર્યો આ લોક સામે ન જ જુએ-એમ નહિ, પરન્તુ આર્યો આ લોક સામે જોવા છતા ય, પ્રધાનપણે પરલોક સામે જુએ પરલોકમા અહિત થતું અટકે -એ માટે અને પરલોકનું હિત સધાય-એ માટે, આર્યો, આ લોકના હિતને ગૌણેય બનાવી દે અને જતું ય કરે જ્યારે અનાર્યો તો કેવળ આ લોકની સામે જ જોનારા છે, એટલે અનાર્યોની આખી કલ્પના જુદી છે આ દેશ તો એવો છે, કે જ્યા બ્રહ્મચર્ય એ મહા ધર્મ મનાય અને અબ્રહ્મ એ મહા પાપ મનાય જે દેશમા બ્રહ્મચર્ય મહા ધર્મ મનાતો હોય અને અબ્રહ્મ મહા પાપ મનાતું હોય, એ દેશમા તો આવી બધી પ્રવૃત્તિઓ મહા કલક સમાન ગણાય

<u>શિક્ષણ સાથે સ્વચ્છન્દ વધે તે પાલવે નહિ</u>

જે થઈ ગયું તેની વાત જુદી છે, પણ હવે ય જો સુધારો કરવો હોય તો સહશિક્ષણ અને આવી નૃત્યાદિની પ્રવૃત્તિ ઓમા ના પાડી દો કહી દો કે-' શિક્ષણની જે પદ્ધતિ અના ચારને જન્માવનારી હોય અને અનાચારની પોષક હોય, તે પદ્ધતિથી અમારા સતાનોને શિક્ષણ મળે, તેના કરતા તો અમારા સતાનો અભણ રહે તે બહેતર છે અમારા સતાનોના સારાપણામા જેમ અમારી શોભા છે, તેમ એમના ખોટા પણામા અમારી શરમ પણ છે અમારા સતાનો થોડુ ભણશે તો તે અમે ચલાવી લઈશું, પણ જે શિક્ષણ વધવાની સાથે

અનાચારની જનક વૃત્તિને પેદા થવાની તક મળે નહિ તકેદારી માટે તો, જ્યા જરૂર પડે ત્યા પડદો પણ રખાતો અને પડદા આડે શિક્ષણ અપાતુ એ ય કાઇ સર્વસાધારણ જનોમા હતુ એમ નહિ નૃત્યકળા તો અમુક કુટુબોમા જ શીખવાતી એ રીતિએ શીખેલી નૃત્યકળાનો ઉપયોગ પણ એ સ્ત્રીઓ, પોતાની સ્ત્રી તરીકેની જે કુળમર્યાદા, તેનુ ઉલ્લઘન થવા પામે નહિ–એવી જ રીતિએ કરતી એ જ્યા–ત્યા આવીને ઉભી રહે અને જ્યા–ત્યા નાચે, એવુ બનતુ નહિ આજે શું બને છે ? સારા ગણાતા કુળની છોકરીઓ પણ જ્યા–ત્યા આવીને ઉભી રહે અને બધા સદાચારિઓના શિરોમણિ જેવા બનીને એને જુએ ! કેવી રીતિએ ? આખોને ફાડી ફાડીને જોયા કરે છે, એની તમને ખબર નથી ? એ નાચે ત્યારે, એને નાચતી જોઈને, સામે જોવાને બેઠેલા સદાચારભૂષણોના હૈયામા કાઇ થાય ખરૂ કે નહિ ? એ બધાના હૈયામા એ વખતે ઉત્તમ કોટિના ભાવોની લહેરો ઉછાળા મારવા માડતી હશે, કેમ ? જે છોકરી નાચતી હોય, તેના મા–બાપ આમાનું કાઈ જ સમજે નહિ ? પોતાની છોકરી સેંકડો અને હજારોની સામે નાચે, તે જોવું એ મા–બાપ જો મા–બાપ હોય તો તેમને ગમે ખરૂ ? જોનારાઓ કેવા ભાવે જુએ અને નાચનારી છોકરીના હૈયામા પણ એ વખતે કેવો ભાવ હોય, એનુ તે વર્ણન કરવાનુ હોય ? અહીં જો કોઈ એવા મા–બાપ હોય અને ઉભા થાય, તો પૂછી લઉં કે–કયો શુભ ઈરાદો રાખીને તમે તમારી છોકરીને એમ જાહેરમા નચાવવા માડી છે ?

## આર્યોની ને અનાર્યોની કલ્પના

સ૦ હવે તો સ્કુલો તરફથી કૉન્સર્ટ યોજાય છે

અનાર્ય દેશના ઘણા આચારો અહીં આવવા માંડયા છે અનાર્યોનું અનુકરણ કરવામા આબાદી માની બેઠેલાઓને, એટલી પણ સમજ નથી કે–આર્યોની દૃષ્ટિમા અને અનાર્યોની દૃષ્ટિમા જબરો ભેદ છે આર્યો આ લોક સામે ન જ જુએ–એમ નહિ, પરન્તુ આર્યો આ લોક સામે જોવા છતા ય, પ્રધાનપણે પરલોક સામે જુએ પરલોકમા અહિત થતું અટકે –એ માટે અને પરલોકનુ હિત સધાય–એ માટે, આર્યો, આ લોકના હિતને ગૌણ્ય બનાવી દે અને જતું ય કરે જ્યારે અનાર્યો તો કેવળ આ લોકની સામે જ જોનારા છે, એટલે અનાર્યોની આખી કલ્પના જુદી છે. આ દેશ તો એવો છે, કે જ્યા બ્રહ્મચર્ય એ મહા ધર્મ મનાય અને અબ્રહ્મ એ મહા પાપ મનાય જે દેશમા બ્રહ્મચર્ય મહા ધર્મ મનાતો હોય અને અબ્રહ્મ મહા પાપ મનાતું હોય, એ દેશના તો આવી બધી પ્રવૃત્તિઓ મહા કલંક સમાન જણાય

શિક્ષણ સાથે સ્વચ્છન્દ વધે તે પાલવે નહિ

જે થઈ ગયુ તેની વાત જુદી છે, પણ હવે ય જો સુધારો કરવો હોય તો સહશિક્ષણ અને આવી નૃત્યાદિની પ્રવૃત્તિ ઓમા ના પાડી દો કહી દો કે–' શિક્ષણની જે પદ્ધતિ અનાચારને જન્માવનારી હોય અને અનાચારની પોષક હોય, તે પદ્ધતિથી અમારા સતાનોને શિક્ષણ મળે, તેના કરતા તો અમારા સતાનો અભણ રહે તે બહેતર છે અમારાં સતાનોના સારાપણામા જેમ અમારી શોભા છે, તેમ એમના ખોટા પણામા અમારી શરમ પણ છે અમારા સતાનો થોડું ભણ્યો તો તે અમે ચલાવી લઈશું, પણ જે શિક્ષણ વધવાની સાથે

તમારે માટે કાઈ નહિ ? તમે સાધુઓના કરતા ઉંચી કોટિના છો, એમ માનો છો ? માટે તમારે માથે કોઇ ધણી કે સાથી ન જોઈ એ ? તમારે તો કહેવું જોઈએ કે–અમે તો એટલી બધી હીન દશામા છીએ કે–અમને બચાવનાર તો જોઇએ જ તમે જે કામે બહાર જાવ, તે કામ વડિલને કહીને અને એમ ચોખ્ખા થઇને બહાર જાવ છો ? તમે જે કોઈ કામ કરવાનુ કહ્યુ હોય અને દિવસભરમા તમે જે કોઈ કામ કર્યું હોય, તે બધુ કામ વડિલને દર્શાવ્યા વિના રાતે સુઇ જવુ નહિ, એવી પ્રતિજ્ઞા કરવી છે ? પણ ખરી વાત એ છે કે– તમને પ્રાય માથે ધણી જ ગમતો નથી વેશ્યાઓ એકલા વિષયવિલાસાદિ માટે રખડતી બની છે, જ્યારે તમે લગભગ સઘળા પાપ માટે રખડતા બન્યા છો, એમ કહુ તો તે બરાબર છે ? પૈસો જોઇને તમારૂ મન લોભાય ખરૂ કે નહિ ? કેટલા રૂપીઆ મળતા હોય, તો તેને જતા કરીને તમે પ્રમાણિક રહો ? શાક વિગેરે જેવી સામાન્ય ચીજને લેવાને માટે ગયેલો પણ મહીંથી બે–ચાર પૈસા ખાય, એ પણ આ યુગની બલિહારી છે ને ? ચોરીને અટકાવવાને માટે વાઉચર વિગેરે રાખવાનુ કર્યું, પણ આજે વાઉચરમા ય કેટલા ચોર વસે છે ? વાઉચરમા સદાને માટે અને સર્વ પ્રકારે પ્રમાણિક રહ્યા હોય ને રહેતા હોય, એવા કેટલા ? આજે બીલ આપવાનો કાયદો છે ને ? પણ જેટલુ અને જે દે અને લે એ બધુ બરાબર લખીને બીલ આપનારા કેટલા ?

સો પાચ ટકા

સોએ માત્ર પાચ જ ટકા ? આ યુગમા ? સામાન્ય નીતિનુ ધોરણ પણ કેટલુ બધુ નીચે ઉતરી ગયું છે ? આવા

કાળમા તો સારા માણસેય કહેવું જોઈએ કે-' હું સારો છુ, પણ મારે બગડવું નથી, એ માટે પણ કોઈક મારા ઉપર જોઈએ ' હુ તો કહું કે-તમારે અમારા ઉપર ચોકી રાખવી હોય તો ખુશીથી રાખજો, પણ તમે ચોકી જરૂર ઈચ્છજો જેને પોતાના ઉપર કોઈની પણ ચોકી ગમે નહિ, તેને જે ઓગણીસ સદાચારોને આપણે વર્ણવી આવ્યા, તે ગમે નહિ તમને દરેક વાતમા જે હા કહે તે ગમે કે ના કહે તે ગમે ? જેને કેવળ હાજી હા સાંભળવાને જોઈએ, તે સુધરે કે બગડે ? ત્યારે અનાચારથી બચતા રહેવાય અને સદાચારને જીવાય, એ માટે ચોકી જોઈએ ને ? બીજા સદાચાર ગુણમા જે ઓગણીસ સદાચારોને આપણે જોયા, તેમાથી તમા નામા ઘણા નથી, એમ તમને લાગે છે ? જે નથી તેને મેળવવા છે અને જે છે તેને ખીલવવા છે, એવું તો હવે નક્કી કર્યું છે ને ? એટલું નક્કી કર્યું હોય, તો ય એને યાદ તો કરી લેવા પડશે ને ? આજે ઘરે જઈને પણ બધા ય સદાચારોને બરાબર યાદ કરી જવાના ? આજથી ત્રીજા રવિવારે તમે અહીં આવો ત્યારે, તમને પૂછવામા આવે તો તમે બરાબર ગણાવી શકો અને એને જીવનમા ઉતારવાનો પ્રયત્ન શરૂ કર્યો છે-એમ પણ કહી શકો, એટલા તૈયાર થઈને આવવાના ને ?

વચમા એક રવિવારે એટલે કે-આવતા રવિવારે, આ કાર્યક્રમ, અમારા શ્રી પર્યુષણા પર્વને અંગે બંધ રહેવાનો છે, એટલે આ ઠેકાણે આપણે જો વહેલામા વહેલા મળી શકીશું, તો ભાદરવા સુદી આઠમે મળી શકીશુ તે વખતે તમે, કહ્યું તેમ તૈયાર થઈને આવશો, એવી આશા રાખુ ! -

પાપભીરૂતા ગુણ આર્યોમાં તો જોઇએ જ

ત્રીજો ગુણ છે તપ નામનો આ દેશમા માણસ એટલો પાપભીરૂ હતો અને આર્યો એટલા બધા પાપભીરૂ હોવા જોઈએ કે-પાપ થઈ જાય એવા સયોગોથી બને ત્યા સુધી આઘા રહે, છતા સયોગાદિને વશ થઈને પાપ થઈ ગયુ હોય, તો એનુ પ્રાયશ્ચિત્ત લઈને, એ પ્રાયશ્ચિત્ત મુજબનો તપ કર્યા વિના એમને ચેન પડે નહિ પાપભીરૂતા, એ આર્ય દેશના માણસનો એક સ્વભાવસિદ્ધ ગુણ ગણાતો પાપભીરૂતા, એ એક એવો ગુણ છે કે-જેઓમા આ ગુણ હોય છે, તેઓ પાપ થઈ જાય તેવા સસર્ગમા કે સયોગમા બને ત્યા સુધી રહેતા નથી, છતા પણ એમનાથી સયોગવશ જો પાપ થઈ જ જાય, તો એ પાપને કોઈએ જોયુ હોય કે ન જોયુ હોય અગર એ પાપને કોઈ એ જાણ્યુ હોય કે ન જાણ્યુ હોય, પણ એમને પોતાને તો પોતાનુ પાપ ડખ્યા જ કરે અને એથી તેઓ પોતાના પાપના નિવારણનો શક્ય પ્રયત્ન કર્યા વિના પ્રાય રહે નહિ જ્યારે 'આપણે તો, આપણું પાપ જો કોઈએ ન જોયુ હોય, તો બાદશાહની માફક જીવીએ, એવા છીએ'-એમ તમને તમારે માટે લાગે છે ખરૂ ? આજે ઘણે મોટે ભાગે દશા એવી છે કે-પાપનો ભય નથી, પણ આપણા પાપને કોઈ ન જોઈ જાય ને કોઈ આપણા પાપની વાત કરે નહિ-એ પૂરતો ભય છે ભય કેટલો ? કોઈ જોઈ જાય તેનો ને કોઈ વાત કરે તેનો, પણ પાપનો પાપ તરીકે ભય નહિ ને ? તમે તમારા જીવનમા જે કાઈ મોટા ગૂન્હાઓ કર્યા હોય, ખરાબ કામો કર્યા હોય, તે

તમને ડખે છે ? તપ લાવવો છે, માટે આ વાત છે તમારા થઈ ગયેલા પાપો, કે જેને કોઈ જાણતુ નથી, સિવાય જ્ઞાનિઓ ને તમે, એવા પાપો તમને ડખે છે ખરા ? એની શુદ્ધિને માટે તમને કોઈ વિચાર રહે છે ખરો ?

સ૦ જે પાપની આ લોકમા સજા નથી થઈ કે નથી થવાની, તેને પાપ શુ કામ માનીએ ?

પણ પરલોકમા સજા ભોગવવી પડે, તેનુ શું ? પરલો કને માનો છો કે નહિ ? અહીં બધુ ફલ, આ જન્મના કર્મોનું જ ભોગવાય છે ? જે પાપની સજાથી આ લોકમા બચ્યા, તે પાપની સજા કદી પણ નહિ ભોગવવી પડે–એવું નથી તમે કહો છો, એનો અર્થ તો એવો થયો કે–આ લોકમા જેને જેને જે જે કામને માટે સજા ભોગવવી પડે, તે તે કામને જ પાપકર્મ કહેવાય એ સિવાય કોઇ પાપકર્મ જ નહિ ! પણ કોઈ વાર એવું ય બને છે કે–આ લોકમા કશું જ ખરાબ કામ ન કર્યું હોય ને સારૂ કામ કર્યું હોય, તો ય સજા ભોગવવાનો વખત આવી લાગે, તો એ સારા કામને તમે પાપ કહેશો ? ત્યા કહેવું પડશે કે–પૂર્વ ભવના પાપના ઉદ યને કારણે સજા ભોગવવાનો વખત આવ્યો

## તમારા પાપો તમે કોઈને ય કહ્યા છે ?

'આપણે જે પાપ કરીએ, તેનું ફલ આપણે ભોગવવું જ પડે'–એવું માનનારાઓમાના તમે છો ને ? માનો કે– આપણે કોઇ પાપ કર્યું અગર તો આપણાથી કોઇ પાપ થઈ ગયુ, પછી જો આપણે પ્રાયશ્ચિત્તાદિ દ્વારા એ પાપથી શુદ્ધ થઇએ નહિ, તો એ પાપનું ફલ આપણે ક્યારે ને ક્યારે

તમને જન્મ નહિ ગમતો હોય ને ? મરણ ખરાબ કે જન્મ ખરાબ ? તમને ભય મરણનો વધારે છે કે જન્મનો વધારે છે ? જેટલા જન્મે એટલા મરે ખરા કે નહિ ? કેમ સાવ ચૂપ થઇ ગયા છો ? જેણે મરણથી બચવુ હોય, તેણે શાનાથી બચવુ જોઇએ ?

સ૦ જન્મથી.

આ વાતને તમે બરાબર સમજો છો ને ? જે જન્મે તે મર્યા વિના રહે નહિ અને જે જન્મે નહિ તેનું મરણ થાય નહિ–આ વાતમા તમને શકા નથી ને ? આવું સમજનારા માણસોએ, ‘ કોઈના પણ જન્મમા આપણાથી નિમિત્ત ન બનાય તો સારૂ ’–એ વિચાર પણ કરવો પડશે ને ? તમે કેટલાકના જન્મમા નિમિત્ત બન્યા છો ? હવે કોઈના પણ જન્મમા નિમિત્ત નહિ બનવાની કાળજી રાખવાના ખરા ? જે કહેવાય છે, તે સમજાય છે ને ? હુ બોલુ તેટલા માત્રથી કાર્યસિદ્ધિ થાય નહિ તમે સમજો તો કાઇક કામ થાય સમજ્યા પણ ત્યારે કહેવાય, કે જ્યારે હૈયુ હાલે તમને એમ તો થાય છે ને કે–કોઈના પણ જન્મમા નિમિત્ત બનાય, એવી રીતિએ આપણાથી ન વર્તાય, તો તે સારૂ થાય ? વાત એ છે કે–મરણ મટે એવુ કરવુ હોય, તો જન્મ મટે–એવુ કરવુ જોઇએ અને જન્મ મટે એવું બને ક્યારે ? પાછલી વાતને યાદ કરો આપણે માનવજીવનના જે પરમાદર્શની વાત કરી આવ્યા, તે પરમ પદ સ્વરૂપ પરમાદર્શે આપણે પહોચીએ ત્યારે !

‘ મને મારૂ પાપ નહિ છોડે ’–એવુ વિચારો છો ?

પાપ ઉભુ ને ઉભુ રહે અને પરમ પદ સ્વરૂપ પરમા

દર્શે આપણે પહોચી શકીએ, એ બને એવુ છે ? નહિ જ પાપ જાય અને પાપનુ મૂળ એવું કાર્મણ શરીર પણ જ્યારે છૂટી જાય, ત્યારે જ પરમ પદ સ્વરૂપ પરમાદર્શે પહોચાય એટલે પાપનો ડર, એ તો બહુ જ જરૂરનો ગુણ છે ને ? છે તમારામા ? આ આર્ય દેશમા જન્મેલા પણ આજના ઘણાઓના હૈયામા પાપનો ડર નથી એવાઓ ય બીજાઓને પાપી કહેવા હોય તો તે કહેવાને તૈયાર થઈ જાય, પણ પોતે કેવો પાપી છે—એનો વિચાર કરે નહિ 'બીજાઓને ખોટા કહેવાનો મને પૂરતો હક્ક છે, પણ કોઈ મને ખોટો કહી શકે નહિ'—આવી દુષ્ટ માન્યતા આજે ઘણે ભાગે પ્રવર્તી રહી છે તમે જો પ્રમાણિકપણે અને સમજપૂર્વક એમ કહો કે—'અમે એવા નથી' તો એમા હું બહુ રાજી, પણ તમે તમારા અન્ત કરણને બરાબર તપાસી લેજો તમે ગુસ્સામા આવી જઈને બીજાઓને એવું કાઈ કહો છો ખરા કે—'તને તારું પાપ નહિ છોડે !'?

સ૦ એવુ બને છે

એ જ વિચાર, તમે જ્યારે પાપ કરતા હો ત્યારે આવે છે ખરો ? પાપ કરવાનો વિચાર આવતાની સાથે જ, એ વિચાર આવે તો ?

સ૦ પાપ ન થાય

કદાચ પાપ કરાય એમ પણ બને, પણ તે વખતના માનસિક પરિણામમા કેટલો બધો તફાવત પડી જાય ? અને પાપ કર્યા પછીથી પણ પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત કરવાનું મન થાય, એમ બને ને ? પણ બીજાઓને તમે જેમ કહો છો કે—'તને તારૂ પાપ નહિ છોડે' તેમ તમે તમારા પોતાને માટે પ્રાય એવું વિચારતા નથી કે—'મને મારું પાપ નહિ છોડે !'

દુઃખ આવે ને પાપ યાદ આવે-એવું બને છે?

તમે હમણાં જે જીવનને જીવી રહ્યા છો, એમાં દુઃખ આવે છે? દુઃખને તમે ઇચ્છતા નથી અને દુઃખ આવે -એવા આશયથી તમે કોઈ મહેનત પણ કરતા નથી, છતાં પણ દુઃખ આવે છે ને?

સ૦ હાજી

તો શાથી દુઃખ આવે છે? માણસ દુઃખને ઇચ્છે પણ નહિ અને દુઃખ આવે એવા આશયથી મહેનતેય કરે નહિ, છતાં ય દુઃખ આવી આવીને પટકાયા વિના રહેતું નથી, તો તેનું કારણ શું?

સ૦ પાપ

ભૂતકાળનું ને? તમે આ વાતને સમજો તો છો, તો જ્યારે જ્યારે તમને કાંઈ પણ દુઃખ આવે છે, ત્યારે ત્યારેય તમને પાપ યાદ આવે છે? 'આ દુઃખ, એ મારા પોતાના જ ભૂતકાળના પાપનું પરિણામ છે'-એમ થાય છે? અને એથી 'હવે મારે વર્ત્તમાનમાં તો પાપ નથી જ કરવું'-એમેય થાય છે? ભૂતકાળનું પાપ યાદ આવે અને એ યાદ વર્ત્તમાન કાળમાં પાપથી બચતા રહેવાની કાળજી પ્રગટાવે, એવું બને છે? આનો જવાબ આખી સભા તરફથી 'હું'કારમાં મળવો જોઈતો હતો તમારે કહેવું જોઈતું હતું કે-દુઃખ અમને ગમતું નથી અને દુઃખનું મૂળ પાપ જ છે, માટે પાપ અમને ગમતું નથી પાપ નહિ ગમવું, એટલે શું? કોઈ પાપ કરતો હોય ને અણગમો થાય, એ? વસ્તુતઃ એમ નહિ, પણ તમને પાપ કરવાનો સંયોગ આવે ને તમને અરેરાટી થાય, એ!

પછી દુઃખને નહિ વેઠવાની ખાતર પાપને કરવાનું મન થવાને બદલે, પાપને નહિ કરવાની ખાતર દુઃખને વેઠવાનું મન થાય સુખ માટે ય એમ થાય કે-'સુખ જો પાપ કરવાથી જ મળી શકતું હોય કે પાપ વિના જો સુખને ભોગવી શકાતું ન હોય, તો એ સુખ પણ નહિ જોઈએ' સુખ મળે તો તે પાપથી મળે કે પુણ્યથી?

સ૦ પુણ્યથી.

તો તમે સુખ માટે પુણ્ય કરવાનો વિચાર કરો છો કે પાપ કરવાનો વિચાર કરો છો? પાપનો ડર આવે, તો પાપ કરાવે એવા સુખનો લોભ ઘટે અને દુઃખને સહન કરી લેવાનું મન થાય, એટલે તપ સુલભ બને

<u>મરવાનુ ને બીજે જવાનુ યાદ છે?</u>

પણ તમે આવો વિચાર જ ક્યારે કરો છો? તમને યાદ છે કે-તમારે અહીંથી થોડા કાળમાં જ જવાનું છે? પછી પણ તમે આ દેશના જ રહેવાના? જે ગામના છો, તે ગામના રહેવાના? અમદાવાદના હો, તો અમદાવાદના રહેવાના? જે પોળને તમે મારી પોળ કહો છો અને જે ઘરને તમે મારું ઘર કહો છો, તે બધું તમારું રહેવાનું છે? એ બધું ય છોડવું પડે અને તમારે જવું પડે, એવો વખત તો જરૂર આવવાનો છે ને? અહીંથી જવું પડશે-એ તો નક્કી છે, પણ અહીંથી મરીને ક્યા જવાનું છે-તેની ખબર નથી ને? અહીંથી મરીને ક્યા જવું છે?-એ વિષે કાંઈ વિચાર, કાંઈ નિર્ણય કર્યો છે ખરો? અને જ્યા જવાનો નિર્ણય હોય હોય, ત્યા જવાય એવો કોઈ પ્રયત્નેય કરવા માંડ્યો છે ખરો? આવું તો પ્રાય કોઈ

પૂછતું જ નથી, પણ ધારો કે–પૂછે, તો તમે શુ કહો ? 'ભગવાન જાણે'–એમ કે એવુ જ કાઈક કહો ને ? પણ તમને એ વાતની ખબર છે ખરી કે–ભગવાન જે જે થયા, તે બધાએ કહ્યું છે કે–જેણે સારી જગ્યાએ જવું હોય, તેણે સારૂ કરવું જોઈએ ! ? જે મન, વચન અને કાયા–ત્રણેયથી સારૂ કરે, તે નિયમા સારે સ્થાને જાય જે ખરાબ કરે તે ખરાબ જગ્યાએ જાય તમે અહીં ગમે તેટલી સજાવટ કરીને બેઠા હો, પણ તમારે અહીંથી જવાનું જ છે તમારી કોઈ સજાવટ તમને જતા રોકી શકશે નહિ અને તમારી જવાની જરા પણ મરજી નહિ હોય, તો ય તમારે ગયા વિના ચાલશે નહિ આ વાતમા તો નાસ્તિકથી ય નકાર ભણી શકાય તેમ નથી, પણ તમને 'મારે મરવાનું છે'–એવું યાદ આવે છે ? યાદ આવે છે, તો કયારે યાદ આવે છે અને પછી શું થાય છે ? એ બાબતમા તમે લગભગ એવા નિર્ભય બની ગયેલા જણાવ છો કે–તમને કહેવુ શું ? અથવા તો, તમને વાત શી કરવી ? બાકી મરવાનુ જો બરાબર યાદ આવે અને 'મારે અહીંથી બીજે જવાનુ છે'–એમ વારવાર થયા કરે, તો જે બધુ છૂટી જવાનુ છે, તેની આળપપાળ ગૌણ બની જાય અને ભવિષ્યને સુધારવાનુ મન થાય ભવિષ્યને સુધારવાનો વિચાર પ્રધાન બને, એટલે પાપથી બચવાનો ને પાપથી શુદ્ધ બનવાનો વિચાર પણ આવે જ

### આજની ખાન-પાનની સ્વચ્છન્દતા એવી છે કે–તપ કરવો હોય તો ય મુશ્કેલી ઘણી નડે

માણસને એમ થવું જોઈએ કે–આ જીવનમા મારે

જેમ બને તેમ પાપથી અળગા રહેવું જોઈએ અને જે પાપ થઈ જાય તેની શુદ્ધિ કરી લેવી જોઈએ વર્તમાન કાળમા વળગતા પાપો કરતા ય, આત્માને ભૂતકાળના પાપો ઘણુ વળગેલા છે ભૂતકાળના પાપો જો વળગેલા ન જ હોય, તો વર્તમાન કાળમા પાપની સભાવના જ ન હોય સઘળા ય પાપોના નાશને માટે જ્ઞાનિઓએ તપને મહા ગુણ તરીકે વર્ણવ્યો છે પણ મોજીલા માણસોને વળી તપ શો ? મોજીલા માણસો તપ કરી શકે ? એમને તો ઉઠે ત્યારથી તે સુએ ત્યા સુધી મોઢામા કાઈક ને કાઈક નાખવાને જોઇએ કોઈ ડૉક્ટર કે વૈદ્યને પૂછી તો જોજો કે–'ઉઠીએ ત્યારથી તે સુતા સુધી ખા–ખા ને ચાવ–ચાવ કરીએ, તો તેમા આરોગ્યને કાઈ વાધો આવે ખરો ?' અગાઉ તાબુલ પણ મુખવાસમા ગણાતુ હતું સુખી માણસો ભોજન કર્યા બાદ તાબુલ ખાતા, પણ તે તમારી જેમ નહિ ! જાણે જેમ ભોજનની સામગ્રી ગોઠવાતી, તેમ ભોજનને અન્તે તાબુલ આદિ મુખવાસની સામગ્રી પણ ગોઠવાતી સુખવાસ પણ ત્યા જ ખવાતું અથવા બહુ બહુ તો જમ્યા બાદ દીવાનખાનામા બેસીને ખવાતું થોડાક વર્ષો પૂર્વેનો આચાર જોઈએ, તો પ્રાય કોઇ મોઢુ સાફ કર્યા વગર બહાર નીકળતુ નહિ એ કાળમા આજની જેમ રસ્તા બગડતા નહિ આજે રસ્તે ચાલતા જેમનુ મોઢુ કાઈ જ ન ચાવતું હોય, એવા થોડા ઘણે લાગે તો, રસ્તે માનવપશુઓનુ દર્શન થાય ચાવતા જતા હોય અને જ્યા–ત્યા થુકતા જતા હોય રસ્તાઓને એવા બનાવી દે છે કે–જો કોઈ જોયા વિના ચાલે, તો કદાચ એ લપસે અને પગ લાગે છેવટ પગ બગડે તો ખરો જ ઉપરાઉપરી પાન

કરે અને કેટલાકોને તો એક નહિ પણ બે પાન એકી સાથે જોઈએ છે સુએ ત્યાં સુધી પાન ચાવ્યા કરે અને બીડી ફુંક્યા કરે. પછી ઉઠે ત્યારે મો ગંધાતું હોય, એમાં નવાઈ છે ? આજના મોજીલા લોકોએ તો, આરોગ્યશાસ્ત્રના નિયમોને પણ ચાવી ખાધા છે એ તો થોડુંક પુણ્ય મદદમાં છે તે માંદગી ઓછી આવે છે, બાકી આજની ખાન-પાનની સ્વચ્છન્દતા આરોગ્યને હાનિ પમાડે એવી જ છે આવા જમાનામાં તપ થાય ? આ જમાનામાં ય તપ કરનારાઓ તો છે, પણ તે થોડા અને આજે જે કુટેવો પડી ગઈ છે, તે એવી છે કે-તપ કરવાનું મન થાય તો ય તપ કરવામાં બીજી ઘણી મુશ્કેલીઓ નડે માત્ર ભૂખને સહન કરી લેવાની શક્તિ આવે, એટલે તપ થઈ શકે, પણ આજે તો ભૂખને સહન કરી લેવાની શક્તિ હોય તો ય બીજી ત્રીજી કુટેવોની મુશ્કેલીઓ ઘણી નડે ને ?

<u>આજે પાપ કોણ ન કરે ?</u>

તમારામાંથી એવા કેટલાક નીકળે, કે જેઓ એમ કહી શકે કે-ભૂતકાળના અને વર્તમાન કાળના પાપોના નાશને માટે અમારે તપ ચાલુ છે ? અથવા તો, તમારા જીવનમાં ખરેખર પાપ છે જ નહિ, આવું તમે માનો છો ? ભૂતકાળનાં પાપ ઘણાં છે ને વર્તમાન કાળમાં ય પાપ કરો છો, એ વાત કબૂલ ? તો કોઈની ય આગળ તમે તમારી જાણ મુજબ પણ તમારાં પાપ કહ્યાં છે ? તમે કોઇ એવું સ્થાન રાખ્યું છે, કે જ્યાં તમે તમારાં બધાં જ પાપોનો એકરાર કરતા હો ? તમે તમારાં પાપોને યોગ્ય સ્થાને જણાવીને ચોખ્ખા થયા

છે? કોઈને તમે તમારા પાપની વાત કરેલી, તો તમારા જેટલા પાપ તે બધા જ કહેલા? કોઈ પાપ છુપાવેલુ નહિ? અને જે પાપ કહેલુ, તે પણ સાચેસાચ કહેલુ કે કોઈ ઉપર કલંક મૂકીને વાત કરેલી?

સ૦ ભૂતકાળમા ભૂલથી પાપ થતું હતું, પણ આજ કાલ તો જાણી બુઝીને પાપ થાય છે

આ વાત પણ કાઢી નાખવા જેવી નથી આજે મોટે ભાગે એવુ જણાય છે કે-જે લોકો કોઈ ને કોઈ સ્થાને બેઠેલા છે, તેમની પાસે જેટલી સત્તા અથવા તો જેટલી સામગ્રી છે, તેનો ઉપયોગ તેઓ પ્રાય પાપ માટે કરે છે આજે બહુલતયા એવુ થઈ ગયું છે કે-પાપ કોણ ન કરે? જે નબળો હોય, સામગ્રી વગરનો હોય, પકડાઈ જવાની બીકવાળો હોય, પકડાઈ જતા બચાવ ન કરી શકે તેવો હોય અને બચાવ કરનારા જે ભાડુતીઓ મળે છે તેમને રોકી શકવાને અશક્ત હોય તે! બાકી તો, પાપ કરીને શાહ તરીકે ફરનારાઓ ઘણા છે એથી, એક એ પણ નુકશાન થયું છે કે-સારા માણસોમા ખોટા બહુ પેસી ગયા છે હોય અની તિજોર ને ગણાય શાહુકાર! આ કાળનુ એ ય એક મોટુ અપલક્ષણ છે કે-એકલો પૈસો જેની પાસે હોય એકલો પૈસો બોલ્યો છુ અને બીજુ કાઈ સારૂ હોય નહિ, તે સારા માણસો મનાવા માંડયા છે જ્યારથી એકલા પૈસાવાળા જ સારા મનાવા માંડ્યા, ત્યારથી દુર્દશા બહુ વધી ગઇ

<u>પાપ કરવાનુ મન થાય-એમા પણ ભૂતકાળના પાપનુ પરિણામ સંડોવાએલુ છે</u>

પાપ કરવામા પાછી પાની નહિ કરનારાઓ પણ, 'તમે

પાપી છો '–એમ કહીએ, તો તે સાભળી લે એવા છે ? તેમને આપણે સમજાવવાનો પ્રયત્ન કરીએ, તો સમજવાની તાકાત વાળા છે ? એટલે બીજાઓની વાત કરવી જ નહિ સૌ પોતાની સ્થિતિને વિચારે વર્ત્તમાનમા જે જે પાપ કરવાની વાસના થાય છે, પાપ કરવાનુ મન થાય છે અથવા તો તમે જે પાપ કરી લો છો, તેમા તમારા ભૂતકાલના પાપનુ પરિણામ પણ સડોવાએલુ છે, એની તમને ખબર છે ? નહિ તો, માણસ જેવી જાતને પોતાના હક્કમા ન હોય તેવો પૈસો લેવાનું મન થાય ? કોઈએ વ્યવસ્થા કરવાને માટે નાણા વિગેરે સોપેલ હોય, તો તેનો દુરૂપયોગ કરવાનુ મન થાય ? જેણે વિશ્વાસ મૂક્યો હોય, તેના વિશ્વાસનો ભગ કરે ? કહો તો ખરા કે–માણસમા જો માણસાઇ હોય, તો એને જેના ઉપર પોતાનો હક્ક પહોચતો નથી, તેવો એક પૈસો પણ લેવાનુ મન થાય ? નહિ ને ? ત્યારે વ્યવસ્થા કરવાને કોઇએ સોપેલા નાણા વિગેરેનો દુરૂપયોગ કરવાનુ મન થાય ? એ ય નહિ ને ? તો કોઇએ મૂકેલા વિશ્વાસનો ભગ કરવાનુ મન થાય ? એ પણ નહિ ! આ બધુ તમારાથી થાય છે કોઈ દિ' ? જ્યારે આવુ કાઈક તમારાથી થઇ જાય, ત્યારે તમને એમ થાય છે કે–મારૂ ભૂતકાલનુ પાપ એવું જોરદાર છે કે–મારી પાસે આવુ કરાવે છે ? એવુ ભૂતકાલનુ પાપ નાશ પામે તથા વર્ત્તમાન કાળનુ પાપ પણ ધોવાઈ જાય, એ માટે તપ કરવાનુ મન થાય છે ? જ્યારથી એ વાત મરી ગઇ, ત્યારથી આ આર્ય દેશમા તપનું જે વ્યાપક સ્વાન હતુ તે ગયુ પાપનો ડર પણ નહિ અને પાપનો ડખ પણ નહિ ત્યા વળી પાપનિવારણના ઉપાયનો વિચાર પણ હોય શાનો ? પૂર્વકાળમા તો આ આર્ય દેશમા

પાપના નિવારણને માટે સ્ત્રી-પુરૂષો બન્નેયમા તપ ચાલુ રહેતો આજે તો એની વાનગી રહી ગઈ છે, એમ કહીએ તો ય ચાલે પહેલા તપ જે ઘરે ઘરે ચાલુ દેખાતો હતો, તેમા મોટી ઓટ આવી જવા પામી છે તેમા ય, કેવળ પોતાના પાપોના નિવારણની જ બુદ્ધિએ તપ કરનારાઓ તો ઘણા ઓછા થઈ ગયા છે ને? ઘણો તપ તો, દેખાદેખી આદિથી થતો દેખાય છે ને?

## ધર્મ ખાવા-પીવામા કે તપમા?

આર્યોના તપને જોઇને તો, અનાર્યો મોઢામા આગળા ઘાલતા એમને એમ થતું કે-આ લોકોની પાસે ખાવા-પીવાનુ તો ઘણું છે, છતા પણ આવી રીતિએ તપ કેમ કરે છે? આ દેશના સસ્કારો જ કોઈ જુદા હતા ખાવા-પીવાની પચાતમા કોઈ બહુ પડે, તો તે હીણું મનાતુ કહેતા કે-શરીરને નિભાવવાને ખાવુ-પીવુ પડે એ વાત જુદી છે, પણ એની લાબી પચાત શી? ખાવા-પીવાની વધારે પડતી વાતમા તુચ્છતા મનાતી અને એથી ખવડાવવા-પીવડાવવામા બહુ ઉદારતા હતી આજે એ તુચ્છતા વધી ગઇ છે, એટલે પેલી ઉદારતા ભાગી ગઈ છે આ દેશનું સામાન્ય વાતાવરણ કેવું? 'મોક્ષ, પરમ પદ, પરમાત્મસ્વરૂપ સાધવું એ આપણું લક્ષ્ય છે'-એ વાત ઘણે ભાગે રૂઢ થયેલી મહાપુરૂષોએ ધર્મ શામા કહ્યો? મોક્ષની સાધનામા એ મહાપુરૂષોએ ખાવા-પીવાનુ છોડવામા એટલે તપમા ધર્મ દર્શાવ્યો, પણ ખાવા-પીવામા નહિ! મોક્ષની સાધનામા અથવા તો પાપના નિવારણ માટે થતા તપમા શરીર નિરૂપયોગી બની જાય નહિ-એ માટે

શરીરને ખાન-પાનાદિથી જાળવવું પડે, પણ એ સિવાય ખાવા-પીવામાં ધર્મ છે, એમ કહેવાય? એટલે ઉપદેશ તો તપનો જ અપાય. ખાન-પાનના રસે તમારી કેટલી બધી ખરાબી કરી નાખી છે? પેટને જોઈએ અમુક ખોરાક, પણ એમાં જીભને ચાળો કર્યા વિના ચાલે નહિ. એણે કેટકેટલા શોખને ને પાપને વધારી દીધા છે? એક પેટને કાઢી નાખીએ, તો કેટલા પાપો ઘટી જાય? પેટ ન હોય તો જીભ કરે શું? પેટ છે, માટે જીભને સ્વાદ કરવાની તક છે ને? તમે જો પેટની ભૂખને જ પૂરવાને ખાતા હો, તો પેટ દિવસમાં કેટલીક વાર ખાવાનું માગે?

સ૦ બે વખત.

આ છોકરાની વાતને માન્ય રાખીએ, તો ય પેટ તો રોજ બે વખત ખાવાનું માગે ને? બેવી વધારે વાર તો નહિ ને? તમે કેટલીક વાર ખાવ છો? તમે જો માત્ર પેટ પૂરતું જ ખાતા હો અને પેટને ધીમે ધીમે ભૂખને સહવાની ટેવ પાડો, તો તમે તપસ્વી બની શકો ને?

<u>મહા તપસ્વિઓ</u>

આ દેશમાં તો મહા તપસ્વિઓ પણ ઘણા થઈ ગયા છે. દિવસોના દિવસો સુધી અને મહિનાઓના મહિનાઓ સુધી, તેઓ નામ માત્રનો પણ આહાર લેતા નહિ. એક દહાડો ખાય અને ત્રીસ દહાડા સુધી આહારના સર્વથા ત્યાગવાળા ઉપવાસો કરે-આ રીતિએ પણ મહાપુરૂષોએ વર્ષોના વર્ષો સુધી તપશ્ચર્યા કરી છે. એમને પેટ નહોતું જ, એમ નહિ. પેટ તો હતું, પણ એમણે ભૂખને ને તરસને સહવાની તાકાત કેળવી હતી

કેમ ? પોતાના સઘળા ય પાપોને ક્ષીણ કરી નાખીને એમને મોક્ષ સાધવો હતો ! એ જીવ્યા ઘણુ ને ખાધુ થોડુ આપણે કહેવું પડે કે–મહા કાબૂવાળા માણસ ! આપણે પણ મોક્ષને સાધવો છે ને ? મોક્ષને સાધવો હશે, તો આ તપનો ગુણ પણ અવશ્ય મેળવવો પડશે

રોગોનુ ઉત્પત્તિસ્થાન પેટ

જેનામા તપ રૂપ ગુણ આવે છે, શરૂઆતનો પણ તપ રૂપ ગુણ જેનામા આવે છે, તેના ખાન–પાનમા બહુ સયમ આવી જાય છે ખાન–પાનમા જે સયમી હોય, તેના શરીરનું આરોગ્ય પણ કેવું જળવાય ? પૂર્વના કોઈ પાપોદયે સ્વાસ્થ્ય બગડે–એ વાત જુદી છે, પણ ખાન–પાનમા અસયમી બની ગયેલાઓના કરતા, એનુ શારીરિક આરોગ્ય પણ સારૂં જ હોય ને ? શરીરશાસ્ત્રના જાણકારો કહે છે કે–મોટે ભાગે રોગોનું ઉત્પત્તિસ્થાન પેટ છે ! પેટમા રોગો બેઠેલા હોય છે ? ના, માણસ પેટમા રોગ ભરે છે એટલે જ ચિકિત્સામા મલશુદ્ધિનુ મુખ્ય સ્થાન છે કેટલાક તાવોમા તો, કેવળ લાઘણ કરાવાય છે સાત દહાડે તાવ ન ઉતરે, તો ચૌદ દહાડા સુધી અને ચૌદ દહાડે પણ તાવ ન ઉતરે, તો એકવીસ દહાડા સુધી લાઘણ કરાવાય છે ! એમ કયા સુધી ભૂખ્યા રહેવાનુ ? તાવ ઉતરે નહિ ત્યા સુધી ! એક સો આઠ દહાડે તાવ ઉતર્યાના દાખલા પણ બન્યા છે આટલા બધા દહાડા ભૂખમરો વેઠવો પડે, એ સજા શાની ? દેખીતું નિમિત્ત તો, ખાવામા અસયમ સેવેલો –એ જ ને ? એટલે સ્થૂલ દૃષ્ટિએ તો, એ એની જ સજા જણાય ને ? આજે ખાન–પાનમા સયમ જેવું છે કાઈ ?

માણસ જેવો માણસ, ખાવાના વિષયમાં આટલો બધો અસંયમી બની જાય તે અધમતા નથી ?

<u>તપ ગુણ તરીકે જોઈએ</u>

તપનો ગુણ જ્યારે સામાન્યપણે ચાલુ હતો, ત્યારે આજના જેવી દુર્દશા ભાગ્યે જ થતી તપ ગુણ કહું છું, તે સમજો છો ને ? કેટલાક તપસ્વી એવા હુશીયાર હોય છે કે-એક દિ' ન ખાય અને પછી ત્રણ દિ'નુ સાથે ખાય !

સ૦ એ શી રીતે ?

એટલી ય ખબર નથી ? અકરાતીયા શું કરે છે ? એની જેમ એટલે તપ પણ ગુણ તરીકે જોઈએ જેનામાં ગુણ તરીકે તપ નહિ, તેને તો તપેય હેરાન કરે તપમાં મહા ગુણ છે, પણ જ્યાં સુધી ગુણ તરીકે તપ નહિ આવે, ત્યાં સુધી ઠેકાણુ નહિ પડે કહો કે-આપણે તપ ગુણ તરીકે જોઈએ છે, કારણ કે-ભૂતકાળના સઘળા ય પાપોનો નાશ કરવો છે અને વર્ત્તમાન કાળમાં પણ જાણતા-અજાણતા જે પાપ થયા હોય ને થતા હોય, તેનો પણ નાશ કરવો છે પાપ માત્રનો નાશ કરી નાખવાની વૃત્તિ છે ને ? યોગને પામવાને માટે લાયક બનવુ હોય, યોગને પામવો હોય અને યોગને બરાબર સેવવો હોય, તો એ વૃત્તિ વિના નહિ ચાલે

<u>તપ એટલે ઈચ્છાઓનો નિરોધ</u>

સ૦ તપ એટલે ?

આત્માને લાગેલા કર્મોને જે તપાવે, એનું નામ તપ. શરીરને જ તપાવે, તે તપ નહિ એટલે તપનુ લક્ષણ એ કે-इच्छानिरोधस्तप । ઈચ્છાનો જે નિરોધ, તેનુ નામ તપ

વધતી ઈચ્છાઓને રોકવી–ઈચ્છા માત્રનો નિરોધ કરવો, એ તપ ! તેમા, ખાવાની ઈચ્છાઓને રોકવી, એ તપ તરીકે વિશેષ રૂઢ છે જ્યા સુધી સહાય ત્યા સુધી ભૂખને સહ્યા જ કરવી અને ભૂખ જ્યારે અસહ્ય જ બની જાય ત્યારે ખાવું, આવું કરવાનો વિચાર છે ? અરે, ભૂખને સહવાની વાત તો દૂર રહી, પરન્તુ ભૂખ લાગ્યા વિના ખાવું નહિ અને ખાવુ ત્યારે રસ માણવાને માટે ખાવું નહિ પણ માત્ર ભૂખના દુ ખને શમાવવાને માટે જ ખાવું, આવુ ય કરવાનો વિચાર છે? ત્યારે તપ ગુણ એમ ને એમ આવી જશે ?

તપ બાર પ્રકારે

શ્રી વીતરાગ પરમાત્માએ ફરમાવેલા માર્ગમા, માત્ર ખાવાના ત્યાગને જ તપ તરીકે ઓળખાવેલ નથી, પણ તપ બાહ્ય અને આભ્યતર–એ બે પ્રકારે અને એ બે પ્રકારોમા દરેકના છ છ પ્રકારોને જણાવીને, એમ કુલ બાર પ્રકારે તપને વિવિધ રીતિએ વર્ણવવામા આવ્યો છે તપના બાર પ્રકારોમા છ પ્રકારો એવા છે, કે જે પ્રકારોને બીજાઓ જોઈ–જાણી શકે એ આદિ કારણે એ છ પ્રકારોને બાહ્ય તપ કહેવામા આવે છે, જ્યારે બીજા અદરના છ પ્રકારો એવા છે, કે જેને યથાર્થ સ્વરૂપમા તો અન્તર્મુખ બનેલા મહાનુભાવો જાણી શકે છે, એટલે એ વિગેરે કારણોએ એ છ પ્રકારોને આભ્યતર તપ કહેવામા આવે છે એ બારના સવિસ્તર વિવેચનમા અહીં આપણે ઉતરવું નથી કારણ કે–જો એના વિવેચનમા ઉતરીએ, તો જેનું વર્ણન કરવાની ઈચ્છા છે, તે રામાયણના પાત્રો તો રહી જ જાય એટલે એ બાર પ્રકારોના નામો દઈને, એના

પણ એમી ગયા ને ચીજોની ફાવટ આવી ગઇ, જીભને ગમતી ચીજો મળી ગઈ, તો ઉભા પેટે ઉઠાય નહિ જે ઉણોદરી તપને બરાબર કરતો હોય, તેને પ્રાય ડૉકટરને ત્યા જવું પડે નહિ ને? મિત્રતાદિનો સબધ હોય ને જાય તે જુદી વાત છે, પણ દર્દી તરીકે તો જવું પડે નહિ ને? એને પ્રાય ગમતી–અણગમતી દવાના ડોઝ લેવા પડે નહિ કે ઈન્જેકશ નના ગોદા ખાવા પડે નહિ ખવાયેય ખરૂ, તપેય થાય અને શારીરિક સ્વાસ્થ્ય જળવાય તથા દવા વિગેરેનો ખર્ચ પણ બચે, એવો આ તપ છે ને?

## વૃત્તિસક્ષેપ

ત્રીજો તપ **વૃત્તિસંક્ષેપ** નામનો છે આ તપમા જેમ બને તેમ ચીજો ઓછી ખાવી, એ પ્રધાન વસ્તુ છે ખાવાને માટે દશ ચીજો તૈયાર હોય, એ વખતે ય વિચાર કરવો કે–'મારે આટલી બધી ચીજોને ખાવાનું શું પ્રયોજન છે? ઓછામા ઓછી કેટલી ચીજોએ હુ ચલાવી શકુ તેમ છુ?' કોઇને થાય કે–'મારે માત્ર ચાર જોઇશે' અને કોઇ નક્કી કરે કે–'મારે તો એ જ બસ થશે' એમ ચીજોનો જે ત્યાગ કરવો, એ પણ વૃત્તિસક્ષેપ નામનો તપ છે

## રસત્યાગ

પણ ખાવા બેસવા છતા ય ઉણા પેટે ઉભા થઈ જવું અને ખાવાને તૈયાર હોય એવી ચીજોમાથી પણ અમુક ચીજોને તજી દેવી, એ તપ કોણ કરી શકે? રસનાના રસ ઉપર જેણે કાબૂ મેળવ્યો હોય તે ને? વિગઈઓ આદિના પ્રતાપે જુદા જુદા [illegible] ગણાય છે, તેનો કે તેમાના

ભેદ-પ્રભેદોની વિગતમા ઉતર્યા વિના, એના સ્વરૂપનો સામાન્ય સ્થૂલ ખ્યાલ જ આપવાનો વિચાર રાખ્યો છે તમારે એ બાર પ્રકારોના નામો તો જાણવા છે ને ?

અનશન

અનશન નામનો પહેલા પ્રકારનો તપ છે, કે જેમા ખાવાનુ ય નહિ અને જરૂર નહિ તો પીવાનુ ય નહિ પીવામા તો વિધિપૂર્વક તૈયાર કરાએલુ ગરમ કરેલુ પાણી જ સમજવાનુ આ તપ વિશેષ પ્રમાણમા તો બહુ શક્તિસપન્ન કરી શકે ને ? ભૂખ ઉપર વિજય મેળવ્યા વિના, આ તપ થઈ શકે નહિ આ તપ કરવો હોય, તો ગમે તેવી ભૂખને પણ સહવાની તાકાત કેળવવી પડે ભૂખ એ દુ ખ છે અને એ દુ ખને સહવુ એ સહેલુ નથી, પણ એ દુ ખને સહ્યા વિના શરીર માત્રના સબધથી છૂટાવુ મુશ્કેલ છે અને એ વિના તો મોક્ષપદને પામી શકાય નહિ માટે તો એક મહાપુરૂષે કહ્યુ છે કે–'ખાવત પીવત મોક્ષ જે માનત, તે શિરદાર બહુ જટમા !'

ઉણોદરી

બીજો ઉણોદરી નામનો તપ આ તપ એવો છે કે–ભાણેથી ઉઠે ને પેટને પખાળવુ પડે, એવુ બને નહિ આ તપ સામાન્ય નથી એવા ઘણા માણસો છે કે–એમને એક બે દિ' ખાવા ન મળે તો ચાલે, પણ ભાણે બેઠા પછી જો એમા ફાવતુ આવી જાય, તો પેટને પૂછીને ખાય–એ બને નહિ ખાવુ નહિ એમ નહિ, પણ ઉણા પેટે ઉઠવુ–એ પણ એક તપ છે ભાણે બધી અનુકૂળ સામગ્રી આવી જાય, તો ઉણા પેટે ઉઠાય ? કેટલાક કહે છે કે–ભાણે ન બેસીએ તે ચાલે,

પણ બેસી ગયા ને ચીજોની ફાવટ આવી ગઇ, જીભને ગમતી ચીજો મળી ગઈ, તો ઉણા પેટે ઉઠાય નહિ જે ઉણોદરી તપને બરાબર કરતો હોય, તેને પ્રાય ડૉકટરને ત્યા જવું પડે નહિ ને? મિત્રતાદિનો સબધ હોય ને જાય તે જુદી વાત છે, પણ દર્દી તરીકે તો જવું પડે નહિ ને? એને પ્રાય ગમતી-અણગમતી દવાના ડોઝ લેવા પડે નહિ કે ઇન્જેકશનના ગોદા ખાવા પડે નહિ ખવાયેય ખરૂ, તપેય થાય અને શારીરિક સ્વાસ્થ્ય જળવાય તથા દવા વિગેરેનો ખર્ચ પણ બચે, એવો આ તપ છે ને?

## વૃત્તિસક્ષેપ

ત્રીજો તપ **વૃત્તિસંક્ષેપ** નામનો છે આ તપમા જેમ બને તેમ ચીજો ઓછી ખાવી, એ પ્રધાન વસ્તુ છે ખાવાને માટે દશ ચીજો તૈયાર હોય, એ વખતે ય વિચાર કરવો કે-'મારે આટલી બધી ચીજોને ખાવાનુ શું પ્રયોજન છે? ઓછામા ઓછી કેટલી ચીજોએ હુ ચલાવી શકુ તેમ છુ?' કોઇને થાય કે-'મારે માત્ર ચાર જોઇશે' અને કોઇ નક્કી કરે કે-'મારે તો બે જ બસ થશે' એમ ચીજોનો જે ત્યાગ કરવો, એ પણ વૃત્તિસક્ષેપ નામનો તપ છે

## રસત્યાગ

પણ ખાવા બેસવા છતા ય ઉણા પેટે ઉભા થઈ જવું અને ખાવાને તૈયાર હોય એવી ચીજોમાથી પણ અમુક ચીજોને તજી દેવી, એ તપ કોણ કરી શકે? રસનાના રસ ઉપર જેણે કાબૂ મેળવ્યો હોય તે ને? વિગઇઓ આદિના પ્રતાપે જુદા જુદા જે છ-રસો ગણાય છે, તેનો કે તેમાના અમુકનો

ત્યાગ કરવો, એ રસત્યાગ નામનો ચોથો તપ છે ઉણો દરી, વૃત્તિસંક્ષેપ અને રસત્યાગ–એ ત્રણ પ્રકારના તપોને સુલભ બનાવવાને માટે, ડાહ્યા માણસે શું કરવુ જોઈએ ? બાણે બેઠા ને જે ચીજ વધારે રસવાળી લાગે, તે ચીજને છોડી દેવી રસ–પુરીનુ જમણુ હોય, તો તેમા ખરેખરી ગમતી ચીજ કયી ?

સ૦ રસ.

એને મૂકી દે આ રીતિએ તમે જો ગમતી ચીજોને તજીને જમવાનો અભ્યાસ કેળવ્યો હોય, તો તમારા સબ-ધિઓ ઉપર તો ઠીક, પણ તમે જો કોઇને ઘરે જમવા ગયા હો તો જેના ઘરે જમવા ગયા હો, તેના આખા ઘર ઉપર પણ સુન્દર છાપ પડે ને ? બધાને થાય કે–ગજબનો કાબૂ વાળો માણસ છે ! તમને કેટલો લાભ ? તપનો લાભ તો ખરો, પણ બીજો ય ઘણો લાભ ને ? પણ જીભના ઉછાળાઓ ઉપર કાબૂ મેળવ્યો હોય, તો આ બને ને ? ખાવું નહિ–એ જુદી ચીજ છે અને ખાવા બેસવું ને રસવાળી ચીજો છોડી દેવી, ઓછામા ઓછી ચીજો લેવી અને ઉણા પેટે ઉભા થઈ જવુ –એ જુદી ચીજ છે કેટલાકો અનશન તપ કરી શકે છે, પણ જીભ ઉપર કાબૂ રાખી શકતા નથી. જે ચીજ ફાવતી આવે, તેને એ એવી રીતિએ ઉડાવ્યે રાખે કે–સામાને એમ થઈ જાય કે–આ તપસ્વી ભલે રહ્યા, પણ જીભ ઉપર આમનો કાબૂ નથી તપના હેતુને પાર પાડવાને માટે, જીભ ઉપરના કાબૂની ખાસ જરૂર છે, એમ લાગે છે ?

કાયક્લેશ

પાચમો કાયકલેશ નામનો તપ છે વિધિધ પ્રકારોથી,

પણ મહાપુરૂષોની આજ્ઞાને બાધ પહોંચે નહિ એવી રીતિએ, આ શરીરને કષ્ટ આપી આપીને, કષ્ટ વેઠવા શીખવું જોઇએ આ શરીર તો ગધેડાની જાત જેવું છે. કુંભાર ગધેડા પાસેથી હુંશીયારીથી કામ લે છે એના ઉપર કુંભાર ચાર મણનુ છાલકુ ચઢાવી દે ભારને લીધે પહેલા તો એ ન ચાલે, એટલે કુંભાર કરે છે શું ? એ છાલકા ઉપર પાછો પોતે ચઢી બેસે છે ઊલટુ વજન વધી જાય ને ? પછી ગધેડાને મારીને ચલાવે છે થોડેક સુધી જઇને કુંભાર ગધેડા ઉપરથી નીચે ઉતરી પડે છે, એટલે ગધેડુ સ્ફુર્તિથી ચાલવા માડે છે એ એમ સમજે છે કે-હાશ, વજન ઉતર્યું ! મૂર્ખ જાત ખરી ને ? ચાર મણ વજન હતું ને કુંભાર ચઢી બેઠો એટલે સાડા સત મણ વજન થયુ એનાથી સાડા ત્રણ મણ વજન ઉતરે, એટલે 'મારા ઉપર હવે વજન નથી'-એમ માનીને એ ચાલે શરીર પણ એવી જાત છે સુખ જેમ જેમ મળે, તેમ તેમ વધારે માગે, પણ જો ઘણું દુ ખ વેઠવું પડ્યુ હોય, તો થોડુ દુ ખ ઘટે એટલે સુખ મળ્યુ માને શરીરને તમે જેમ પપાળો, તેમ તે આડુ ચાલે શરીરને ટાઢ-તડકો વેઠવાની ટેવ પાડવી જોઈએ ધીરે ધીરે શરીરને તમે ટેવ પાડી દો, તો આ શરીર ઘણું ખમી શકે એવું છે બહુ સુખશીલીયા માણસો એવા બની જાય છે કે-ટાઢ તડકો જરાક વધે, એટલે વેઠી ન શકે જરાક બપોર થાય, એટલે કહેશે કે-'મારાથી બહાર નહિ નીકળાય' જેણે પોતાના શરીરને કેળવ્યુ હોય, તેની વાત તો જુદી છે, પણ સામાન્ય લોકો ય કહે છે કે-'એ બીચારો પોપલો છે' અહીં પખા હોવા છતા ય નથી ચલાવાતા, તે તમને ફાવતુ નથી ને ? 'પખા [illegible] તો ઠીક'-એમ થયા કરે છે ને ? પણ તમે

સમજે છે કે–'આ પણ એક મર્યાદા છે અહીં આપણાથી પખા ખાતા બેસાય નહિ આપણો એ અવિનય કહેવાય લેવા આવ્યા છીએ જ્ઞાન અને કરીએ અવિનય, તે ચાલે ?' પણ 'પખા કેમ ચાલતા નથી ?'–એવું અમને નહિ લાગે. અમારૂ શરીર અને મન એવી રીતિએ ટેવાએલુ કે–વિચાર ન આવે બાકી ગરમી તમને લાગે ને અમને ન લાગે ? ગરમી તો લાગે, પણ સહવાની શક્તિ કેળવી હોય તો દુ'ખ ન થાય સહવાની શક્તિ ન હોય, તો કદાચ દુર્ધ્યાનેય થઇ જાય આ કાળમા તો દરેકે સહવાની શક્તિ ખાસ કેળવવા જેવી છે ને ? ગમે તેવો સમય આવી લાગે, તો ય મુઆઇએ નહિ અને મનની શાન્તિને ગુમાવીએ નહિ, એવી તાકાત કેળવવા જેવી નથી ? પછી ભાગવું પડે, તો ય ફેર પડે ને ? બાકી, આ શરીરને ચેન પડે, શરીરને સુખ મળે, શરીરને દુ ખ ભોગવવું ન પડે, એ માટે કાઈ ઓછા પાપો થાય છે ? પાપથી બચવાને માટે અને પાપને ખપાવવાને માટે, શરીરને કષ્ટને સહવાની ટેવ પાડવી જોઈએ અને એ માટે કાયાને, બીજાઓને કલેશ ન થાય એવી રીતિએ, કલેશ આપવો જોઇએ એમ આજ્ઞાથી અવિરૂદ્ધપણે કાયાને કલેશ આપવો, એ ય તપ છે કાયા કલેશ અનુભવે અને આત્મા સાત્ત્વિક પ્રસન્નતા અનુભવે, ત્યારે એ તપ કહેવાય સાધુઓને માટે તો ખાસ આજ્ઞા છે કે–કાયાને જેમ બને તેમ સહન કરવાની ટેવ પાડવી સાધુઓએ માથાના, દાઢીના ને મૂછના વાળ પણ હાથે જ ચુટવાના કે ચુટાવવાના પૈસા આપનાર ને હજામ લાવનાર હોય તો ય ! વાળ ખેંચાય ને પીડા થાય, તો વિચારવાનું કે–'આ તો હજુ થોડી પીડા છે બીમારીમા

કદાચ આનાથી પણ વધારે ભયકર પીડા ભોગવવી પડે સહ વાની ટેવ પાડી હોય, તો ગમે તેવું સહન કરવાના વખતે ય કહેવાય કે-'મઝામા ઠીએ, કેમ કે-ટેવ પાડી છે' ડૉક્ટરને વમે કહો કે-ભાઈ સા'બ ! બચાવ પણ પીડા એવી હોય કે-મટે એવી ન હોય અથવા તરત મટે એવી ન હોય, તો શું થાય ? સહવાની તાકાત ન કેળવી હોય, તો સામાન્ય પીડા વખતે પણ દુર્ધ્યાનથી બચવું મુશ્કેલ થઈ પડે કાયાને ક્લેશ આપવા દ્વારા પણ આત્માનુ કલ્યાણ સાધી શકાય છે, એ વાત તમને ગળે તો ઉતરે છે ને ? જો શરીરનો અતિ શય રાગ હશે, તો આ વાત બનશે તો નહિ, પણ ગળે પણ નહિ ઉતરે

સલીનતા

છટ્ઠો સલીનતા નામનો તપ છે પાચ ઇન્દ્રિયોના જે પાચ વિષયો છે, તેની અનુકૂળતાની વેળાએ રાગી નહિ બનવું અને તેની પ્રતિકૂળતાની વેળાએ રોષાયમાન નહિ બનવું, ક્રોધાદિ કષાયોને ઉત્પન્ન થવા દેવા નહિ અને ઉત્પન્ન થયેલા કષાયોને ડામવા, તથા મન-વચન-કાયાના યોગોને અશુભ પ્રવૃત્તિઓથી રોકીને શુભ પ્રવૃત્તિઓમા યોજવા, એ વિગે રેનો સમાવેશ આ તપમા થાય છે

પ્રાયશ્ચિત્ત

આભ્યતર તપના છ પ્રકારોમા પહેલો તપ પ્રાયશ્ચિત્ત નામનો છે જે પાપ જે રીતિએ કર્યું હોય, તે રીતિએ તે પાપ કર્યાનું કહીને, તેનો દડ માગવાની જે વૃત્તિ, તે પ્રાયશ્ચિત્ત તપની વૃત્તિ છે પોતાના પાપને સુયોગ્ય સ્થાને કહીને, એનો

દડ માગવો અને પ્રાયશ્ચિત્તદાતા તરફથી જે દડ અપાય તે દડ પૂરો કરી આપવો, એવો આ તપ છે પાપ ડખે અને પાપથી છૂટવાની ભાવના જોરદાર બને, એ સાથે સત્ત્વ અને સરલતા હોય, તો આ તપને સારી રીતિએ કરી શકાય જે પાપ જેમ બન્યા હોય તેમ કહેવા પડે કાઈ છૂપાવવાનુ નહિ રોગીને ડૉક્ટર કહે તો તે નાગો પણુ થઈ જાય ને? તેમ સદ્ગુરૂ પાસે જરા પણુ છૂપાવ્યા વિના પાપનુ પ્રકાશન કરવાનુ! આ તપ સહેલો નથી આમા પાપની ધ્રુજારી જોઈએ ને? 'જોયુ જશે કોણે જોયુ છે પાપ?'–આવા વિચારના જે હોય, એવા નાસ્તિકશિરોમણિઓ ભલે આસ્તિકના ઝભ્ભામા બેઠેલા હોય, તો પણુ એ આ તપને કરી શકે ખરા? એવાને તો, ગુરૂ પૂછે તો ય ના કહે જેમ કૉર્ટમા કેટલાક આરોપીઓ એવા આવે છે કે–ગૂન્હાની એકે એક બાબતનો ઈન્કાર જ કરે બાકી તો, આજે પણુ સેંકડો માણુસો અમારી પાસે પોતાના પાપને કબૂલ કરી જાય છે, જેમના હૈયામા પાપનુ દુ ખ હોય, એથી આખમા આસુ હોય અને વાત કરે કોઈ કોઈ તો કહે છે કે–'આ પાપ થયા પછી સુખે ખાઈ શકાતુ નથી આ પાપ હૈયાને કોર્યા કરે છે' પાપને ખાઈ જનારા અને તેમ છતા પણુ પુણ્યશાલી ને ધર્મી તરીકે પોતાને ઓળખાવવામા મહાલનારાઓ પાપ તો ઘણુ કરે છે, પણુ તેમને આવુ કાઈ થાય નહિ એ વાત જરૂર છે કે–પાપ પણુ જ્યા ત્યા કહેવાય નહિ પ્રાયશ્ચિત્ત તેમની પાસે લેવાય, કે જે સાગરથી ય ગભીર હોય અને સમજુ તથા દયાળુ હોય! અમને કોઈ પોતાનુ પાપ કહી ગયો હોય, તો અમે તે બીજા કોઈને પણુ કોઈ પણુ સયોગોમા કહી શકીએ નહિ જો સાધુ બીજાને

કહે, તો સાધુ પાપનો ભાગીદાર બને જ્યા ત્યા પાપ કહેવામા તો ભવાઈ થાય પછી એ સહન નહિ થાય, તો શું થાય ? માટે ગમે તેની આગળ કાઈ કબૂલ કરાય નહિ પણ પાપ ડખે છે ખરા ? પાપથી છૂટવાની ભાવના છે ? એ વિના તો, પ્રાયશ્ચિત્તની વાતો કરવી, એમા ફાયદો શો ?

### વિનય

**વિનય**, એ પણ એક તપ છે ગુણી આત્માઓ પ્રત્યે સાચુ બહુમાન હોય અને એથી પચાગ પ્રણિપાત આદિ જ્યા જે ઉચિત હોય તે ત્યા કરાય, એ પણ તપ છે આજે તો ભગવાનને અને ગુરૂને જે પ્રણિપાત કરાય છે, તેમા ય કેટલા કૌમા જે બહુમાનભાવ હોવો જોઈએ, તેની ઉણપ જણાય છે

### વૈયાવચ્ચ

કોઈ પણ ગુણસમ્પન્નની તકલીફમા કે સારી સ્થિતિમા, યથોચિતપણે, તેના તરફના કશા પણ બદલાની આશા વગર સેવા કરવી, એ **વૈયાવચ્ચ** નામનો તપ છે

### સ્વાધ્યાય અને ધ્યાન

તત્ત્વચિન્તનાદિ કરવુ, એ **સ્વાધ્યાય** નામનો તપ છે અને ચિત્તને સારી જગ્યાએ વિધિ મુજબ સ્થિર કરી દેવુ, એ **ધ્યાન** નામનો તપ છે

### કાયોત્સર્ગ

કાયાને છોડવાનો અવસર આવી લાગે, તો પણ મનને લાગે નહિ અને આત્માની પ્રસન્નતા જળવાઈ રહે તેવી ટેવ પડે એમ કરવું, એ વિગેરે કાયોત્સર્ગ નામના તપમા આવે

છે આ શરીર છૂટવાનું તો ખરૂ જ, પણ હૈયાથી છૂટે તો કામનું કાયાનો ત્યાગ વખત આવ્યે એવી રીતિએ કરીએ કે–જરા ય મુઝવણ થાય નહિ એમ થાય કે–છૂટવા લાયક છૂટી રહ્યુ છે ડૉકટર આવ્યો હોય ને કહે કે–હવે બે કલાક બાકી છે, તો એ સાભળીને આનદ થાય, સારૂ થયુ કે–મને જાણવા મળ્યુ, એમ થાય પછી સારા ધ્યાનમા લીન બનવાનો પ્રયત્ન થાય તમને શું થાય ?

સ૦ બીજા સારા ડૉકટરને બોલાવો, એમ કહીએ

બીજો આવ્યો ને એણે ય એમ કહ્યુ તો ? અથવા બીજો આવે તે પહેલા ખલાસ થઈ ગયા તો ? એવા કોઈ પણ વખતે સમાધિને હાનિ ન પહોચે, એ માટે રોજ અભ્યાસ કરવો જોઇએ રોજ વારવાર ૫–૧૦–૧૫ મીનીટ કે વધુ સમય કાયાનો ઉત્સર્ગ કરવો જોઈએ એવા સ્થિર થઈ જવુ કે–માખી બેસે, મચ્છર કરડે કે બીજુ કાઈ ગમે તે થાય, પણ કાયા હાલે નહિ

આ બાર તપોની આ તો બહુ જ સામાન્ય સામાન્ય વાતો કહી છે આ તપના સ્વરૂપને તમારે બરાબર જાણી લેવું જોઈએ, કે જેથી ભૂતકાળના ને વર્તમાન કાળના પાપના નાશના ઉપાયને સારી રીતિએ આદરી શકાય આ તપોના પ્રતાપે મન, વચન અને કાયા ઉપર સુન્દર કાબૂ આવી જાય છે ઇન્દ્રિયોના માલિક બની જવાય છે તપ ગુણના પ્રતાપે, આત્મા પોતાના સઘળા ય પાપોથી મુક્ત બની શકે છે

<u>મોક્ષનો દ્વેષ તો નહિ જ જોઈએ</u>

યોગની પૂર્વસેવામા મુક્તિના અદ્વેષને ચોથા ગુણ તરીકે

કહ્યો છે મોક્ષ પ્રત્યે રાગ ન પ્રગટ્યો હોય, તો પણ મોક્ષ પ્રત્યે દ્વેષ તો નહિ જ હોવો જોઈએ કોઈ કહેશે કે—'મોક્ષ જેવી વસ્તુ ઉપર દ્વેષ તો કોણ કરે ?' પણ એમ નથી મોક્ષ પ્રત્યે જેમને દ્વેષ હોય, એવા પણ આત્માઓ આ સસારમા હોય છે વિષયસુખના અતિ રાગી અને વિષયસુખમા જ સર્વસ્વને માની બેઠેલાઓના હૈયામા મોક્ષનો દ્વેષ સભવી શકે કારમા અજ્ઞાનનુ જ એ પરિણામ છે, પણ એ અસભવિત નથી મુક્તાવસ્થામા ભોગના સકલેશનૂ નામ પણ નથી હોતું, એટલે ભોગના જે અતિ રાગી હોય છે, તેમને એ વાતને સાભળીને થાય છે કે—'એવી મુક્તિને તે કરવી છે શું ? નહિ જોઈએ એ મુક્તિ જ્યા ભોગ નહિ, ત્યા તો સુખ નહિ !' એવા પણ કેટલાક હોય છે, કે જેઓ પૂછે છે કે—'ત્યા બાયડી મળે કે નહિ ? ખાવા—પીવાનુ હોય કે નહિ ? હરવા—ફરવાનુ હોય કે નહિ ? મોજમજાહના સાધનો હોય કે નહિ ? સીનેમા—નાટક વિગેરે હોય કે નહિ ? જો આવું કાઈ મોક્ષમા ન હોય, તો નથી જાવુ અમારે મોક્ષમા ! ઘેર ગયો એ મોક્ષ !' આવી વૃત્તિવાળાઓને, મોક્ષની વાત સાભળતા મોક્ષનો દ્વેષ જાગે ને ? જેના હૈયામા મોક્ષના સ્વરૂપની વાતને સાભળતા દ્વેષ જાગે નહિ અને એ વાતનો જે વિચાર કરે, તે પણ એક ગુણ રૂપ છે આપણે કહીએ કે—મોક્ષમા ભોગનો સકલેશ નામ માત્રનો ય નહિ અને સુખ અનન્તુ, તો જેને એમ ન થાય કે—ભોગ નહિ ને સુખ ખરૂ એ તો બને જ નહિ, એ પણ ગુણ છે દ્વેષ તો એ કહેવાય કે—'જે મોક્ષમા વિષયસુખ નથી, તે મોક્ષ તો કોઈ પણ ભોગે જોઈએ નહિ'—એ પ્રકારનો ભાવ જાગે મને લાગે છે કે—તમારામા પ્રાય મોક્ષ પ્રત્યે

આવો ભાવ, એટલે કે–મોક્ષ પ્રત્યે દ્વેષભાવ તો નહિ જ હોય અને જો મોક્ષ પ્રત્યે દ્વેષભાવ ન હોય, તો એ એક ગુણ તો તમારામા છે જ–એમ નક્કી થઈ જાય છે

મોક્ષ, એ આત્માનુ શાશ્વત સ્થાન

'મોક્ષમા બાયડીઓ હોય કે નહિ ? બગલા–બગીચા હોય કે નહિ? સારૂ સારૂ ખાવા–પીવાનુ ને પહેરવા–ઓઢવાનુ હોય કે નહિ ?'–આવા પ્રકારનુ પૂછવું, એ પણ એક કાળે આ આર્ય દેશમા વ્યાજબી ગણાતું નહોતુ, પણ સસારસુખનો જે બહુ ભૂખ્યો, તેને તો મોક્ષમા પણ એવું જ જોઇએ ને ?

સ૦ એવુ હોય તો મોક્ષ જ શાનો ?

બરાબર છે, પણ સસારનો રસ ગાઢ હોય, તો એવુ એવુ જ શોધવાનુ મન થાય ને ? એટલે જ્યારે જ્યારે મોક્ષની વાત આવે, ત્યારે ત્યારે સમારની વાતને વેગળી મૂકી દેજો 'ઇન્દ્રિયોને અને મનને શુ જોઇએ છે ?'–એ વાતને યાદ જ કરતા નહિ ભોગે તો આપણને ભટકાવ્યા છે મોક્ષ, એ આત્માનું શાશ્વત સ્થાન છે એને સાભળવુ જોઈએ, સમજવું જોઈએ, એના ઉપર રાગ કેળવવાનો પ્રયત્ન કરવો જોઈએ, પણ તેના પ્રત્યે દ્વેષ તો કદી પણ નહિ આવવો જોઇએ મોક્ષ પ્રત્યે જેનામા દ્વેષ ન હોય અને જેનામા ગુરૂદેવાદિના પૂજન રૂપ, સદાચાર રૂપ અને તપ રૂપ ગુણો હોય, એવા આત્માઓની આગળ મોક્ષની, મોક્ષમાર્ગની, મોક્ષના સ્થાપક દેવાધિદેવની અને મોક્ષમાર્ગના પાલક તથા પ્રચારક સદ્ગુરૂઓની વાત મૂકવામા આવે તો એવા આત્માઓ એ બધી વાતોને પ્રાય સારી રીતિએ સાભળી શકે છે,

વિચારી શકે છે, સમજી શકે છે અને એમા રૂચિવાળા પણ બની શકે છે મોક્ષ અને મોક્ષમાર્ગ આદિના સ્વરૂપની વાતો, કે જે મહાપુરૂષોએ કહેલી છે, તે વાતો જે લાયક આત્મા ઓની પાસે મૂકવામા આવે છે, તો એ પરિશ્રમ વક્તા અને શ્રોતા ઉભયને માટે કલ્યાણકારી નિવડે છે

કશો પૂર્વગ્રહ નહિ જોઇએ

આપણે રામાયણના પાત્રોની વાત કરવી છે, એ માટે આ બધી વાતો આપણે કરી છે રામાયણના મુખ્ય પાત્રો મોક્ષમાર્ગના સ્થાપક દેવાધિદેવના સેવક હતા એ પાત્રો હતા સસારમા, છતા એમના હૈયામા મોક્ષને ને મોક્ષમાર્ગને રાગ હતો આપણે હવે દેવ, ગુરૂ, ધર્મને લગતી થોડીક વાતો કરી લેવાની ભાવના છે આપણે તો સ્વરૂપ જોવુ દેવ કેવા હોઈ શકે ? ગુરૂ કેવા હોઇ શકે ? અને ધર્મ કોને કહી શકાય ? એ સ્વરૂપ નક્કી થઈ જાય, તો 'સુ'નો ને 'કુ' નો ભેદ, માણસ જાતે પણ પારખી શકે જ્યારે એ વાત ચાલે, ત્યારે કોઈએ પણ એવો વિચાર નહિ કરવો કે–'હુ જે દેવાદિને માનુ છુ, તેમા આ નથી માટે આ વાત બરાબર નથી ' કશા જ પૂર્વગ્રહ વગર સાભળવુ, સમજવું, વિચારવુ અને રૂચે તો અમલમા મૂકવુ જ્યા સુધી ન રૂચે, ત્યા સુધી સમજવાને માટે પૂછવાની છૂટ છે અગીઆર રવિવાર સુધીમા તો, તમે ઘણુ જાણી લીધુ છે ને ? એ બરાબર યાદ કરી કરીને વિચારવાની આ વાર તમને વધારે તક છે, કારણ કે–આવતા રવિવારે આ કાર્યક્રમ બધ છે એ પછીના રવિવારે તમે બને તેટલુ યાદ કરીને આવશો, એમ માની લઉ ?

તમે જો કશો પણ પૂર્વગ્રહ રાખ્યા વિના ગુણસમ્પન્ન
સાભળી શકો–એવા તૈયાર થઈને આવો, તો એથી ત
ઘણો લાભ થવાનો સભવ છે

°
° °

[ આજના આ પ્રવચનને અન્તે, એક વિશેષ બનાવ બ
હતો ' અર્જુન ભગત 'ના નામે ઓળખાતા એક ભાઈએ, ગૌ
બધ કરાવવાની પોતાની પ્રવૃત્તિની બાબતમા, બોલવાની
માગી હતી અને પૂ પ્રવચનકાર મહાત્માએ એ ભાઈને
મીનીટનો સમય આપ્યો હતો બોલવાનો સમય આપવા બા
પૂ પ્રવચનકાર મહાત્માશ્રીનો આભાર માન્યા બાદ, હાલ
પ્રજાકીય સરકાર દ્વારા કાયદાથી ગૌવધ અટકાવવાને માટે
પહેલા જે ઉપવાસો કરેલા, તેનુ તેમણે વર્ણન કર્યું હતુ
જણાવ્યુ હતું કે–પોતે કોંગ્રેસીઓ અને મહાજનોના સમજાવવા
ઉપવાસને તજી દીધા હતા, પરન્તુ પાછળથી તે લોકોએ આપેલ
બાહેધરીને નહિ પાળતા, વિરૂદ્ધમા સહી કરીને ફટકો માર
જેવુ કાર્ય કર્યું હતુ આ પછીથી, પોતે આ જ હેતુસર આર
મહિનામાં ઉપવાસ ઉપર ફરીથી ઉતરનાર છે–એમ જણા
વીને, તે વખતે સર્વ ભાઈ–બ્હેનોને સહકાર આપવાની તેમા બા
વિનતિ કરી હતી તેમણે પોતાનુ વક્તવ્ય પૂરૂ કર્યા બાદ, પૂજ્ય
પ્રવચનકાર મહાત્માશ્રીએ એ બાબતમા સ્પષ્ટકરણ કરતા
જણાવ્યું હતું, તેનો સારભાગ નીચે મુજબનો છે —સ૦

આ ભાઈએ હમણા જે વાત રજૂ કરી છે, તેનો
ખુલાસો કરવાની જરૂર છે અને આ એક ધર્મસકટ જેવી
સ્થિતિ છે તમને કદાચ ખબર હશે કે–અમુક જીવોનું
અમુક પ્રકારના જીવોનું રક્ષણ–એટલુ જ અમારૂ લક્ષ્ય નથી,

ર્વજીવરક્ષણ—એ અમારૂ લક્ષ્ય છે જીવ તરીકે અમે
નાનાના નાના પણ જીવને, જીવ માત્રને, અમારા
વ તરીકે માનીએ છીએ એટલે કે-મૂળભૂત સ્વરૂપે
જીવો સમાન જ છે, એવુ અમારૂ માનવું છે જગ
વોમા જે ફેરફાર દેખાય છે, તે કર્મોના યોગને
પુણ્યના યોગે જીવ સારા સ્થાને જન્મને પામે છે
પના યોગે જીવ નરસા સ્થાને જન્મને પામે છે
ાને કે નરસા સ્થાને, સુખના સ્થાને કે દુ ખના સ્થાને,
તપોતાના પુણ્ય-પાપાનુસાર જન્મે છે, જીવે છે અને
આથી જ, જ્ઞાનિઓએ કોઇ પણ જીવની હિંસાથી
રહેવાનુ અને સર્વ જીવોના રક્ષણ માટે પ્રયત્નશીલ
ઉપદેશ્યુ છે એ ધર્મને અમે અમારાથી શક્ય એટલે
જીવનમા જીવીએ છીએ અને જે કોઈ અમારા પરિ-
આવી જવા પામે, તેને પણ એ જ રસ્તે ચાલવાની
પ્રેરણાદિ કરીએ છીએ ગાયના રક્ષણની વાત પણ,
આવી જ જાય છે ને? એ વાત સાચી છે કે-જ્યારે
શના લોકો રાજકર્ત્તા બન્યા હોય, ત્યારે જીવદયા, કે
ાકો મોટો ધર્મ માને છે-તેનુ પાલન વધે એવી આશા
આવા સમયે, સત્તાથી પણ અમુક અમુક પ્રકારની
ઓને બધ કરાવવાની ભાવના જાગે, એ સ્વાભાવિક
ત્તા પણ રાજકારણ એ બહુ ભયકર ચીજ છે એટલા
રાજકારણનો રગ લાગે નહિ, તેની કાળજી રાખવા જેવી
ાચી અને હિતકારી વાત કહેવામા અમને રાજસત્તાનો
લાગે છે-એ માટે આ વાત છે એવું નથી, પણ રાજ-
પોતે એવી ચીજ છે, અને તેમા પણ આજનું રાજકારણ

તો બહુ ખરડાએલુ છે હું બેઠો છુ અને આ વાત અહીં કહેવાઈ, માટે મારે આ ખૂલાસો કરવો પડે છે સૌથી પહેલી વાત તો એ છે કે–આ ભાઇ જેવી ભાવના ધરાવે છે, તેવી ભાવના સત્તાના સ્થાને બેઠેલા લોકો ધરાવતા નથી મહાજનો વિગેરે પણ એટલા સબળ નથી કે–સારી વાતમા સાથ દેતા ગમે તેવી આપત્તિ આવી લાગે, તો તેને ય સહવાને તૈયાર હોય. વધુમા, અમે મુખ્યત્વે ઉપદેશમા માનનારા છીએ ઉપદેશથી શકય તેટલુ સારૂ કરાવવું, એ અમારૂ પ્રધાન લક્ષ્ય છે પણ અત્યારના સયોગોમા ઉપદેશ દેવો કોને ? રાજસત્તાના સ્થાને બેઠેલાઓને સાધુની ગરજ નથી સાધુઓ શું કહે છે અને શા માટે કહે છે, તે સાભળવાની તાલાવેલી નથી માની લો કે–કેટલાક કારણોને લઈને એ સાભળવાને આવી શકે તેમ ન હોય, પણ એમને સાભળવાની ઈચ્છા હોય તો એમને ઘરે જઇને ય સભળાવતા, અમને શરમ કે સકોચ આવે તેમ નથી, પરન્તુ અમે જો એમને ઘરે જઇને સભળાવવા માગીએ, તો ય તે બરાબર નહિ સાભળે–એવુ અમને લાગે છે બીજી મુશ્કેલી એ પણ છે કે–આજે કોને જઇને સમજાવીએ ? રાજેન્દ્ર બાબુને ? એ કહેશે કે–હું તો સરકારનો બધારણીય વડો છુ. એ કાગળીયું કરી લાવે, તેના ઉપર સહી કરવાની મારે ! ત્યારે વડા પ્રધાન જવાહરલાલજીને ? એ કહેશે કે–આ મારૂં રાજ્ય નથી. કેબીનેટ મળીને વ્યવસ્થા કરે છે. કેબીનેટને કહીએ, તો કેબીનેટ કહેશે કે–પાર્લામેન્ટનો મત જાણવો જોઈએ એટલે આ દેશમા રાજ્યવ્યવસ્થાને અગે ધર્મોપદેશ દેવો પણ હોય, તો તે કોને દેવો ? આવા રાજ્યમા અમુક અમુક તો ન જોઇએ અને અમુક અમુક

પ્રકારની વ્યવસ્થા તો હોવી જ જોઈએ, એવી કોઈ વાત આપણે કહેવી પણ હોય, તો ય આપણી વાત કોને કહેવી ? એક માણસમા અમુક હિંસાને અટકાવવાની વૃત્તિ જાગે છે અને એ માટે એ ભૂખે મરવાને પણ તૈયાર થઈ જાય છે, એ વૃત્તિ અવગણી કાઢવા જેવી છે જ નહિ, પણ આ તો કાગ ળીયાના ઘોડાનો જમાનો છે એ ક્યારે ક્યા પહોંચે તે કહે વાય નહિ. આજના છાપા પણ કોની વાતને મહત્ત્વ આપે અને કોની વાતને મહત્ત્વ આપે નહિ-એ કહેવાય નહિ વળી અમુક માણસ ઉપવાસ ઉપર ઉતરે, ત્યા તો થોડા જ સમ યમા કાંટે તોલાવા માટે એની મોટી જાહેરાતો થાય જ્યારે અમુકની વાતને ગણકારે નહિ એમેય બને. ઉપવાસ ઉપર ઉતર્યા પછીથી ધારો કે-ધાર્યું બન્યુ નહિ, એવા વખતે અન્તિમ ક્ષણ સુધી સમાધિ રહેવી, કશો પણ વિકલ્પ ઉઠવો નહિ અને દુર્ધ્યાન જરા પણ આવે નહિ, માત્ર એમ થયા કરે કે-સારા હેતુએ મારા જીવનનો હુ ભોગ દઈ રહ્યો છુ, કોઈ પ્રત્યે દુર્ભાવ જાગે નહિ, આવું બધુ જો શક્ય હોય, તો એક તો શું પણ લાખ માણસો આવું કરતા હોય, તો ય નિષેધ કરીએ નહિ, પણ એ બને એવું નથી ઉપ વાસ કરવાથી જે હેતુ માટે ઉપવાસ કરવાની વાત છે તે હેતુ સરે, એ પણ આજનું રાજકારણ જોતા શક્ય લાગતું નથી અમારો ધધો ધર્મપાલનનો અને ધર્મોપદેશનો છે, પણ વાત નીકળી છે તો કહી દઉ કે-વર્તમાન પદ્ધતિનુ સ્વરાજ્ય અને પ્રજાસત્તાક લોકના હિતમા છે, એવું અમારૂ માનવું નથી આજે અમુક અપવાદ સિવાય, લાચ-રૂશ્વત કેટલી બધી વધી ગઇ છે ? આજે ટંડન-જવાહર ન્યાય તોળાવા

ઉભો છે આવી પ્રજા કોને ક્યારે ઉચકીને ફેંકી દેશે, તે કહે વાય નહિ એટલે આજના પ્રજામતના નામે પણ બહુ ભરોસો રાખવા જેવું લાગતું નથી આમ છતાં પણ, અમને જ્યારે પરિણામ આવશે એમ જણાશે, ત્યારે અમે જરૂર બોલીશું. આ ભાઈએ જે, જેમની સાક્ષી હતી તેમણે બોલ્યું-લખ્યું ફેરવ્યું એવી વાત કરી, તે સબધી તો જાણ્યા વિના કાંઈ કહેવાય નહિ, બાકી આજે તો હૈયે જુદું અને હોઠે જુદું-એમાં મુત્સદ્દીગીરી મનાય છે આટલા ઉપરથી હું શું કહેવાને ઇચ્છું છું, તે તમે સમજી શક્યા હશો સારા કામમાં સૌએ સાથ આપવાનું કહેવાય, પણ જે રીતિએ આ ભાઈ કરવા માગે છે, તે રીતિ બરાબર લાગતી નથી, માટે એવી કોઈ ધાધલમાં અમારી સમતિ નથી વ્યાજબી વાતનો પણ દુરૂપયોગ ન થાય, એ માટે આટલી વિગતથી વાત કરી પરોપકાર ખાતર પણ, પોતાના આત્માનું અકલ્યાણ થાય-એવું પગલું ભરવું, તે વ્યાજબી નથી.

રામાયણમાં સંસ્કૃતિનો આદર્શ

**ભાગ બીજો સમાપ્ત.**